# ઈસ્લામી
## કાયદા-કાનૂન વ્યવસ્થા
## વર્તમાન સમસ્યાઓનું નિરાકરણ

માનવીય કાયદાઓનો પ્રારંભિક ઈતિહાસ, ઈસ્લામી કાયદાઓના વિભિન્ન યુગો, બુન્યાદી અંશો, યુરોપિય નિષ્ણાંતોના અભિપ્રાયો, ઈસ્લામી શરીઅત અને નાગરિક કાયદાઓ, કાયદાની વ્યાખ્યામાં યુરોપિય કાનૂનવિદોના મતભેદો, માનવસમાજની એકતા, માનવહક્કો, વાણી સ્વતંત્રતા, ન્યાયિક અદાલતો, સામાજિક-આર્થિક બાબતો, ગુનાહો ઉપર અંકુશ અને સજાઓ વિશે ઈસ્લામી દૃષ્ટિકોણ, ઈસ્લામી કાયદાઓની વિવિધ ખાસીયતો, વિશાળતાઓ અને સફળતાઓ તથા માનવીય કાયદાઓની સંકુચિતતાઓ અને નિષ્ફળતાઓનો પણ કાનૂની નિષ્ણાંતોના અભિપ્રાયો સાથે વિગતવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

✽ સંપાદક ✽

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **ઈસ્લામી કાયદા-કાનૂન વ્યવસ્થા**
**વર્તમાન સમસ્યાઓનું નિરાકરણ**

સંપાદક : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા)
ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૭, હિ.સ. ૧૪૩૮

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦



❋ કિતાબ મેળવવાનું સ્થળ ❋

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,
ભરૂચ–૩૯૨ ૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)
ફોન : ૦૨૬૪૨–૨૨૩૫૦૫

# અનુક્રમણિકા



# સંપાદકીય

الحمد لله رب العالمين، والصلاة والسلام على سيد الانبياء
والمرسلين، وعلى آله وصحبه اجمعين.

માં-બાપ પોતાના બાળકોની જરૂરિયાતથી સૌથી વધારે વાકેફ હોય છે. દૂધ પીતા બાળકના ઈશારાઓને સમજવામાં પણ તેમને કોઈ મુશ્કેલી નથી થતી. ખેર, આ તો માનવી છે. પ્રાણીઓ જે કાંઈ બોલી નથી શકતા અને જેમને સાંકેતિક (ઈશારાની) ભાષા પણ નથી આવડતી, તેમના માલિકો-પાલકો પણ તેમની જરૂરતોથી સારી રીતે વાકેફ હોય છે. અને એ જ હિસાબથી તેમના ખાવા-પીવા તથા લાલનપાલનની વ્યવસ્થા કરે છે. દેખીતી વાત છે કે, સૃષ્ટિના સર્જક મહાન અલ્લાહપાક જગતના સર્વશ્રેષ્ઠ જીવ "માનવી"ની જરૂરિયાતથી પણ વાકેફ છે. એટલે અલ્લાહપાક માનવી માટે જેટલા સારા તથા ઉચિત જીવનના નિયમો ઘડી શકે છે, ચોક્કસ જ કોઈ બીજી હસ્તી કે શક્તિ નથી કરી શકતી.

જીવનના નિયમો ઘડવા માટે જ્ઞાનની જરૂર છે. અને ખુદાપાકથી વધીને કોઈ જ્ઞાની નથી. તેના માટે ડહાપણ તથા નિર્ણયશક્તિ જોઈએ. અને અલ્લાહપાકથી વધારે કોઈ શક્તિશાળી તથા જાણકાર નથી. એટલે જ કુર્આન શરીફમાં છે કે, ચૂકાદો કે નિર્ણયનો અધિકાર માત્ર અલ્લાહપાકને છે.

*(અલ અન્આમ : ૬૨)*

અલ્લાહ તઆલાએ જેવી રીતે દુન્યામાં માનવીની ભૌતિક જરૂરીયાત પૂરી કરવાની વ્યવસ્થા કરી છે, એવી જ રીતે તેણે માનવીને તેના પોતાના જીવનના નિયમોથી પણ અંધારામાં નથી રાખ્યો. કારણ કે એક માણસ કે એક સમૂહ સમગ્ર માનવજાતની બધી જ જરૂરિયાતની જાણકારી ધરાવી નહીં શકે, અને તેનાથી એ પણ આશા નહીં રાખી શકાય કે વિવિધ માનવીય વર્ગોના હિતો વચ્ચે જે પરસ્પર વિરોધાભાસ છે (અને માનવીય હેસિયતથી ખુદ તેના પણ હિતો છે), તે બધાની વચ્ચે તે ન્યાયપૂર્વક કામ પાર પાડી શકશે. એટલે ખુદાપાકના રબ, રહમાન તથા રહીમ હોવાનો તકાદો હતો કે તે માનવીને જીવન જીવવાની રીત પણ દર્શાવે.

આ રીત કે માર્ગના દર્શન માટે જ દરેક કાળમાં અલ્લાહપાકના નબી-રસૂલ આવતા રહ્યા. હઝરત આદમ (અલૈ.) માત્ર પહેલા માનવી જ નહીં ખુદાપાકના પહેલા પયગમ્બર પણ હતા. અલ્લાહ પાક તરફથી માનવી માટે જે કાનૂન મોકલવામાં આવતો રહ્યો, તેને જ ‘‘શરીઅત’’ કહેવામાં આવે છે. માણસનો પ્રારંભિકકાળ શૈક્ષણિક તથા સાંસ્કૃતિક હિસાબથી અપરિપકવતા (બાળપણ)નો કાળ હતો. એટલે અલ્લાહપાક તે જ કાળના અનુરૂપ આદેશો આપતા રહ્યા. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) એવા કાળમાં તશરીફ લાવ્યા, જ્યારે કે માનવી દરેક રીતે ‘‘પુખ્ત વય’’માં પહોંચી ચૂક્યો હતો. એટલે આપને એવા આદેશો આપવામાં આવ્યા, જે કિયામત (પ્રલયકાળ) સુધી બાકી રહેશે. હઝરત મુહમ્મદ (સલ.)ની શરીઅત એ સમયે દુન્યામાં આવી, જ્યારે માનવીની ક્ષમતાઓ પૂર્ણપણે વિકસી ચૂકી. એટલે જ આ શરીઅત હંમેશ માટે છે. અને એમાં માનવીને ક્યારેય સંકડાશનો અનુભવ નહીં થશે. કુર્આન શરીફની ભાષામાં તેનું જ નામ ‘ધર્મની પરિપૂર્ણતા’ તથા ‘નેઅમતની પૂર્તિ’ છે. *(સૂ.માઈદહ : ૩)*

અલ્લાહપાકે પ્રબોધેલ આ જ તે જીવન વ્યવસ્થા છે, જેને ‘ઈસ્લામી શરીઅત’ અથવા ‘ઈસ્લામી કાનૂન’ કહેવામાં આવે છે. આ કાનૂન ગ્રીસના તત્વજ્ઞાનીઓના વિચારોની જેમ માત્ર ‘‘દૃષ્ટિકોણ’ નથી. જેનું સ્વપ્ન તો જોવામાં આવે છે, પરંતુ તે સાકાર નથી થતું, તેમજ તે સમાજવાદી

જીવનવ્યવસ્થાની જેમ કોઈ એવો કાનૂન નથી કે સિત્તેર વર્ષની મામૂલી મુદતમાં તેનું નામનિશાન મટી જાય, બલ્કે તે એક એવી સંતુલિત તથા સાહજીક વ્યવસ્થા છે, જેણે લગભગ એક હજાર વર્ષ સુધી એશિયા, આફ્રિકા અને યુરોપના એક મોટા ભૂભાગ પર શાસન કર્યું છે. વિવિધ સંસ્કૃતિઓ તથા સામાજીક એકમોનો સામનો કર્યો છે, અને બહુ જ સારી રીતે દરેક દેશકાળની સમસ્યાઓને હલ કરી છે. વિશ્વમાં જ્યારે પણ આ કાનૂનની ચકાસણી કરવામાં આવી ત્યારે તેની ઉપયોગિતાનો સ્વીકાર કરવામાં આવ્યો. દુર્ભાગ્યવશ તુર્કીની ઉસ્માની ખિલાફતના પતન પછી ઈસ્લામનું શાસકીય વર્તુળ મસ્જીદ અને વધારેમાં વધારે સામાજીક જીવનની કેટલીક સમસ્યાઓ પુરતુ સીમિત કરી નાંખવામાં આવ્યું, પરંતુ આજે પણ જે તે દેશમાં થોડો ઘણો ઈસ્લામી કાનૂન લાગુ છે, ત્યાં તેની ઉપયોગિતાનો લોકોને અહેસાસ થઈ રહ્યો છે. પરંતુ વર્તમાન મીડિયા આવા દેશોને મૂળભૂતવાદી, જુનવાણી તથા કટ્ટરવાદી હોવાના મહેણાં મારે છે.

પાછલા વર્ષોમાં જે દેશમાં પણ, જ્યારેય ઈસ્લામી કાનૂન લાગુ કરવાની ઘોષણા કરવામાં આવી, ત્યારે બધાના કાન સરવાં થઈ ગયા. અમૂક લોકો આની પ્રતિક્રિયારૂપે એવા બૂમ-બરાડા પાડે છે, જાણે કે કોઈ ખતરનાક તોફાન કે ભૂકંપ આવવાનો હોય. હદ તો ત્યારે થાય છે કે, આપણી જે પાર્ટીઓ આપણા દેશમાં ધાર્મિક રાષ્ટ્ર બનાવવાનું સ્વપ્ન જુએ છે, તે પણ આવી ઘોષણાને ધાર્મિક કટ્ટરવાદ કહે છે. આ પ્રકારના નિવેદનોથી લોકોમાં એવી ગેરસમજ ઉભી થાય છે કે, સાચે જ ઈસ્લામ કોઈ ડરામણી બાબત છે. જો કે શાંત દિમાગથી કામ લેવામાં આવે તો શરીઅત મુજબ કાનૂન ઘડવાની વાત એ સારી ખબર છે, ખરાબ સમાચાર નથી. આ તો માનવીના હિતમાં છે, તેમાં તેનું કોઈ નુકસાન નથી.

સમગ્ર ઈસ્લામી કાનૂન પાછળ જે હકીકતો (મુસ્લિમોના મતાનુસાર) મૌજૂદ છે, તે ન જાણવાને કારણે ઘણી બધી ગેરસમજો ઉત્પન્ન થઈ છે. **આધુનિક ભારતનો કટ્ટરવાદી વર્ગ (સેક્યુલર વર્ગ સહિત) આ સમગ્ર મામલાને ભૌતિક (માદ્દી) દષ્ટિકોણથી મૂલવે છે, જ્યારે મુસ્લિમો તેને**

**રૂહાની દષ્ટિબિંદુથી જુએ છે. મુસ્લિમો એમ માને છે કે, સમગ્ર ઇસ્લામી કાનૂનના સાચા ઘડવૈયા** (Legislator) **સ્વયં અલ્લાહ તઆલા છે.** કારણ કે એક માનવી એટલી ક્ષમતા ધરાવતો જ નથી કે તે બીજા માનવી માટે ઈષ્ટ-અનિષ્ટ (સારા-ખરાબ)ની વચ્ચે ભેદરેખા દોરી કાનૂન ઘડી શકે. કાનૂન ઘડવા માટે માનવ અસ્તિત્વ અને જીવનની સર્વ પ્રકારની જાણ હોવી જરૂરી છે. કોઈ માનવી પોતાના ટૂંકા જીવનકાળમાં વિદ્યાની તમામ શાખાઓમાં નિપૂણતા મેળવી નહીં શકવાને કારણે બીજા માનવી માટે કાનૂન ઘડી શકે એમ નથી. જ્યારે એ સિધ્ધ થયું કે માનવી માનવી માટે કાનૂન ઘડી ન શકે, તો તેનાથી આપોઆપ સિધ્ધ થાય છે કે, માનવી ખુદાઈપ્રેરિત કાનૂનમાં મનસ્વીપણે વધારો-ઘટાડો પણ કરી ન શકે.

**મુસ્લિમોના માનસિક વલણને નક્કી કરતી એક બીજી મહત્વપૂર્ણ હકીકત આખિરતના જીવનની હકીકત છે. મુસ્લિમો એમ માને છે કે, આ જીવન પહેલું છે અને છેલ્લું પણ. જન્મ-મરણનો અહીં કોઈ ચકરાવો નથી.** આ એકમાત્ર જીવન પણ અલ્લાહ તઆલાએ મોઝમજા માટે (કે સજા માટે) અર્પણ કર્યું નથી, બલ્કે કસોટી (Test) માટે અર્પણ કર્યું છે. જે વ્યક્તિ ખુદાઈ પ્રેરિત કાનૂન (જેની છેક છેલ્લી આવૃત્તિ કુર્આન શરીફ છે)ને હૃદયપૂર્વક માનશે, તેને જન્નત (સ્વર્ગ) મળશે અને જે નહીં માને અથવા તેમાં સુધારા-વધારાનો સ્વીકાર કરશે, તેને દોઝખ (નર્ક)નું દુઃખમય જીવન મળશે. આવી સ્થિતિમાં મુસ્લિમો એમ વિચારે છે કે, ઈસ્લામી કાનૂન ઉપર અમલ કરવાથી આ જીવનમાં ભલે થોડી અગવડ પડતી હોય તો ભલે પડે, પરંતુ વધારો-ઘટાડો સ્વીકારીને પોતાનું પારલૌકિક (આખિરતનું) જીવન બગાડવું ન જોઈએ.

અલ્લાહપાકની માન્યતા એક તરફ સદાચાર-દુરાચારની વ્યાખ્યા સ્પષ્ટ કરે છે, તો બીજી બાજુ જન્નત-દોઝખની માન્યતા સદાચારની પ્રેરણા આપે છે અને દુરાચારથી રોકે છે. આજનો આધુનિક કાનૂન હજુ સુધી ઈષ્ટ-અનિષ્ટ (સારા-ખરાબ) વચ્ચે સ્પષ્ટ ભેદરેખા દોરી શક્યો નથી કે કાનૂનભંગ ઉપર કાબૂ મેળવી શક્યો નથી. તેનું કારણ એ જ કે આધુનિક કાનૂન પાસે

આવો કોઈ અધિભૌતિક પાયો (Metaphysicalbase) નથી. આધુનિકોએ ઈસ્લામની આ ખૂબી પ્રયોગ ખાતર પણ અપનાવવી જોઈએ.

પ્રત્યેક કાનૂન પાછળ કેટલાક મૂલ્યો હોય છે. સમાન નાગરિકધારાનો જે હોબાળો ઉભો થયો, તેના લીધે **“ઇસ્લામનો પારીવારિક કાનૂન” વિશેષ ધ્યાનપાત્ર, ટીકાપાત્ર બન્યો છે, પરંતુ ઇસ્લામે પોતાના પારીવારિક (કૌટુંબિક) કાનૂન પાછળ જે મૂલ્ય સ્થાપ્યું છે, તેને ન જાણવાને કારણે અનેક ગેરસમજો ઉભી થઈ છે.**

પારીવારિક (કૌટુંબિક) કાનૂન પાછળ ઈસ્લામે જે મૂલ્ય પ્રસ્થાપિત કર્યું છે, તે પુરૂષ પ્રધાનતાનું મૂલ્ય છે. કોઈ પણ જાતના સંકોચ વગર ઈસ્લામે તેનું એ’લાન પણ કર્યું છે. *(૨:૨૨૮)*

પાછલા પચાસ વર્ષોમાં જીવશાસ્ત્ર તથા માનસશાસ્ત્ર ક્ષેત્રે જે અવનવા સંશોધનો થયા છે, તેનાથી એ પુરવાર થઈ ચૂક્યું છે કે, પુરૂષોની પ્રધાનતા એ માનવસર્જિત નહીં, બલ્કે કુદરત સર્જિત છે. એટલે ઈસ્લામે ચૌદસો વર્ષ પૂર્વે સ્ત્રીને જે સ્થાન આપ્યું હતું, તે જ ન્યાયિક હતું.

સ્ત્રી-પુરૂષ સમાનતાની ખોટી વિભાવનાના આધારે જે આધુનિક કાનૂનો ઘડાયા, તેના કારણે પરિવાર વધારે વેરવિખેર બન્યો છે. એવું ઘટનાકીય પુરાવાઓથી સાબિત થાય છે. એટલે થોડાક દિવસો માટે જો આધુનિક સમાજ ઈસ્લામનો પારીવારિક કાનૂન અપનાવે, તો જરૂર તેના ફાયદાઓ માલૂમ પડશે.

**બંધારણનું બિનજરૂરી લંબાણ :**

બંધારણ એક ઉચ્ચ કાનૂની દસ્તાવેજ છે. બંધારણનો હેતુ એ છે કે, એવા મૂળભૂત નિયમો ઠરાવવામાં આવે, જેના વડે રાષ્ટ્રીય શાસન (અથવા કોઈ જાહેર સંસ્થા)ને ચલાવી શકાય. બંધારણ તો સંક્ષિપ્ત જ હોવું જોઈએ. કારણ કે બંધારણ જેટલું લાંબુ હશે, તેટલા જ તેમાં વિરોધાભાસો ઉત્પન્ન થશે અને વારંવાર તેમાં સુધારાની આવશ્યકતા ઉભી થશે. અંતે એવું થશે

કે લંબાણ અને ગૂંચવાડાના કારણે માત્ર ગણ્યાગાંઠ્યા બંધારણ વિશેષજ્ઞો જ તેના વિશે જાણતા હશે. સામાન્ય નાગરિકોને તેના વિશે કોઈ જાણકારી કે તેનાથી કોઈ દિલચસ્પી બાકી રહેશે નહીં.

આ કારણોસર જ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત બંધારણ શાસ્ત્ર (Constitutionalism)ના વિશેષજ્ઞ વિસ્કાન્સિન યુનિવર્સિટીના પ્રાધ્યાપક ડૅવિડ ફિલ્મેનથી લઈ ભારતના સૌથી મોટા બંધારણ તજજ્ઞ શ્રી નાની પાલખીવાલા સુધીના લોકોએ સંક્ષિપ્ત બંધારણની હિમાયત કરી છે.

સાંપ્રત યુગમાં તમામ વિકસિત રાષ્ટ્રોના બંધારણો ટૂંકા છે. દા.ત. અવિકસિત રાષ્ટ્ર જ્યોર્જયા (Georgia)નું સુધારેલું બંધારણ પાંચ લાખ શબ્દો પર આધારિત છે. બીજી તરફ વિકસિત રાષ્ટ્ર અમેરિકાનું બંધારણ માત્ર સાત હજાર શબ્દો પર આધારિત છે. એવી જ રીતે જાપાનનું બંધારણ અત્યંત સંક્ષિપ્ત છે, જે પ્રવર્તમાન યુગમાં વિકસિત રાષ્ટ્રો વચ્ચે પ્રથમ ક્રમના રાષ્ટ્રોની હેસિયત ધરાવે છે. *(૫/૮૫-૮૬)*

ભારતનું બંધારણ સંભવતઃ તમામ રાષ્ટ્રસ્તરીય બંધારણોમાં સૌથી લાંબુ છે. બાર વિગતવાર શિડ્યુલ્સ સિવાય મૂળ બંધારણ ૩૯૫ કલમો ઉપર આધારિત છે. તદ્ઉપરાંત કેટલીય કલમોની પેટા કલમો પણ છે. બંધારણનું લંબાણ ખોટી વાત છે. તેના પુરાવારૂપે માત્ર એટલું જ કહેવાનું કે, નવેમ્બર ૧૯૪૯ થી લઈ આજ સુધી તેમાં લગભગ એંસી (૮૦) સુધારાઓ થઈ ચૂક્યા છે. અને હજુ સુધી સુધારાની માંગણી ચાલુ જ છે. તેમ છતાં આ 'સર્વગ્રાહી' બંધારણ દેશને પ્રગતિના પંથે આગળ ધપાવવામાં સફળ થઈ શક્યું નહીં.

ડૉ. રાજેન્દ્રપ્રસાદ ભારતની બંધારણ ઘડનાર એસેમ્બલીના પ્રમુખ (૧૯૪૬-૪૯) હતા. આ બંધારણ જો કે તેમના પ્રમુખપદ હેઠળ ઘડાયું અને તેની પરિપૂર્ણતા પછી તેઓએ જ ૨૬ નવેમ્બર ૧૯૪૯ના દિને તેની ઉપર પોતાના હસ્તાક્ષર કર્યા. તેમ છતાં તેઓ લાંબી બંધારણબાજીના વિરોધી હતા.

ડૉ. રાજેન્દ્રપ્રસાદે બંધારણ ઘડનાર એસેમ્બલીમાં પોતાનું વિદાય પ્રવચન આપતાં કહ્યું કે, બંધારણમાં દરેક વસ્તુ લખી નહીં શકાય. તેઓએ આશા વ્યક્ત કરી કે, તંદુરસ્ત પ્રણાલિકાઓ સ્થાપવામાં આવશે, પરંતુ એમ બની શક્યું નહીં. તેની વિરૂદ્ધ એવી માનસિકતા બની ગઈ કે, પ્રત્યેક વસ્તુને બંધારણમાં લખી દેવામાં આવે. *(હિન્દુસ્તાન ટાઈમ્સ, ૨૪ મે ૧૯૯૫)*

બિનજરૂરી કલમોના વધારાથી બંધારણમાં બિનજરૂરી લંબાણ થાય છે. ભારતીય બંધારણમાં આ પ્રકારની કાંઈ કેટલીય બિનજરૂરી કલમો શામેલ છે. તેમાંથી જ રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો **(Directive Principle)**ની કલમ ૪૪ છે. જે સમાન નાગરિક ધારા સબંધિત છે. તેમાં કહેવામાં આવ્યું છે કે, ''રાષ્ટ્રીય શાસન એ વાતનો પ્રયત્ન કરશે કે, ભારતના તમામ નાગરિકો માટે સમાન નાગરિક કાનૂન સુલભ થઈ જાય.''

***The state shall endeaver to secure for he citizens a uniform civil code throughout the territory of India.***

બંધારણની આ કલમ એટલી જ ગેરવાજબી છે, જેટલું એમ કહેવું કે રાજ્યશાસન એ વાતનો પ્રયત્ન કરે કે, દેશના તમામ નાગરિકો માટે સમાન ભોજન સૂચિપત્ર **(Uniform menu)** અસ્તિત્વમાં આવી જાય. જેવી રીતે એ શક્ય નથી કે દેશના તમામ સ્ત્રી-પુરૂષો, આબાલ-વૃદ્ધ એક જ પ્રકારનું ભોજન લે અને એક જ પ્રકારનો પહેરવેશ પહેરે. એવી જ રીતે એ પણ નિશ્ચિત રીતે અશક્ય છે કે, એક વિશાળ રાષ્ટ્રના તમામ સ્ત્રી-પુરૂષો એક જ શૈલી મુજબ લગ્નની વિધિ અદા કરે. ભલેને તેના માટે કાયદા-કાનૂન કેમ નહીં બનાવી નાખવામાં આવે. બંધારણનું કામ રાષ્ટ્રીય નીતિના મૂળભૂત નિયમો નક્કી કરવાનું છે, ખાનગી બાબતોમાં લોકોની વ્યક્તિગત રસ-રૂચિને નિર્મૂળ કરીને બિનજરૂરીપણે સમાનતા લાવવાનું તેનું કામ નથી. તેમ છતાં જ્યારે કોઈ વસ્તુ લખીને છાપી નાંખવામાં આવે, તો ઘણા લોકો તેને તથ્ય સમજી બેસે છે. આવી જ સ્થિતિ બંધારણની આ કલમ માટે પણ સર્જાઈ છે. એટલે જ ઘણા લોકો તેનો હવાલો આપી માંગણી કરતા રહે છે

કે, સમાન નાગરિક ધારો લાવવા માટે સંસદ એક કાનૂન બનાવે અને તેને આખા દેશમાં લાગુ કરવામાં આવે.

આપણે જોઈ રહ્યા છીએ કે, આજે પણ પ્રત્યેક સ્તરે રાષ્ટ્રીય સમભાવનો અભાવ છે. લોકોમાં કોઈ જાતનું રાષ્ટ્રીય ચારિત્ર્ય નથી. એસેમ્બલી અને પાર્લામેન્ટમાં સત્ર દરમિયાન એવી ધમાલો થાય છે કે, ગૃહની કાર્યવાહીને ચાલુ રાખવી મુશ્કેલ થઈ પડે છે. ગ્રામ પંચાયતોમાં પહેલાંથી વધારે કેસો આવી રહ્યા છે. અદાલતોમાં વિવાદપૂર્ણ કેસોની ભરમાર છે. બે અલગ-અલગ કૌમથી વધારે એક જ કૌમના વિભિન્ન વર્ગો વચ્ચે ઘર્ષણ ચાલી રહ્યું છે. ઘણા રાજ્યોમાં સ્થાનિક ઝઘડાઓ ચાલુ જ છે. ત્યાં સુધી કે અમુક રાજ્યોમાં અલગાવવાદની હિંસક ચળવળો ચલાવવામાં આવી રહી છે. (સિફતની વાત તો એ કે આ લોહિયાળ જંગના બન્ને પક્ષો સમાન પારિવારિક કાનૂનના તાંતણે બંધાયેલા છે.) તમામ રાજકીય પક્ષોનો "સિવિલ કૉડ" સરખો જ, પરંતુ આ પક્ષોએ એટલી વ્યાપક સ્તરે પરસ્પર લડાઈ ચાલુ રાખી છે કે, રાષ્ટ્રની અખંડિતતા ગંભીર રીતે જોખમમાં પડી ગઈ છે.

ઈસ્લામી કાનૂનની બે બાબતો મૂળભૂત રીતે આગવું સ્થાન ધરાવે છે. એક છે ન્યાય, અને બીજું છે મધ્યમ માર્ગ.

ન્યાયનો અર્થ એ છે કે, દરેક વ્યક્તિની જવાબદારી તેની ક્ષમતાના હિસાબથી નક્કી કરવામાં આવે. દા.ત. દેશની સુરક્ષા, કાયદા વ્યવસ્થાની જાળવણી અને આના જેવી જવાબદારીઓ પુરૂષોને સોંપવામાં આવે. કારણ કે પુરૂષો જ આની ક્ષમતા ધરાવે છે. ઘરગૃહસ્થીની બાબતો તથા બાળકોના ઉછેરની જવાબદારી સ્ત્રીઓના શિરે રહેશે. કારણકે તે એ કામોને વધારે સારી રીતે પાર પાડી શકે છે. મધ્યમ માર્ગનો અર્થ એ છે કે, જવાબદારીઓ નાંખવામાં અનુચિત વધારો કે ઘટાડો કરવામાં નહીં આવે. દા.ત. આ જ સ્ત્રીઓના અધિકારોની બાબત લઈ લો. અમૂક લોકોએ સ્ત્રીઓને એટલી નિચલી કક્ષામાં મૂકી દીધી કે, તેને માનવજાતની આખરી પંગતમાં પણ જગ્યા ન આપી. અને અમૂક લોકોએ તેને એટલી ઉંચાઈ પર પહોંચાડી

દીધી કે, જે જવાબદારીઓ ઉપાડવાની તેમાં શક્તિ ન હતી, તે જવાબદારીઓ પણ તેના માથે નાંખી દીધી. આવી જ સ્થિતિ મજૂરોના મામલે સર્જાઈ. કેટલાક લોકોએ મજૂરોને મૂડીવાદીઓના ગુલામ બનાવી નાંખ્યા. અને અન્ય લોકો (સામ્યવાદી)એ એમ કહ્યું કે, શાસન કરવાનો અધિકાર મજૂરોનો જ છે. આ અલ્પોક્તિ તથા અતિશયોક્તિએ હંમેશ સમાજને નુકસાન પહોંચાડ્યું છે. શરીઅતે ઈસ્લામીની વિશેષતા એ જ છે કે, જીવનના દરેક ક્ષેત્રે તેના ઘડેલા કાનૂન ન્યાયના તકાદાને પૂરા કરે છે. અને કોઈપણ જાતના અંતિમ વલણથી દૂર મધ્યમમાર્ગીય શૈલી અપનાવે છે. બલ્કે ઈસ્લામે પ્રબોધેલ શારીરિક સજાઓ પણ અત્યંત સંતુલિત તથા પ્રકૃતિસંગત છે.

સામાન્યપણે એમ વિચારવામાં આવે છે કે, ઈસ્લામી કાનૂન દોઢ હજાર વર્ષ જૂનો છે. એ સમયગાળા દરમિયાન દુન્યા આર્થિક, સામાજીક રીતે કેટલી બદલાય ચૂકી છે. જે માણસ બળદગાડા પર બેસીને પ્રવાસ ખેડતો, તે હવે હવામાં ઉડી રહ્યો છે. એવા જુના જમાનાના કાનૂન આજના વિકસિત યુગ માટે કેવી રીતે સુસંગત હોય શકે ? પરંતુ આ એક ગેરસમજ છે. વાસ્તવમાં માનવી સાથે બે બાબતો જોડાયેલી છે. એક તેની પ્રકૃતિ, બીજી તે સાધનો જે તેની ચારેકોર ફેલાયેલા છે.

ઉંડાણપૂર્વક વિચારીશું તો જે કાંઈ પરિવર્તનો જોવા મળી રહ્યા છે, તેનો સબંધ સાધનો સાથે છે. માનવીની પ્રકૃતિ કે અંતરમાં કોઈ મૂળભૂત પરિવર્તન કે તબ્દીલી આવી નથી. રાંધવાની રીતો ચોક્કસ જ બદલાઈ ગઈ છે, ખાવા-પીવાની શૈલીમાં જરૂર પરિવર્તન આવ્યું છે, પરંતુ ભૂખ-તરસ જેવી રીતે પહેલાં લાગતી હતી, તેવી આજે પણ લાગે છે. માણસે તીર તથા તલવારના બદલે એટમ બોમ્બ તથા મિસાઈલ બનાવી લીધા છે, પરંતુ તેની પાછળ સુરક્ષા કે બદલાની જે ભાવના પહેલાં હતી, એવી જ ભાવના આજે પણ તેના માટે પ્રેરકબળ પુરૂ પાડે છે. જીવનના દરેક ક્ષેત્રને આ નિયમ લાગુ પાડી શકાય એમ છે.

ઈસ્લામી કાનૂનની મુખ્ય વિષયવસ્તુ માનવીય પ્રકૃતિ છે, સાધનો નહીં.

તે માનવીની સાહજીક વૃત્તિ પર અંકુશ મેળવે છે. અને તેને યોગ્ય દિશામાં વાળે છે. તે કહે છે કે, શક્તિનો ઉપયોગ અત્યાચાર ખતમ કરવા માટે કરો, અત્યાચાર કરવા માટે નહીં. તે કહે છે કે, દૌલત ગરીબોના ઘરના દીપ રોશન કરવા માટે ખર્ચો, આપવડાઈ પ્રગટ કરવા માટે નહીં. તે ઈચ્છે છે કે, માણસ પોતાની વૈચારિક ક્ષમતાને માનવજાતના કલ્યાણ માટે ઉપયોગમાં લે, માનવજાતની બરબાદી માટેના હથિયારો કે સાધનો વિકસાવવામાં ન લગાવે. તે ચાહે છે કે, પ્રસાર માધ્યમોનો ઉપયોગ સત્યને પ્રગટ કરવા માટે તથા તેને મદદ કરવા માટે થાય, અપપ્રચાર તથા સત્યને દબાવવા કે દબડાવવા માટે ન હોય. એટલે જેમ જેમ સાધનો વધતા જશે, ઈસ્લામી કાનૂનની આવશ્યકતા પણ વધતી જશે. એટલે જ આજે વિશ્વનો એવો કોઈ કાનૂન નથી જેણે ઈસ્લામી કાનૂનના તત્વો પોતાની અંદર સમાવ્યા નહીં હોય. ખાસ કરીને સામાજીક કાનૂનમાં તો ઈસ્લામી કાનૂનમાંથી એટલા બધા અંશ લેવામાં આવ્યા છે કે તેની ગણત્રી પણ મુશ્કેલ છે. અને એ પણ એક હકીકત છે કે, જ્યાં પણ અને જેટલી પણ ઈસ્લામી શરીઅતની અવગણના કરવામાં આવી, ત્યાંના લોકો તેટલી જ મુશ્કેલીઓનો સામનો કરી રહ્યા છે.

જગતના સઘળા ધર્મો અને સંપ્રદાયોમાં ઈસ્લામ જ એક એવો ધર્મ અને જીવન નિયમ છે, જેણે દરેક યુગમાં ઉત્પન્ન થનાર ગુંચવણભર્યા મસાઈલના સંતોષકારક જવાબો આપ્યા છે. આજના સાયન્સ અને ટેકનોલોજીના યુગે સામાજિક, રાજકીય અને આર્થિક રીતે માનવજીવનનું સંપૂર્ણ માળખું બદલી નાંખી ઈસ્લામ સિવાય જગતના સઘળા ધર્મોને એવી મૂંઝવણમાં નાંખી દીધા છે કે, જો તે પોતાના ધાર્મિક પુસ્તકો પ્રમાણે જીવનપધ્ધતિ અપનાવવા માંગે તો તે એકવીસમી સદીમાં કદીય પ્રવેશી શકતા નથી.

પરંતુ ઈસ્લામ પોતાની આગવી અનોખી વિશિષ્ટતાઓને લઈ આજે પણ સાયન્સ સાથે કદમ મિલાવી માનવજીવનને લગતા પ્રત્યેક પ્રસંગો અને પાસાઓ ઉપર વિગતવાર ચર્ચા કરે છે. તેનું કારણ એ જ છે કે આ ઉમ્મતના

પ્રારંભિક યુગથી જ અલ્લાહ તઆલાએ પોતાની મરજી અને ઈચ્છાનુસાર એવી વિભૂતિઓ પેદા કરી, જે પોતાની બુધ્ધિ, હોશિયારી, કાનૂન રચનાની ક્ષમતા, વિદ્વતા અને ધગશ તથા નિખાલસતામાં સૌથી મોખરે  છે. (અને બીજી ઉમ્મતોમાં એનું ઉદાહરણ મળવુ અશકય છે.)

તેમણે ઘણા ચિંતન-મનન, ઉંડી માહિતી અને ચકાસણીપૂર્વક કુર્આન શરીફ અને હદીષ શરીફનો અભ્યાસ કર્યા બાદ તેમાંથી એવા નવા મસાઈલ અને સામાન્ય ઉસૂલો (શરઈ છૂટછાટ) તથા કાયદાઓ ઘડયા, જેની રોશનીમાં પાછલા ઉલમાએ કિરામે દરેક યુગમાં તે સમયને લગતા મસાઈલ હલ કર્યા છે.

ઈસ્લામી જ્ઞાનભંડારમાં ફિકહ (મસ્અલા-મસાઈલ)નું જ્ઞાન અને ઈલ્મ સૌથી વધુ વિશાળ, બારીક, નાજુક અને ઉંડુ જ્ઞાનભંડાર છે. કારણ કે, એક ફકીહ અને મૂફતી માટે એક તરફ તફસીર, ઉલૂમુલ કુર્આન, હદીષ શરીફ, ઉસૂલે હદીષ, ઉલૂમુલ હદીષ, સહાબાએ કિરામના મંતવ્યો, ઈજતિહાદ (સંશોધન), ફિકહના ઈમામોના મંતવ્યો, નાના નાના મસ્અલાને મળતા બીજા મસ્અલા (અશ્બાહો નઝાઈર) અને જાહેરમાં એક પ્રકારના માલૂમ પડતા બે મસ્અલા વચ્ચેની ભેદરેખાઓ (ફુરૂક) જાણી તેમની વચ્ચે ફર્ક કરવો, પોતાના મસ્લકના ઈમામોના સર્વમાન્ય ફત્વાઓ તથા ઝઈફ મંતવ્યોથી સંપૂર્ણ માહિતગાર હોવુ, ઉમ્મતની ચોક્કસ અને હકીકી (વાસ્તવિક) જરૂરતોથી સતત-લગાતાર માહિતગાર રહેવુ, સંજોગો અને સમયના વહેણને પારખી બદલાયેલ યુગમાં શરીઅતના માપદંડને જાળવી રાખી દીનની હકીકી રૂહ અને ઉમ્મતની જરૂરતોમાં સમતુલા જાળવવાનો બહોળો અનુભવ વગેરે સંખ્યાબંધ બાબતોનો સમાવેશ થાય છે.

એની સાથે સાથે ફિકહમાં પાકી-નાપાકીના મસ્અલાથી લઈ સઘળી ઈબાદતો (નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ), સામાજિક (નિકાહ, તલાક) તથા આર્થિક સઘળી બાબતો, આપસી વાદવિવાદ અને કજિયાનો ઉકેલ, ઈસ્લામી આચારસંહિતા, અખ્લાક (સભ્યતા) વગેરે તે બધી જ બાબતો અને પ્રકરણો શામેલ છે, જેનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે હલાલ-હરામથી સબંધ છે.

દરેક યુગમાં મૂંઝવતા સઘળા પ્રશ્નોને હલ કરવા મૂફતીની જવાબદારી બને છે. માટે મૂફતી સાહેબને કુર્આન શરીફ, હદીષ શરીફ, ફિકહ, ઉસૂલે ફિકહ, કવાઈદે ફિકહ, મકાસિદે શરીઅત, તારીખ, સીરત, અકાઈદ (ઈસ્લામ તથા અન્ય ધર્મોની જાણકારી) વગેરે બધી જ ઈસ્લામી અને વર્તમાનયુગની ચહેલપહેલવાળી બાબતોની જાણકારી પ્રાપ્ત કરવી જરૂરી અને આવશ્યક બને છે. કારણ કે, ફતાવામાં ઈમાન, અકીદાઓ, અલગ-અલગ ફિરકાઓ, સંપ્રદાયો, ઈતિહાસ, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સીરતે મુબારકા, સહાબએ કિરામનું જીવનચરિત્ર, તસવ્વુફ (સૂફીવાદ), ઈસ્લામી અખ્લાક-સંસ્કાર, માનવિય તેમજ દરેક સજીવના હક્કોના બધા જ પ્રકારો, ઈબાદતો, વહેવારિક, રાજકીય, સામાજિક સમસ્યાઓ અને તેનો ઉકેલ શોધતી બાબતો તથા બધા જ જુના-નવા ગુંચવડભર્યા મસ્અલાનો સચોટ હલ, ઉસૂલે ફિકહ, કવાઈદે ફિકહ (કાયદાઓ), શરીઅતના ઉચ્ચ વિશાળ હેતુઓ (મકાસિદ) વગેરેથી સંપૂર્ણ રીતે માહિતગાર હોવું જરૂરી છે.

આજકાલ એવું સમજવામાં આવે છે કે, માનવસમાજ માટે સારૂં તથા ખરાબ (ખૈર વ શર) નક્કી કરવા માટે કે પોતાના જીવનની કેડી કંડારવા માટે આકાશી માર્ગદર્શનની કોઈ જરૂર નથી. માનવસમાજ પુખ્ત થઈ ગયો છે, તેણે જીવનના દરેક પાસા ઉપર અંતિમ કક્ષાનું સંશોધન કરી લીધું છે. એટલે તેણે કેવી રીતે જીવવાનું છે એનો નિર્ણય હવે ખુદ તેના જ હાથમાં છે. બહુમતિ જેને સાચું સમજે તે જ અંતિમ સત્ય છે. હવે તેને કોઈ આસ્માની કિતાબની જરા પણ જરૂર નથી.

આ વિચાર ઘણો આત્મવિશ્વાસથી ભરપૂર તથા સુંદર લાગે છે. પરંતુ જરા ગંભીરતાથી વિચારશો તો એ અસંતુલિત તથા અપ્રાકૃતિક જણાય આવશે. કારણ કે માનવીમાં જે કમીઓ છે, તેના કારણે એમાં એટલી ક્ષમતા જ નથી કે તે પ્રત્યેક દેશકાળ માટે સમગ્ર માનવજાતના ભૌતિક (જાહેરી) તથા અધ્યાત્મિક (રૂહાની) હિતોની જાળવણી કરતી કોઈ જીવન વ્યવસ્થા ઘડી શકે. ઔચિત્ય એમાં છે કે, માનવીના વ્યક્તિગત તથા સામૂહિક નીતિ-

નિયમો નક્કી કરવા માટે માનવીએ તે પરિપાલકના માર્ગદર્શનની સખત જરૂરિયાત છે, જેણે સૃષ્ટિનું કણેકણ બલ્કે સ્વયં માનવીનું સર્જન કર્યું છે.

- માનવીય પ્રકૃતિની ઝીણી ઝીણી બાબતો અને તેનાથી ઉત્પન્ન થતાં સારા-નરસા પરિણામોને તેમજ તેના વાણી-વર્તનને તથા સમાજ પર પડતી તેની ફાયદાકારક કે નુકસાનકારક અસરોને ઉપરવાળા માલિકથી વધારે કોણ જાણી શકે છે ?
- પછી તે સર્વજ્ઞાની છે. એટલું જ નહીં, તે પરમકૃપાળુ પણ છે.
- તદુપરાંત તે સ્વતંત્ર, સ્વાધીન છે. તે કોઈનો મોહતાજ નથી. એટલે તેણે આપેલા આદેશમાં તેનો કોઈ સ્વાર્થ હોય એ શક્ય નથી.
- તે માનવજાતનો સર્જક તથા સ્વામી (ખાલિક વ માલિક) છે. આ સબંધ બંદાઓ સાથે તેનો કોઈ લૌકિક સબંધ (જાતિલક્ષી, પ્રદેશલક્ષી કે ભાષાલક્ષી) નથી કે તેનાથી કોઈ પક્ષપાતની શક્યતા રહે.

આ બધા કારણોસર તેને એ અધિકાર છે કે તે જ માનવસમાજની સુખાકારી માટે તેમની પ્રકૃતિ સાથે સુસંગત નિયમો નક્કી કરે અને સમગ્ર માનવજાત પોતાના પરમકૃપાળુ પરવરદિગારના માર્ગદર્શન મુજબ જીવન પસાર કરે.

એટલે તે પરમકૃપાળુ પરિપાલકે પોતાના પાલનના તકાદારૂપ માનવ-સમાજને સાહજીક જીવનપદ્ધતિ દર્શાવવા માટે આ ધરતી ઉપર પયગમ્બરોનો સિલસિલો જારી કર્યો અને તેમની ઉપર કિતાબો ઉતારી. આ સિલસિલો લાંબા કાળ સુધી જગતના વિવિધ પ્રદેશોમાં ચાલતો રહ્યો. અહીં સુધી કે સર્વજ્ઞ પરિપાલકના જ્ઞાન-હિકમત મુજબ જ્યારે માનવસમાજ પુખ્ત થઈ ગયો અને એક વૈશ્વિક જીવનવ્યવસ્થા સ્વીકારવા માટે સક્ષમ બની ગયો, તો તેણે હઝરત મુહમ્મદ (સલ.)ને અંતિમ સંદેશવાહક રૂપે અને કુરૂઆનને અંતિમ સંદેશરૂપે મોકલી ઘોષણા કરી દીધી કે, હવે ધર્મ પરિપૂર્ણ થઈ ગયો અને હવે સમગ્ર માનવજાત માટે હઝરત મુહમ્મદ (સલ.) અને કુરૂઆને કરીમ જ આકાશી માર્ગદર્શનની કામગીરી અદા કરતા રહેશે.

એ પણ એક વાસ્તવિક્તા છે કે, જગત પરિવર્તનશીલ છે. એટલે એ વાત તાર્કિક ધોરણે વિચારણીય બની જાય છે કે, નુબૂવ્વતના ખત્મ થઈ ગયા પછી વિવિધ પરિવર્તનોને કારણે જે પણ નવી-નવી સમસ્યાઓ સર્જાય છે, તે સ્થિતિમાં માનવસમાજ માટે આકાશી માર્ગદર્શનની વ્યવસ્થા કેવી રીતે થશે?

કારણ કે કુર્‌આનના શબ્દો તથા તેનું અર્થઘટન તેમજ હઝ. મુહમ્મદ (સલ.)નું સમગ્ર જીવનચરિત્ર ભલે સુરક્ષિત છે, પરંતુ બધા જાણે છે કે, કિયામત સુધી માનવસમાજ માટે જેટલી સમસ્યાઓ સર્જાવાની છે, તેની ઝીણામાં ઝીણી વિગતો કુર્આન-હદીષમાં ન નોંધાયેલી છે અને ન તેને એમાં નોંધી શકાય એમ છે. તો હવે અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.)ની વફાત પછી સર્જાયેલી સમસ્યાઓનો ઉકેલ શી રીતે મેળવવામાં આવે ? જગતના અંત સુધી હઝ. મુહમ્મદ (સલ.) તથા કુર્‌આને કરીમ સમગ્ર માનવજાત માટે આકાશી માર્ગદર્શનનું કર્તવ્ય કેવી રીતે બજાવતા રહેશે ?

આ સમસ્યાનો એક ઉકેલ છે ઈજતિહાદ-મનોમંથન. ઈસ્લામે એવી નવી સર્જાયેલી પરિસ્થિતિ કે જેના વિશે કુર્‌આન-સુન્નતમાં કોઈ સ્પષ્ટ સૂચના નહીં મળે તેના વિશે શરીઅતના માર્ગદર્શન માટે એવી વ્યવસ્થા ઘડી છે કે, દરેક કાળના કુર્આન-હદીષના ઉંડા અભ્યાસીઓ, ઈસ્લામના હાર્દને સમજ-નારા, સંયમી વિદ્વાનો પોતાના મનોમંથન વડે કુર્‌આન-હદીષની સૈધ્ધાંતિક સૂચનાઓના પ્રકાશના દાયરામાં રહીને તે નવી સર્જાયેલી સ્થિતિ વિશે દીનનો શરઈ આદેશ જાણવાની કોશિશ કરે. આ પ્રયત્નનું નામ છે ઈજતિહાદ.

ઈજતિહાદનો તો અર્થ જ એ છે કે, સંપૂર્ણ મનોયત્ન વડે શરીઅતની ગૌણ (ફુરૂઈ) બાબતોને કુર્‌આન-હદીષની રોશનીમાં શોધવામાં આવે. કુર્‌આન-હદીષની દોરેલી મર્યાદામાંથી બહાર જઈ માત્ર બુદ્ધિ વડે માનવસમાજ માટે કાનૂન ઘડવામાં નહીં આવે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)ના જીવનમાં આપના કેટલાક સાથીઓએ કોઈ શરઈ આદેશ જાણવા માટે ઈજતિહાદથી કામ લીધું. અને આપ (સલ.)એ તેમના આ કાર્યને ખોટું નહીં ઠરાવ્યું. હા, ભૂલ સુધારી, પરંતુ

ઈજતિહાદથી કામ લેવાને ખોટું નહીં કીધું. બલ્કે તેનાથી વિપરિત આપ (સલ.)એ આ કાર્યની પ્રસંશા કરી. હઝરત મુઆઝ બિન જબલ (રદી.)ને આપ (સલ.)એ યમન માટે રવાના કર્યા તે મશહૂર ઘટના આ વાતનો પુરતો પુરાવો છે. તે ઘટનામાં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) હઝ. મુઆઝ (રદી.)ને પૂછે છે કે, તમે જ્યારે યમન પહોંચશો અને તમારી સમક્ષ એવી સમસ્યા સર્જાશે, જેનો કોઈ સ્પષ્ટ આદેશ કુર્આન-સુન્નતમાં નહીં મળશે, તો તમે શું કરશો ? તો હઝ. મુઆઝ (રદી.)એ જવાબ આપ્યો કે, તો પછી હું મારી બુધ્ધિ વડે (શરઈ આદેશ જાણવાની) પૂરી કોશિશ કરીશ અને તેમાં કોઈ કસર નહીં છોડું. હઝ. મુઆઝ (રદી.)નો આ જવાબ સાંભળી અલ્લાહના રસૂલ (સલ.)એ હઝ. મુઆઝ (રદી.)ની છાતી પર હાથ મારતાં ફરમાવ્યું : ખુદાપાકનો શુક્ર છે કે, તેણે પોતાના પયગમ્બરના કાસિદને એ વાતની તૌફીક આપી, જેનાથી અલ્લાહપાક ખુશ છે. હાફિઝ ઈબ્ને કય્યિમે પણ આ રિવાયતને સહીહ દર્શાવી છે. *(ઈઅલામુલ મુવક્કિઈન : ૨/૩૫૪)* એટલે તેની સનદ વિશે શંકા સેવવાનો પણ કોઈ અવકાશ નથી રહેતો.

આ ઘટના એ વાતનો બોલતો પુરાવો છે કે, કોઈ પણ સમસ્યા વિશે કુર્આન-સુન્નતમાં માર્ગદર્શન નહીં મળે, તો એ સ્થિતિમાં ઈજતિહાદ કરવાની અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ માત્ર પરવાનગી જ નથી આપી, બલ્કે તેને જ પોતાની ઈચ્છા તથા મરજી ઠરાવી છે અને તેના પર ખૂશી વ્યક્ત કરી છે.

ગ્રિક તર્કશાસ્ત્ર (મન્તિક) જેને મુસ્લિમોએ જ વધુ પ્રોત્સાહન આપી આગળ ધપાવ્યુ. તેનાથી પણ કોઈ વસ્તુનું નિરાકરણ અને પરિણામ કાઢવાના જે નિયમો છે, તે હવે ઘણા બદલાય ગયા છે. બલ્કે મુસ્લિમ ઉસૂલે ફિકહના પ્રખર વિદ્વાન આલિમોએ તે જ સમયમાં જે ''કિયાસ''ના કાયદાઓ અને નિયમો ઘડયા તે તર્કશાસ્ત્રની તુલનામાં આધુનિક વિજ્ઞાનથી વધુ બંધબેસતા અને મળતાપણુ દર્શાવે છે, કારણ કે તર્કશાસ્ત્રના નિયમોથી પરિણામ સુધી પહોંચવાની જે પ્રક્રિયા છે (જેને શકલે અવ્વલ, શકલે સાની, ષાલિષ, રાબિઅ કહેવામાં આવે છે.) તેમાં પાછલી બે તો અત્યંત મુશ્કેલ અને જટિલ હોવા

સાથે ઓછા પરિણામ લાવે છે. અને પહેલી બે માં પણ તાર્કિક આધાર વધારે લેવો પડે છે. જ્યારે ફુકહાએ કિરામે કુર્આન શરીફ અને હદીષ શરીફથી જે બૌધ્ધિક દલીલો અને અનુમાનની રીતો અપનાવી તે સાદી હોવાની સાથે બુધ્ધિથી વધુ સુસંગત છે.

એક સહાબી (રદી.) આપ (સલ.) પાસે આવી અર્જ કરે છે કે અલ્લાહના રસૂલ ! મારા વાલિદ ઉપર હજ ફર્ઝ હતી. તે અદા ન કરી શક્યા અને ઈન્તેકાલ થઈ ગયો. તો શું હું તેમના તરફથી હજ્જ કરી શકુ છું ? તો આપ (સલ.)એ જવાબ આપ્યો કે, શું તમારા બાપ ઉપર કોઈ બંદાનું કર્ઝ હોત અને તમે અદા કરત તો તે અદા ન થતે ? સહાબી રદી.એ કહ્યુ કે અદા થયેલ ગણાશે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, તો પછી અલ્લાહપાકનું કર્ઝ વધારે લાયક છે કે, તેને અદા કરવામાં આવે. આ પ્રમાણે ઈસ્લામે કિયાસ (અનુમાન)ની ફકત પરવાનગી જ નહીં, બલ્કે પ્રેરણા પણ આપી. અને તે એટલી પ્રચલિત થઈ કે તેના આધારે મુસ્લિમોએ ‘‘ઈજતેહાદ’’ની બુન્યાદ નાંખી દરેક યુગમાં મસાઈલ હલ કર્યા.

ડો. હમીદુલ્લાહ સા. (રહ.)એ પોતાના અભ્યાસકાળ દરમ્યાનનો કિસ્સો (ખુતબાતે ભાવલપુરમાં) લખ્યો છે કે, મીસ્ટર કાઉન્ટ ઓસ્ટ્રોરોગ જે ફ્રાન્સની યુનિવર્સિટીના પ્રોફેસર હતા. તેમણે લંડન યુનિવર્સિટીના ૧૦૦ વર્ષિય સંમેલનમાં મકાલો (મહાનિબંધ) રજૂ કર્યો. જેનું શિર્ષક **Roots of Law** એટલે કે ‘‘કાનૂનના મૂળ’’ હતું. જેમાં એમણે ઈસ્લામિક ઉસૂલે ફિકહ વિશે દલીલોથી સાબિત કર્યુ કે ‘‘કાનૂનના મૂળ’’ ફક્ત મુસ્લિમો પાસે જ છે. અને તેમણે જગતને આ મહાન ભેટ અર્પણ કરી કે તમારે કાયદો અને કાનૂન ક્યાંથી શોધવો ? મુસ્લિમોને કાયદા બનાવવામાં કોઈ તકલીફ એટલા માટે ન પડી કે, એમની પાસે કાયદા બનાવવાના મૂળભૂત આધાર કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઈજમાઅ (આલિમોની સર્વસંમતિ) મૌજુદ હતા. કિયાસ (અનુમાન)થી તેમણે તેને બનાવ્યા.

વાસ્તવમાં ઈસ્લામ એક કરૂણાવાન તથા શાંતિનો ચાહક ધર્મ છે. તે મુસ્લિમો માટે પણ રાહતરૂપ છે અને મુસ્લિમ દેશોની બિનમુસ્લિમ

લઘુમતીઓ માટે પણ અને તેના પાડોશી દેશો માટે પણ. ખુદા કરે કે થોડાક મુસ્લિમ દેશો એના માટે તૈયાર થાય કે તેઓ પોતાની ભૂમિ પર માત્ર ખુદાપાકની ખુશી ખાતર શરીઅતના કાનૂનને તેની પુરી મોકળાશ સહિત, સમજદારીપૂર્વક લાગુ કરે. જો સાચે જ તેમણે આવું કર્યું, તો એ એક એવો પ્રયોગ હશે, જેનાથી દુનિયાની વર્તમાન પરેશાનીઓનો અંત આવશે અને માનવજાત સુખ-શાંતિ અને સમૃધ્ધિથી જીવન ગુઝારશે.

**કિતાબ લખવાનું કારણ :**

મતલબ કે ઈસ્લામે એક આદર્શ જીવન વ્યવસ્થા માટેના કાયદા-કાનૂન વિશ્વ સમક્ષ રજુ કર્યા છે. પરંતુ આપણા મુસ્લિમ વિદ્યાર્થીઓ અને શિક્ષકો પણ આ કાયદાઓની વિશાળતા, સફળતા તથા વિશિષ્ઠતાઓથી માહિતગાર ન હોવાને લઈ અસંમજસમાં રહે છે. આક્ષેપોના જવાબો આપી શકતા નથી, બલ્કે વારંવાર વાંચવા-સાંભળવાને લઈ તે પણ આ બાબતે થતા આક્ષેપોને સાચા માની લે છે. તથા સામાન્ય મુસ્લિમો પણ ઈસ્લામિક કાયદા-કાનૂનની વિશાળ વ્યવસ્થાને સારી રીતે સમજતા નથી અને ઈસ્લામ વિરુદ્ધ સામાજિક દ્દષ્ટિકોણ અપનાવી પોતાને અલ્લાહપાકના ગુનેહગાર ઠરાવી રહ્યા છે.

આ પ્રમાણે ધાર્મિક, રાજકીય, સામાજીક, આર્થિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક અને કાયદા કાનૂન બાબતે પણ અભ્યાસક્રમમાં ઘણી વખતે ઈસ્લામી શિક્ષા (તઅલીમ)ને ખોટી રીતે રજુ કરવામાં આવે છે અથવા વિવિધ ધર્મો અને દ્દષ્ટિકોણો રજુ કરતી વખતે ઈસ્લામી દ્દષ્ટિકોણ રજુ કરવામાં આવતો નથી. જેનાથી મુસ્લિમ વિદ્યાર્થી-શિક્ષકો એમ સમજે છે કે, આ બાબતે ઈસ્લામે માનવસમાજને કોઈ માર્ગદર્શન આપ્યું જ નથી. હાલાંકે આ બાબતે મુસ્લિમ વિદ્વાનોએ આધુનિક સમાજને અનુરૂપ ઈસ્લામી દ્દષ્ટિકોણ રજુ કરતા દળદાર પુસ્તકો લખ્યા હોય છે. પરંતુ આપણા વિદ્યાર્થીઓને તેની માહિતી હોતી નથી. આ બાબતોને ધ્યાનમાં રાખી વિજ્ઞાન, ઈતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થતંત્ર, રાજકારણ અને કાયદાશાસ્ત્ર વગેરે મહત્વના વિષયોને લગતા પુસ્તકો આપણા વિદ્યાર્થીઓ સમક્ષ રજુ

કરવાની તમન્ના જાહેર કરૂં છું. અલ્લાહપાક આ બધા વિષયો ઉપર સહીહ વાત પેશ કરવાની તૌફીક આપે, આમીન.

આ વિષયો પૈકી **"ઈસ્લામી કાયદા-કાનૂનની વ્યવસ્થા"** સબંધે આ પુસ્તક આપની સેવામાં રજુ કરી રહ્યો છું. ઈતિહાસના વિષયે **"ભારતના નિર્માણ, વિકાસ, વફાદારી અને બલિદાનોમાં મુસ્લિમોનો મહત્વનો ફાળો"** નામી પુસ્તક તથા અર્થતંત્રના વિષય ઉપર પણ એક પુસ્તક **"ઈસ્લામી મૂડી રોકાણ અને બેંકીંગ વ્યવસ્થા"** અને સામાજિક બાબતે **"ઈસ્લામની કૌટુંબિક તથા સામાજિક વ્યવસ્થા"** લખી ચૂક્યો છું.

**આભાર :**

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સાહબનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહપાક એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, આમીન.

સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક ઐયુબભાઈ ભાડભૂતવાળાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.





# માનવીય કાનૂનનો પ્રારંભિક ઈતિહાસ

કાનૂન માનવીની બુન્યાદી જરૂરત છે. કાનૂન વગર જીવનવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ જાય છે. એટલા માટે ઐતિહાસિક રીતે દરેક કૌમ અને યુગમાં કાનૂનની વિચારધારા વિશે વાતો જાણવા મળે છે. જગતના ઈતિહાસમાં બે પ્રકારના કાનૂન જોવા મળે છે : (૧) માનવીય કાનૂન (૨) ખુદાઈ કાનૂન-ઈસ્લામી કાનૂન.

માનવીય કાનૂનનો ઐતિહાસિક પ્રારંભ ક્યારે થયો એ વિશે ચોક્કસ માહિતી મળતી નથી. એના અનુસંધાનમાં ઘણી બધી વાતો કહેવામાં આવે છે, પરંતુ કોઈ નક્કર ઐતિહાસિક સાબિતી મળતી નથી. ઐતિહાસિક જાણકારો અને ફિલોસોફરોએ જે કાંઈ કહ્યું છે, તેનો સારાંશ એ છે કે, માનવીય ઈતિહાસનો પ્રારંભ કૌટુંબિક અને સામાજિક વ્યવસ્થાથી થયો. અલગ-અલગ કુટુંબ-કબીલાઓ એકબીજાના સહવાસમાં આવ્યા અને તેમના આપસી વ્યવહારે સમાજી વ્યવસ્થાનો ખ્યાલ પેદા કર્યો. ત્યારબાદ શક્તિશાળી લોકોએ કમઝોરો અને કચડાયેલા લોકો ઉપર ઝુલ્મો-અત્યાચાર કરવા માંડ્યા, તો તેમના હક્કોના રક્ષણ માટે અમુક કાયદાઓ અને સંધિઓ થઈ. પ્રાદેશિક અને કૌમી રીત-રિવાજો તથા પરંપરાઓએ કાનૂન માટે રસ્તો કર્યો. કબીલાના સરદારોએ પોતાની મરજી પ્રમાણે અમુક વસ્તુઓને કાનૂન અને બંધારણનો દરજ્જો આપ્યો. આ રીતે ધીમે ધીમે કાનૂન બનતા ગયા.

ત્યાર બાદ અલગ-અલગ કુટુંબો અને વિભિન્ન પ્રદેશોની આપસી વ્યવસ્થા અને સુરક્ષા-સલામતીની ભાવનાઓએ કાનૂની એકતાનો વિચાર પેદા કર્યો અને તેનાથી એક રાજ્યનો કૌમી કાનૂન અસ્તિત્વમાં આવ્યો. ત્યાર બાદ વિભિન્ન કૌમો અને રાજ્યોએ પોતાની એકતા અને સલામતી માટે કાનૂનની નવી કલમો અને જરૂરતોનો વધારો કર્યો. આ રીતે માનવીય કાનૂને પોતાના પ્રારંભનો ઈતિહાસ રચ્યો.

## ઈસ્લામી કાનૂનનો પ્રારંભિક ઈતિહાસ :

માનવીય કાનૂનની તુલનામાં ઈસ્લામી કાનૂનનો પ્રારંભ સૌથી પહેલા માનવી હઝરત આદમ (અલયહિસ્સલામ)ના જીવનથી થાય છે. હઝરત આદમ (અલયહિસ્સલામ)ના જમાનામાં શું કાયદાઓ હતા ? અને તે જીવનના કેટલા તબક્કાઓને લાગુ પડતા હતા ? આ બધી બાબતોથી ઈતિહાસ ખામોશ છે. પરંતુ કુર્આને હઝરત આદમ (અલયહિસ્સલામ)ના જીવનના જે અલગ-અલગ બનાવો રજૂ કર્યા છે, તેમને પઢવાથી કાનૂનનો બુન્યાદી ખ્યાલ સમજમાં આવે છે. અને એ પણ માલૂમ પડે છે કે, કાનૂનની બુન્યાદ અને અસલ સ્રોત માનવીય દિમાગ નથી, બલ્કે અલ્લાહપાકની હિદાયત અને વહી છે.

કુર્આન શરીફની એક આયતમાં છે : ‘‘અમે હુકમ કર્યો કે, આ જન્નતમાંથી તમે બધા નીચે (પૃથ્વી પર) ઉતરો, પછી જો મારા તરફથી (નબીઓ મારફત) તમને કોઈ બોધ પહોંચે, તો તેના પર અમલ કરજો. જે કોઈ મારા બોધ પર ચાલશે તો તેઓને ન કંઈ બીક હશે અને ન તેઓ દિલગીર થશે. પણ જે લોકો ઈન્કાર કરશે અને અમારા હુકમોને જુઠાડશે, તેઓ જ દોઝખી થશે. (અને) તેઓ તેમાં સદા રહેશે.’’

આ આયતમાં કાનૂને ઈલાહીનો બુન્યાદી સિદ્ધાંત માલૂમ પડે છે. એટલે કે ખુદાઈ હિદાયત લઈને અલ્લાહ તઆલાના નબીઓ આવશે, તેને જ અનુસરવાનું છે. તેને અનુસરનારા જ સફળતા પ્રાપ્ત કરશે. અને તેના ઈન્કારીઓ દુન્યા તથા આખિરતમાં નુકસાન ઉઠાવશે. આ કાનૂનની પાબંદી

જરૂરી છે. તેમાં કોઈ માનવીને દખલગીરી કરવાનો અધિકાર નથી.

બીજી આયતમાં છે : "અને અમે કહ્યું કે, હે આદમ ! તું તથા તારી પત્ની જન્નતમાં રહ્યા કરો અને તેમાં જ્યાંથી જે ચાહો તે તમે બન્ને ખૂબ ખાઓ. પણ આ ઝાડની પાસે ન જતા, નહીં તો તમે પણ તે લોકોમાં શામિલ થઈ જશો, જેઓ પોતાનું નુકસાન કરનારા છે."

આ આયતમાં પર્સનલ અને ઘરેલુ જીવનના નિયમોની સાથે મનાઈ હુકમ તરફ પણ ઈશારો થયો છે.

એ જ પ્રમાણે સૂરએ માઈદહ (આયત-૨૭)માં હઝરત આદમ અલયહિસ્સલામના બે ફરઝંદોની આપસી લડાઈનું વર્ણન છે. તેમાં પણ અમુક કાનૂની નિયમોનું માર્ગદર્શન મળે છે. દા.ત. બે વ્યક્તિની લડાઈમાં કુર્બાનીની શરતને લવાદ (ફેસલ) તરીકે રજૂ કરવી. *(સૂ.માઈદહ : ૨૭)*

એ જ પ્રમાણે કત્લ અને ફસાદનો ગુનોહ હોવાનો ખ્યાલ પણ માલૂમ પડે છે. જેમાં એક ભાઈ બીજા ભાઈને કહે છે કે, જો તું મને કત્લ કરવા તત્પર હશે, તે છતાં હું તને મારી નાંખવા હાથ ઉઠાવવાનો નથી. કારણ કે મને અલ્લાહપાકનો ડર લાગે છે. *(સૂ.માઈદહ : ૨૮-૨૯)*

પછી જ્યારે એક ભાઈએ હસદ અને દ્વેષને લઈ બીજા ભાઈનું ખૂન કરી નાંખ્યું, તો સમાજી કાનૂનની બીક અને ગુનાહના એહસાસે (ભાવના) તેને ભાઈની લાશ સંતાડવા મજબૂર કર્યો. અને અલ્લાહપાકે એક કાગડા મારફતે તેની યુક્તિ સમજાવી. *(સૂ.માઈદહ : ૩૧-૩૨)*

આ પ્રમાણેના અમુક કાયદાઓ હઝરત આદમ અલયહિસ્સલામના કિસ્સામાં મળે છે. હઝરત આદમ અલયહિસ્સલામ બાદ જેમ જેમ માનવીય સમાજે પ્રગતિ કરી, તે પ્રમાણે અલ્લાહ તઆલાના અલગ-અલગ નબીઓ મારફતે કાનૂનમાં સમય અને સંજોગોનુસાર ફેરફાર અને પ્રગતિ થતી રહી. જો કે બુન્યાદી કાયદાઓ બધા જ નબીઓના એક પ્રમાણેના જ રહ્યા. ત્યાં સુધી કે, અંતિમ નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર અલ્લાહ તઆલાની અંતિમ વહી અને સંપૂર્ણ કાનૂન કુર્આન શરીફ

મારફતે ઉતારવામાં આવ્યા. જેમાં કિયામત સુધીના બધા જ યુગો અને સંજોગોમાં માનવીઓને લાગુ પડતા કાયદા અને જરૂરતો તરફ ઈશારા કરવામાં આવ્યા છે. અને આ કિતાબ લખવાનો હેતુ પણ તે જ ખુદાઈ કાનૂનની પરિપૂર્ણતા અને સફળતા દર્શાવવાનો છે, જેમાં કુર્આન શરીફ, હદીષ શરીફ, ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓના બનાવેલ કાયદાઓ તથા સામાજિક, વ્યવહારિક, આર્થિક, રાજકીય અને વૈજ્ઞાનિક બાબતોના હવાલા સાથે એ બતાવવાનું છે કે, માનવીએ ખુદાઈ કાનૂન છોડીને પોતાને ક્યાં પહોંચાડી દીધો છે. માનવીની નરી બુદ્ધિએ માનવસમાજની જે ઘોર ખોડી નાંખી છે, તે પણ વિગતવાર રજૂ કરી ખુદાઈ કાનૂન તરફ માનવીને પાછો વાળવાનો છે.

**બંધારણ અને કાનૂનનો ફર્ક :**

સાદા શબ્દોમાં 'બંધારણ' અને 'કાનૂન'નો ફર્ક એ છે કે, બંધારણ દેશના હેતુઓ અને રાજકીય વહીવટનો પ્લાન તૈયાર કરે છે. કાનૂન વ્યક્તિગત અને સામાજિક જીવનને સુનિયોજીત કરે છે.

મૉર્ડન યુગની પરિભાષા પ્રમાણે કાનૂનની વ્યાખ્યા એ કરવામાં આવે છે કે, માનવજીવનને વ્યવસ્થિત કરવા માટેના કાયદાઓનો એવો સંગ્રહ જે વ્યક્તિઓની રાજીખૂશીથી તૈયાર કરવામાં આવે અને ગવર્મેન્ટ તેના અમલ માટેનો ઑર્ડર આપે. આધુનિક યુગના યુરોપિય દૃષ્ટિકોણ પ્રમાણે કાનૂન માટે ચાર વસ્તુઓને બુન્યાદી માનવામાં આવી છે :

(૧) માનવ જનસમૂહ (૨) કાયદાઓ (૩) કાયદાઓ બાબતે લોકોની સામૂહિક રાજીખૂશી (૪) સરકાર તેને માન્ય રાખી પોતાની અદાલતો મારફતે તેને લાગુ પાડે. આ ચાર બાબતોના સંયુક્ત મેળપણાંને કાયદો કહેવામાં આવે છે.

કાનૂન વિશે યુરોપિય નિષ્ણાંતોના એટલા વિવિધ વિરોધાભાસ મંતવ્યો છે કે, જેમના દરમિયાન જોડ બેસાડવો શક્ય નથી. અમુક લેખકોનો વિચાર છે કે, કાનૂન ફક્ત સરકારી કેબીનેટની મરજી અને ફરમાનનું નામ છે.

કારણ કે તે જ અસલ કાયદા બનાવનારા છે. અમુક ગવર્મેન્ટની મંજુરીને જરૂરી માનતા નથી અને અમુક ફક્ત તે રિવાજોને કાનૂન માને છે, જેને ગવર્મેન્ટની લીલી ઝંડી મળી હોય. અમુક ન્યાયને કાનૂનથી અલગ માને છે, અમુક નિષ્ણાંતો કાનૂનને ધર્મ અને અખ્લાક (નૈતિકતા)થી અલગ માને છે. અમુક ફક્ત કાનૂનને તેની બુન્યાદી હેસિયતથી જુએ છે. આ બધા વિરોધાભાસો કાનૂનની નિષ્ફળતા અને અપૂર્ણતા દર્શાવે છે.

# આધુનિક યુગ અને ઈસ્લામી શરીઅત

## કાનૂન સ્વજાતે પોતાની તલાશમાં :

માનવ જગતનો ઈતિહાસ દર્શાવે છે કે, માનવીએ પોતાની સામાજિક, આર્થિક અને રાજકીય જીવનવ્યવસ્થા માટે ઘણા કાયદાઓ અને નિયમો ઘડ્યા. જેમાં કાનૂની નિષ્ણાંતોએ પોતાની બુધ્ધિ કસી અને સમાજે તેને કબૂલ કર્યા. પરંતુ થોડો સમય પસાર થતાં તે જ કાયદાઓ જેને પવિત્ર સમજી અપનાવવામાં આવ્યા હતા, માનવીએ તેને ઠુકરાવી નવા કાયદાઓ અપનાવ્યા. આ પ્રમાણેની પ્રક્રિયા હજારો વર્ષોથી ચાલતી આવે છે.

જમીનદારીના આર્થિક શોષણથી તંગ આવી કોમ્યુનિઝમ અને રાજાશાહીના અમાનુષિ વર્તનથી ત્રાસી લોકશાહીની સ્થાપના કરવામાં આવી, છતાં સામાન્ય નાગરિકોની પરેશાનીઓમાં કોઈ ઘટાડો થયો નહીં, બલ્કે રોજ-બરોજ તેની વધારે અવદશા થઈ રહી છે.

સ્ત્રી શોષણથી બચવા નારી સ્વતંત્રતાનો અવાજ બુલંદ કરવામાં આવ્યો, તો બીજી તરફ નિતનવી તરકીબોથી તેમનું શોષણ કરવામાં આવી રહ્યું છે. જેમાં સરકારી કે બિનસરકારી બધી જ સંસ્થાઓમાં તેમનું જે દમન થઈ રહ્યું છે, તેનો ઉપરછલ્લો અહેવાલ રોજ સમાચારોમાં વાંચીએ છીએ.

કાનૂની જગતનો ઈતિહાસ દર્શાવે છે કે, માનવસમાજના કાયદા-કાનૂન તેના તે મૂલ્યો અને આદર્શો જેના આધારે કાનૂન ઘડવામાં આવે, અને માનવજીવન ઉપર તેને લાગુ પાડવામાં આવે. આ પ્રમાણેની પ્રક્રિયા સૌ

પ્રથમ ઈરાકમાં સામેરી નામના રાજાના યુગથી (ઈ.સ. પૂર્વે ૧૯૦૦ વર્ષ) આરંભ થઈ. ત્યારથી લઈ આજ સુધી સેંકડો બુધ્ધિશાળીઓ અને અર્થ-શાસ્ત્રીઓના દિમાગ ખમાઈ ગયા, પરંતુ આશ્ચર્ય છે કે આજ સુધી માનવી પોતાની જીવન વ્યવસ્થાના નિતિ-નિયમો પામી શક્યો નથી. કહેવા પૂરતી જગતના બધા જ દેશોમાં કાનૂની સરકારો કાયમ છે, પરંતુ તે પોતાના હેતુમાં સંપૂર્ણ રીતે નિષ્ફળ છે.

પ્રખ્યાત કાનૂની નિષ્ણાંત પ્રૉ. ફયુલર **(L. L. Fuller)**ના શબ્દોમાં કાનૂન હજુ સુધી પોતાને જ શોધી શક્યો નથી. શ્રી ફયુલરે એક પુસ્તક લખ્યું છે, જેનું નામ ''કાયદો પોતાની શોધમાં'' **(The Law in quest of it self)** રાખ્યું છે.

મૉર્ડન યુગમાં આ વિષય ઉપર બુધ્ધિશાળી અને નિષ્ણાંત કાયદા-શાસ્ત્રીઓએ પોતાની બુધ્ધિ કસીને ઘણું જ લીટરેચર તૈયાર કર્યું છે. બલ્કે ચેમ્બર્જ ઈન્સાયક્લોપીડિયાના નિબંધકારના શબ્દોમાં કાનૂનને એક ભવ્ય વિષયનો દરજો આપી ઘણી જ પ્રગતિ થઈ રહી છે. પરંતુ અત્યાર સુધીની બધી જ કોશિશો વ્યર્થ જઈ રહી છે. બલ્કે એક કાયદાશાસ્ત્રીના શબ્દોમાં તમે દસ કાયદાશાસ્ત્રીઓને કાયદાની વ્યાખ્યા કરવાનું કહેશો તો તમારે અગિયાર જવાબો સાંભળવા તૈયાર રહેવું પડશે. આ વિરોધાભાસ એટલા માટે છે કે, કાનૂની નિષ્ણાંતોને તે ચોક્કસ બિંદુ અને પાયો જ નથી મળી શક્યો, જેના ઉપર કાનૂનની આધારશિલા રાખી શકાય. **W. Friedmann**ના શબ્દોમાં આ એક વાસ્તવિક્તા છે કે, યુરોપીય સંસ્કૃતિને આ પ્રશ્નનો કોઈ ઉકેલ હજુ સુધી મળી શક્યો નથી. તે કદી એક અંતિમવાદી વિચારથી બીજા અંતિમવાદી વિચાર તરફ ઢળી પડે છે. ***(Legal Theory, P.18)***

જોન ઓસ્ટિને પોતાના પુસ્તક (૧૮૬૧ ઈ.સ.)માં કાનૂનની વ્યાખ્યા કરતાં લખ્યું છે કે, કાનૂન એક આદેશ છે. જે રાજકીય રીતે ઉચ્ચ વ્યક્તિ **(Political Superior)** તરફથી રાજકીય રીતે નીચલી વ્યક્તિ **(Political Inferior)** માટે લાગુ પાડવામાં આવે.

આ વ્યાખ્યાની રૂએ કાનૂન ફક્ત એક હાકેમનો આદેશ **(Command of the Sovereign)** બની ગયો. આ વ્યાખ્યા ઉપર ઘણા આક્ષેપો થયા અને હાકેમો તથા સત્તાધીશોના અત્યાચાર, અન્યાય, બર્બરતા અને એકહથ્થુ સત્તાને લઈ કાનૂનના ઘડતરમાં પ્રજાની મરજીને પ્રાથમિકતા આપવામાં આવી.

અમુક કાયદાશાસ્ત્રીઓએ એવા કાયદા અને નિયમોને કાનૂન માનવાથી જ ઈન્કાર કર્યો જેમાં પ્રજાની ઈચ્છાઓને બુનિયાદી સ્થાન પ્રાપ્ત ન થયું હોય, જેના કારણે એવા આદર્શ કાયદાઓ જેને બુધ્ધિજીવીઓ અને નૈતિક-વાદીઓ સમાજકલ્યાણ માટે જરૂરી સમજતા હતા, પણ પબ્લિક વિરોધ ને લઈ લાગુ પાડી ન શકયા. દાખલા તરીકે નશાબંધીનો કાયદો અમેરીકી સમાજના વિરોધને લઈ કાનૂની દરજ્જો પ્રાપ્ત ન કરી શકયો. એ જ પ્રમાણે ઈંગ્લેન્ડમાં ખુનની સજામાં ફેરફાર કરવો પડયો. સજાતીય સબંધો જેવી અમાનવીય વૃત્તિને કાયદામાં લાવવી પડી.

હાલાંકે દેશના જજો અને સારી વ્યક્તિઓ આની વિરોધ હતી. ત્યાર બાદ આ ચર્ચાએ જોર પકડ્યું કે, માનવબુધ્ધિ (નેચર) પ્રમાણે કાનૂન ઘડવામાં આવે. બીજા શબ્દોમાં માનવી પર હુકૂમત એની બુધ્ધિ પ્રમાણે જ કરવામાં આવે. ***(Juris prudence by Bodenheimer, P.164)***

આ વિચારધારાથી એમ સમજવામાં આવ્યું કે, કાનૂન હંમેશા માટે એક જ રહેવો જોઈએ. સત્તરમી અને અઢારમી સદીમાં કાનૂન વિશે આ જ વિચારધારા હતી.

ત્યાર બાદ એક બીજો દ્દષ્ટિકોણ પેદા થયો. તેમાં દાવો કરવામાં આવ્યો કે, કાનૂનને અનંત અને સર્વકાળી (હંમેશા માટે) માનવો બિલ્કુલ શકય નથી. જેમકે ડૉ. કોહલર **(Kohler)** લખે છે.

અહિંયા કોઈ હંમેશાવાળો અનંત **(Enternal Law)** કાનૂન નથી. એક કાનૂન જે એક યુગ માટે યોગ્ય હોય તે જરૂરી નથી કે બીજા યુગ માટે પણ યોગ્ય હોય. આપણે ફક્ત એટલી કોશિશ કરી શકીએ છીએ કે, દરેક

સંસ્કૃતિ માટે તેને યોગ્ય કાનૂન અર્પણ કરીએ. કોઈ વસ્તુ એક-એક વ્યક્તિ માટે ફાયદાકારક (ભલાઈવાળી) હોય, તે જ બીજા માટે હાનિકારક સાબિત થઈ શકે છે. *(Philosophy of Law, P.5)*

આ દૃષ્ટિકોણે કાનૂનના સમગ્ર માળખાને છિન્નભિન્ન કરી નાંખ્યુ. આ વિચારધારા માનવબુધ્ધિને બુન્યાદ અને મંઝિલ વગરની સાબિત કરે છે.

આ પ્રમાણે કાનૂન વિશે અંધાધુંધ ફેરફાર થતો રહ્યો. અમુક કાયદા-શાસ્ત્રીઓએ બધા જ નિયમો છોડી ફક્ત ન્યાયને મહત્વ આપ્યું.

પરંતુ ત્યાર બાદ પ્રશ્ન ઉપસ્થિત થયો કે, ન્યાયની વ્યાખ્યા શું છે ? તેને કેવી રીતે નક્કી કરવામાં આવે. આ પ્રમાણેના સંખ્યાબંધ પ્રશ્નોએ આપણને ગોળ ગોળ ફેરવી છેલ્લે ત્યાં જ પહોંચાડ્યા, જ્યાં (રાજકીય ઉચ્ચ વ્યક્તિ તરફથી રાજકીય નીચલી વ્યક્તિને અપાતો આદેશ) જોન આસ્ટને આપણને છોડ્યા હતા.

આ પ્રમાણે સેંકડો વર્ષોના અભ્યાસ અને ચિંતનમનન પછી પણ બુદ્ધિ-જીવીઓ આજ સુધી કાયદો ઘડવા માટે કોઈ પાયો નક્કી કરી શક્યા નથી.

આ લાંબા અનુભવે બુધ્ધિજીવીઓને ધર્મ તરફ પાછા ફરવાનો માર્ગ મોકળો કર્યો છે. ભૂતકાળમાં કાનૂન ઘડવામાં ધર્મ ઘણો મહત્વનો ભાગ ભજવતો હતો. જેમકે પ્રખર કાનૂની ઈતિહાસકાર સર હૈનરી મૈન **(Sir Henry Maine)** લખે છે કે, "લેખિત રીતે વ્યવસ્થિત કોઈ કાનૂન ચીનથી લઈ પેરૂ સુધી અમોને નથી મળતો, જે પોતાના આરંભકાળથી જ ધાર્મિક રીતરિવાજો અને માન્યતાથી સંકળાયેલો હોય. *(Early law & Custom, P.5)*

ડૉ. ફ્રીડમેન **(W.Friedmann)**ના શબ્દોમાં આ બધા જ અનથક પ્રયાસોનો રિમાર્ક કરતાં આ જ પરિણામ જાહેર થાય છે કે, ન્યાયના ચોક્કસ માપદંડને નક્કી કરવા માટે ધર્મથી માર્ગદર્શન મેળવવા સિવાય બધી જ કોશિશો વ્યર્થ છે. અને ન્યાયને અમલી સ્વરૂપ આપવા માટે ફક્ત ધર્મની અર્પણ કરેલ બુનિયાદ જ પોતાની અનોખી અને આગવી પ્રતિભા સાથે લાભ કરી શકે છે. *(Legal Theory, P.450)*

પ્રૉ. પેટન (George Whitecross Paton) લખે છે કે, માનવીના શું નફાઓ-ફાયદાઓ (Interests) છે, જેમનું રક્ષણ એક આદર્શ કાનૂની વ્યવસ્થાએ કરવું જોઈએ ? આ એક અતિ મહત્વનો સવાલ છે. જેનો સબંધ મૂલ્યો અને આદર્શો (Values)થી છે. અને આ સવાલ કાનૂની ફિલોસૂફી (લોજિક)થી સબંધિત છે. પરંતુ આ બાબતે આપણે ફિલોસૂફીથી જેટલી વધારે મદદ લેવા માંગીએ છીએ, તેટલું જ તેને પ્રાપ્ત કરવું મુશ્કેલ છે. કારણ કે ફિલોસૂફી આજ સુધી મૂલ્યો અને ઉચ્ચ આદર્શોનો કોઈ માપદંડ (Scale of Values) શોધી શકી નથી. હકીકતમાં ધર્મ જ એક એવી બાબત છે, જ્યાંથી મૂલ્યો અને આદર્શોની બુન્યાદ મળી શકે એમ છે. પરંતુ ધર્મની સચ્ચાઈ અને પારખાઈ અકીદા (માન્યતાઓ અને શ્રદ્ધાઓ)ને આધિન રહી કબૂલ કરવામાં આવે છે. લોજીક-તાર્કિક દલીલોને આધારે નહીં.

*(A Texbook of Jurisprudence, P-104)*

ત્યાર બાદ અમૂક કાનૂની નિષ્ણાંતોનો અભિપ્રાય નકલ કરતાં જ્યોર્જ પેટન લખે છે કે, આ લોકો વર્ષો સુધી કાનૂની ફિલોસૂફીની ભૂલ-ભૂલૈયામાં ચક્કર લગાવ્યા બાદ આ પ્રમાણે કહેવા મજબૂર થયા કે, કાનૂની ફિલોસૂફી એ કાનૂનના હેતુઓ બાબતે જેટલુ વાંચન અને સ્ટડી કરવાની કોશિશ કરી, તે કોઈ પરિણામ સુધી પહોંચી શકી નથી. *(પેજ-૧૦૬)* ફરીથી સવાલ કરે છે કે, શું અમુક આદરણિય મૂલ્યો એવા છે, જે કાનૂનના વિકાસમાં માર્ગદર્શન કરી શકે ? આવા મૂલ્યો અને આદર્શો આજ સુધી શોધી શકાયા નથી, પરંતુ કાનૂન માટે તે અતિ જરૂરી અને આવશ્યક છે. પરંતુ પરેશાની એ છે કે, ધર્મને કાનૂનશાસ્ત્રમાંથી અલગ કર્યા બાદ એવા મૂલ્યો પ્રાપ્ત કરવાની કોઈ શક્યતા બાકી રહેતી નથી.

કાનૂન વિશે સૌથી પહેલો અને જરૂરી સવાલ એ છે કે, કોની મંજૂરી (Sanction)થી કોઈ કાનૂનને કાનૂની દરજ્જો પ્રાપ્ત થાય. કાયદાશાસ્ત્રીઓ આજ સુધી આ પ્રશ્નનો જવાબ પ્રાપ્ત કરી શક્યા નથી. જો સત્તાધીશોને અધિકાર આપવામાં આવે તો એની કોઈ તાર્કિક દલીલ નથી કે જેને લઈ એક કે અમુક વ્યક્તિઓને સમગ્ર પ્રજાની તુલનામાં આ વિશેષ અધિકાર

આપવામાં આવે. અને અમલીરૂપે પણ આ વાત ફાયદાકારક નથી કે એક વ્યક્તિને આ અધિકાર આપવો કે તે જે ચાહે કાનૂન બનાવે અને જેવી રીતે ચાહે તેને પ્રજા ઉપર લાગુ પાડે.

અને જો સમાજ તથા પ્રજાને કાયદાશાસ્ત્રી બનાવી દેવામાં આવે તો પણ બેકાર વાત છે. કારણ કે સમાજ પોતાના સંપૂર્ણ ઢાંચા સાથે તે જ્ઞાન અને બુધ્ધિ નથી ધરાવતો, જે કાયદા બનાવવા માટે જરૂરી છે. કાયદો બનાવવા માટે ઘણા બહોળા અનુભવો અને લાંબી જાણકારી જરૂરત છે, જે સામાન્ય પ્રજાજનોમાં નથી હોતી.

લોકશાહી પદ્ધતિથી થતી ચૂંટણીઓમાં આપણે જોઈએ છીએ કે સત્તારૂઢ પાર્ટીને એકાવન ટકા પણ બહુમતિ મળતી નથી. ૩૫-૪૦ બલ્કે એનાથી પણ ઓછા ટકા ધરાવનાર પાર્ટીઓ સત્તારૂઢ થઈ જાય છે. અમૂક વખતે મતની ટકાવારી ઓછી હોય છે, પરંતુ તેના પ્રમાણમાં સીટો થોડી વધારે મળી જાય છે. તો પણ કોઈ પાર્ટી સત્તા પ્રાપ્ત કરી લે છે. આ પ્રમાણેના સંખ્યાબંધ દાખલાઓ જોતાં કાનૂની નિષ્ણાંતો સમાજને કે કોઈ એક પાર્ટીને કાયદાની લગામ આપવાથી ડરી રહ્યા છે.

ધર્મ એનો જવાબ આપે છે કે, કાનૂન બનાવવાનો અધિકાર ફક્ત તે જ ખુદાવંદે કુદ્દૂસને છે, જેણે પૃથ્વી, આકાશ અને સમગ્ર બ્રહ્માંડ (કાયનાત) બનાવ્યું. તેને જ હક્ક અને અધિકાર છે કે તે માનવીઓના સામાજિક, સાંસ્કૃતિક તથા નાગરિક કાયદાઓ ઘડે. તેની પવિત્ર ઝાત સિવાય કોઈ પણ લાયક નથી, જેને આ અધિકાર સોંપવામાં આવે.

કાનૂન વિશે એક મહત્વનો પ્રશ્ન એ પણ છે કે, શું કાનૂનનો તે બધો જ ભાગ જે હાલ પ્રચલિત છે, તે ભવિષ્યમાં બદલી શકાય છે ? અથવા તેમાં આંશિક ફેરફાર થઈ શકે છે ? કે આંશિક ફેરફાર પણ થઈ શકતો નથી ?

આ વિષયે લાંબી લાંબી ચર્ચા-વિચારણા છતાં કોઈ ચોક્કસ ધારાધોરણ અને માપદંડ નક્કી થઈ શક્યો નથી. કાયદાશાસ્ત્રીઓ સૈધ્ધાંતિક (મૌલિક) રીતે આ બાબત જરૂરી ઠરાવે છે કે, કાનૂનનો અમુક હિસ્સો સ્થાયી અને

શાશ્વત (હંમેશા રહે એવો) હોવો જોઈએ, અને અમુક ભાગ એવો હોવો જોઈએ જેમાં સમુદ્રના વહેણ મુજબ ફેરફાર થઈ શકે. અમેરિકી જજ મી. કાર્ડોઝો **(Justice Cardozo)** લખે છે કે, આજે કાનૂનની અગત્યની જરૂરતોમાંથી એક જરૂરત આ પણ છે કે, એક એવું કાનૂની તત્વજ્ઞાન (ફિલોસૂફી) સંપાદન કરવામાં આવે, જે સ્થાયી અને બદલતી બન્નેવ વિરોધાભાસી માંગોની વચ્ચે સંતુલન પેદા કરી શકે. ***(The Growth of the Law : Roscoe Pound Interpretation of Legal History : P-1)***

પરંતુ હકીકતમાં માનવીય કાનૂનમાં આ પ્રમાણેનો ફર્ક કરવો અશક્ય છે. કારણ કે કાનૂનના કોઈ ભાગ વિશે એમ કહેવું કે, આ કાયદો શાશ્વત અને હંમેશા સ્થાયી રહેનાર છે. ભવિષ્યમાં તેમાં કોઈ ફેરફાર કરવાની જરૂર પડવાની નથી. આ પ્રમાણે કહેવા માટે પણ દલીલની જરૂરત છે. અને હકીકતમાં માનવીય કાનૂન એવી કોઈ દલીલ રજૂ કરી શકવાથી લાચાર છે. આજે અમુક લોકો પોતાની બુધ્ધિથી કોઈ કાનૂનને સ્થાયી (હંમેશા) માની લે છે અને ભવિષ્યમાં બીજા લોકોની બુધ્ધિ તેને બદલવાની માંગ કરે અથવા બહુમતિના આધારે ફેરફાર કરી નાંખે છે અને આ પ્રમાણે બધા જ દેશોમાં વારંવાર કાયદાઓ બદલાયા કરે છે.

અલ્લાહ તઆલાનો કાનૂન જ આ પ્રશ્નનો એક વિકલ્પ છે. અલ્લાહ તઆલાના કાનૂનમાં તે તમામ બુન્યાદી નિયમો મૌજુદ છે, જેનાથી કોઈ કાનૂનનું હંમેશા સ્થાયી હોવા વિશેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને અમુકમાં સમયોનુસાર ફેરફાર કરવાની પરવાનગીથી ખબર પડે છે.

ખુદાઈ કાનૂન અમુક બુન્યાદી નિયમો (ન્યાય, સચ્ચાઈ, ઈમાનદારી, સમતા, સમાનતા, બંધુત્વભાવના) વિશે ચોક્કસ મર્યાદાઓ નક્કી કરે છે. અને બીજી બાબતો વિશે ખામોશ રહે છે. આ રીતે બન્નેવ પ્રકારના કાયદાઓ નક્કી થઈ જાય છે. જેમાં ચોક્કસ બુન્યાદી નિયમો અને તેની મર્યાદાઓ નક્કી થાય છે. તે હંમેશા બાકી રહેશે અને જેના વિશે મર્યાદાઓ નક્કી થઈ નથી, તેમાં બંદાઓને પોતાની જરૂરત પ્રમાણે સમયોનુસાર ફેરફાર કરવાનો અધિકાર આપ્યો છે. આ ખુદાઈ કાનૂનનો ઘણો મોટો ઉપકાર છે, જેને લઈ

કાનૂનની મુશ્કેલીઓ હલ થઈ જાય છે. ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ આ પ્રકારના નિયમોને લઈને જ ઈસ્લામી કાયદાઓના બે પ્રકાર કર્યા છે, જે હંમેશા રહેશે. તેમાં કોઈ ફેરફાર થશે નહીં અને બીજામાં સમયોનુસાર ચોક્કસ નિયમોને આધારિત આંશિક ફેરફારો કર્યા છે. બલ્કે આજની ટેકનોલોજી અને મેડીકલ હરણફાળ પ્રગતિમાં પણ રોજ રોજ નવી-નવી વસ્તુઓના વપરાશના હલાલ-હરામ હોવા વિશેના નિયમો ઉપરોક્ત કાયદાઓને આધારે જ નક્કી કરવામાં આવે છે. માનવીય કાયદાઓમાં આ પ્રકારના નિયમો નક્કી કરવા અશક્ય છે.

કાનૂન સાથે જ્યાં સુધી અખ્લાક, નૈતિકતા (અલ્લાહ તઆલાનો ડર, સચ્ચાઈ વગેરે) ન હોય, ત્યાં સુધી એકલો કાનૂન સારા કામો કરવા માટે કે બૂરાઈથી રોકવામાં પ્રભાવિત થઈ શકતો નથી. જેમકે કોઈ બનાવમાં સચ્ચાઈ સામે ન આવે ત્યાં સુધી અદાલતો પણ કોઈ ફેંસલો કરી શકતી નથી. અદાલતોએ સાક્ષીઓને સાચું બોલવા માટે સોગંદ (કસમ) લેવાને જરૂરી ઠેરવ્યું. પરંતુ જ્યારે મોર્ડન સમાજે ધર્મની હકીકતથી જ ઈન્કાર કરી દીધો છે. માટે હવે અદાલતોમાં ધાર્મિક સોગંદો ફક્ત એક ઠઠ્ઠા-મશ્કરી રૂપે રહી ગઈ છે. સોગંદ લેનાર અને જજ બન્નેવ એને કોર્ટની એક વિધિ તરીકે સમજી રહ્યા છે. જુઠ્ઠા સોગંદથી રોકવાવાળુ કોઈ પરિબળ રહ્યું જ નહીં.

એ જ પ્રમાણે જ્યારે કોઈ કામને ગુનોહ ઠેરવી તેની સઝા આપવા માંગે છે, ત્યારે તે ગુનાહ બાબતે સમાજમાં પોતે પણ ધિક્કારની લાગણી હોય. તે ગુનાહને પોતે પણ ગુનોહ સમજે એવી ભાવના જન્માવવી જરૂરી છે. ગુનેહગાર પોતે પણ તે ગુનાહને ગુનોહ સમજે અને સમાજ પણ તેને ગુનેહગારની દૃષ્ટિથી જુએ. પોલીસ નિષ્ઠાપૂર્વક તેને પકડે. અદાલતની ખુરશી ઉપર બિરાજમાન જજ સાહેબ પણ દિલની સચ્ચાઈ સાથે સઝાનો હુકમ જારી કરે.

કાનૂનના ઐતિહાસિક દૃષ્ટિકોણમાં લખ્યું છે કે, કાનૂની પ્રક્રિયા ત્યારે જ સફળ થાય છે, જ્યારે તે સમાજની આંતરિક માન્યતાઓ-શ્રદ્ધાઓ

**(Internal Convictions)** પ્રમાણે હોય. જો તેના પ્રમાણે નથી, તો પછી એવા કાનૂનનું નિષ્ફળ થવું યકીની છે.

***(The changing Law, A Textbook of Jurisprudence, P-15)***

આ બધા સાથે એ પણ જરૂરી છે કે, કાનૂનના અમલીકરણ પહેલાં સમાજમાં એવી પ્રેરક વસ્તુઓ હોય, જે લોકોને ગુનાહથી રોકતી હોય. ફક્ત પોલીસ અને ન્યાયાલયોની બીકથી ગુનાહ રોકી શકાતા નથી. કારણ કે પોલીસ અને ન્યાયાલયની બીકથી તો લાંચ-રૂશ્વત, ભલામણ, ખોટી વકીલાત અને જુઠ્ઠી સાક્ષીઓ પણ બચાવી શકે છે. આ બધા મારફતે ગુનેહગારો પોતાને રોજ બચાવી લે છે અને ગુનાહો ઉપર અંકુશ મેળવવાની જગ્યાએ તેનું પ્રમાણ વધી રહ્યું છે.

અલ્લાહપાકના કાનૂનમાં આ બધા ચોર દરવાજાઓનો ઈલાજ છે. ખુદાઈ કાનૂનની સાથે મૃત્યુ બાદની માન્યતા (આખિરતના હિસાબનો અકીદો) સૌપ્રથમ માનવીને ગુનોહ કરવાથી રોકે છે. અને જો ગુનોહ થઈ જાય તો તેને કબૂલ કરવા તૈયાર કરે છે. કારણ કે દુન્યવી સઝાની તુલનામાં આખિરતની સઝાના વિચાર સુદ્ધાંથી તેના રૂંવાટા ઉભા થઈ જાય છે.

એ જ પ્રમાણે ગુનાહના બૂરા હોવા માટેની સામાન્ય ભાવના પણ એસેમ્બલીના પસાર કરેલ ઠરાવ મારફતે નથી. તેની બુન્યાદ પણ ફક્ત એક અલ્લાહપાકનો ડર અને મૃત્યુ બાદની માન્યતા જ છે. આ પ્રમાણે ધર્મ ફક્ત કાનૂન નથી બનાવતો, બલ્કે એ ચેતવણી પણ આપે છે કે, કાનૂન બનાવનાર અલ્લાહપાક તમારા બાહ્ય તથા આંતરિક અમલોને જોઈ રહ્યા છે. તમારી નિય્યતો, કથનો અને પ્રત્યેક હરકતોનો સંપૂર્ણ રેકોર્ડ થઈ રહ્યો છે. આજની દુન્યવી સઝાથી બચી પણ ગયા તો કાલે જ્યારે પરદો ખુલશે ત્યારે સઝાથી બચી શકવાની કોઈ ગુંજાઈશ તથા છટકબારી નથી.

કાનૂન વિશેની છેલ્લી અને સૌથી મોટી વિશેષ્ઠતા જેને આપણા નિષ્ણાંત કાયદાશાસ્ત્રીઓ શોધી રહ્યા છે અને છતાં આજ સુધી તેને પ્રાપ્ત કરી શક્યા નથી. તે પણ ફક્ત ધાર્મિક કાનૂનમાં જ મૌજુદ છે. એટલે કે કાનૂનની

“ન્યાયિક બુન્યાદ” કાયદાશાસ્ત્રીઓ મારફતે એમ સમજવામાં આવે છે કે, ન્યાયિક કાનૂનની બુન્યાદ પ્રાપ્ત ન થવું શોધ (તલાશ)ના અધૂરા હોવાની સાબિતી છે. તે એ વાતની સાબિતી નથી કે માનવી તેને પ્રાપ્ત કરી શકતો નથી. પરંતુ જ્યારે આપણે જોઈએ છીએ કે પ્રાકૃતિક (નેચરી) કાનૂની જગતમાં માનવીએ હરણફાળ વૈજ્ઞાનિક પ્રગતિ કરી લીધી. તેની તુલનામાં સામાજિક કાનૂનની શોધમાં એનાથી વધુ કોશિશો કર્યા બાદ એક ટકો પણ સફળતા પ્રાપ્ત ન થવી એ વાતની દલીલ છે કે, આપણે આ વાત માની લઈએ કે આટલી સખ્ત મહેનત અને પરિશ્રમ પછી અસફળતા, શોધના અધૂરા હોવાની દલીલ નથી, બલ્કે એ વાતની દલીલ છે કે જે વસ્તુ શોધી રહ્યા છે, તેને પામવું માનવીના હાથમાં નથી.

હું અમુક દાખલાઓ ટાંકી બતાવવા માંગું છું કે, ફક્ત ખુદાઈ કાનૂન જ તે સાચી અને વાસ્તવિક બુન્યાદ છે, જેનાથી આપણે માનવીય જીવનના કાનૂન પ્રાપ્ત કરી શકીએ છીએ.

ખુદાઈ કાનૂનમાં વ્યક્તિની આઝાદી અને સ્વતંત્રતાને અલ્લાહપાકના આદેશને પાબંદ બનાવવામાં આવી. જ્યારે યુરોપે ખાસ કરીને ફ્રાન્સમાં લોકશાહીની ક્રાંતિએ જન્મ લીધો ત્યારથી લઈ આજ સુધી વ્યક્તિ સ્વતંત્રતાનો અનુભવ થયો. પરંતુ આના ઘણા માઠા પરિણામ આવ્યા. સમાજમાં સ્વચ્છંદતા આવી ગઈ, મોટા માણસોનું માન-મર્યાદ ન રહી, બલ્કે સામાજિક જીવનનું સમગ્ર માળખુ બદલાય ગયું. હવે એવા સંશોધકો પેદા થયા, જે વ્યક્તિની આઝાદીને નિરર્થક અને ખતરાવાળી માને છે.

શ્રી **B. F. Skinner** નું કહેવું છે કે, આપણે આઝાદી પચાવી શકતા નથી. આઝાદી કોઈ સર્વોચ્ચ કલ્યાણ નથી. માનવીએ કાયદાના નિયંત્રણમાં રહેવું જોઈએ.

ખુદાઈ કાનૂનમાં સ્ત્રી-પુરૂષનું કાર્યક્ષેત્ર અલગ-અલગ છે અને વ્યવહારિક જીવનમાં પુરૂષને સ્ત્રી ઉપર પ્રધાનતા આપવામાં આવી છે.

માનવસર્જિત કાનૂને આ ખુદાઈ નિયમને સંપૂર્ણપણે રદ કર્યો, પરંતુ

૧૦૦ વર્ષના કડવા અનુભવે બતાવ્યું કે, ખુદાઈ કાનૂન જ આ બાબતમાં વાસ્તવિક્તાથી નજીક છે.

અમેરિકામાં નારી સ્વતંત્રતાની ચળવળ ઘણી જ પ્રબળ અને શક્તિ-શાળી છે. પરંતુ હવે તેના સમર્થકો સમજવા લાગ્યા છે કે, આ બાબતમાં અસલ રૂકાવટ સામાજિક વ્યવસ્થા નથી, બલ્કે ખુદ પ્રાકૃતિક અને નેચર કારણરૂપ છે. એટલે કે અલ્લાહપાકે સ્ત્રીની બનાવટ આ પ્રમાણે જ બનાવી છે કે તે પ્રાકૃતિક દષ્ટિએ અમુક સંકુચિત જીવવિજ્ઞાન ધરાવે છે. મેલ હોરમોન અને ફીમેલ હોરમોનનો ફર્ક બન્નેવના શરીરમાં આરંભથી જ છે.

એક અમેરીકી સર્જન (Edgar Berman)એ ઘણા લાંબા સંશોધન પછી ફેંસલો આપ્યો કે, સ્ત્રીઓ પોતાની હોરમોન કેમીસ્ટ્રીને લઈ રાજ-કારભાર ચલાવવામાં ભાવુકતાપણું દર્શાવી શકે છે.

હવે નારીવાદીઓ જાતિય વિજ્ઞાન દ્વારા જૈન્ટીક કૉડ બલી નવા પ્રકારના સ્ત્રી-પુરૂષને જન્મ આપવાનું વિચારી રહ્યા છે. જે લોકોએ સ્ત્રીને નારો આપ્યો હતો કે, પોલીસી બનાવો, કોફી ન બનાવો. (Make Policy Not Coffee) તેમણે હવે હાર કબૂલ કરી સ્ત્રીને કોફી બનાવવા ગૃહમંત્રાલય સોંપવું પડશે, નહીં તો તેમના સમાજનો અંજામ હાલના સંજોગોથી વધુ કરૂણ આવશે.

યુરોપમાં સૌ પ્રથમ પ્રખર અંગ્રેજ અર્થશાસ્ત્રી રોબર્ટ માલ્થસે ''વસ્તી નિયમો'' વિષેના પોતાના પુસ્તકમાં આ દ્રૃષ્ટીકોણ રજુ કર્યો છે કે, વસ્તી વધારો જ્યુમીટરીકલ (ભૂમિતિક)ના દરે વધે છે. જ્યારે અનાજ અને ખોરાક ફકત (અર્થ મેટીકલ) દરે વધે છે : **Pulation when anchecked in creases in a geometrical ratio subsistence only increases in an arithmetical ratio.** આનો અર્થ એ કે માનવ વસ્તીનો વધારો ૧-૨-૪-૮-૧૬-૩૨-૬૪ ના દરે થાય છે. જ્યારે ખોરાકીય વસ્તુઓ ૧-૨-૩-૪-૫-૬ ના દરે વધે છે. એટલે માનવ વસ્તી ઘણી જ ઝડપે વધી રહી છે, તેની તુલનામાં ખોરાકી પદાર્થો અને અનાજ ઘણી ધીમી ગતીએ વધે છે. માટે

થોડાક વર્ષો બાદ માનવજીવન ખોરાકની દ્રષ્ટિએ ઘણી મુશ્કેલી અને સંકટમાં મુકાય જશે. જેનો ઈલાજ ફકત વસ્તી નિયંત્રણ જ છે. માલ્થસની આ વિચારધારાએ વિશ્વભરમાં જબરદસ્ત અસર કરી. બધી બાજુએથી અવાજ ઉઠયો કે બર્થ કંટ્રોલ અને ફેમીલી પ્લાનિંગ સમયની તાતી જરૂરીયાત અને અનિર્વાય પગલુ છે.

પરંતુ ત્યાર બાદ હાલના સમયમાં વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓએ આ દ્રષ્ટિકોણને સદંતર જુઠાણુ બતાવ્યુ અને માલ્થસને જુઠા પયગમ્બરથી **(Malthus : the false Prophet)** સંબોધિત કર્યા છે.

મિ. ગ્વાઈન ડાયર **(Gwynee dyer)** આ વિષય ઉપર લખતા જણાવે છે, કે માલ્થસના મરણને ૧૫૦ વર્ષ થઈ ગયા. માનવ વસ્તી જ્યુમીટરી હિસાબથી આઠ ઘણી વધી ગઈ, પરંતુ ખોરાકનું ઉત્પાદન પણ તેની સાથે તેટલા જ પ્રમાણમાં વધતું રહ્યું, અને હાલના માનવીને મધ્યમ કક્ષાનું અનાજ વગેરે (પાછલા ઈતિહાસથી પણ સૌથી બેહતર અને શ્રેષ્ઠ પ્રમાણમાં) મળી રહ્યું છે.

રોબર્ટ માલ્થસ એવા યુગમાં પેદા થયા, જ્યારે માનવી જુની પધ્ધતિથી ખેતી કરતો હતો. તેમને ખબર ન હતી કે, થોડાક જ વર્ષોમાં વૈજ્ઞાનિક પધ્ધતિથી માનવી કેટલું ઝડપી અને કેટલું વધુ પ્રમાણમાં અનાજ પકવી શકશે. નવા નવા ખાતરો, મશીનરી અને વાવેતરની નવી નવી પધ્ધતિઓએ માનવ જગતના ખોરાકનો પ્રશ્ન હલ કરી આપ્યો. વિકાસશિલ દેશો વિશે **(F.A.O.)** એ અંદાજ લગાડયો છે કે, તેમની વસ્તી અનિયમિત રીતે વધીને ઈ.સન ૨૦૦૪ માં બીલીયન વધી જાય તો પણ તેને ખોરાક વિશે ચિંતાની કોઈ જરૂરત નથી. તે સમયની વસ્તીથી દોઢ ગણું અનાજ અને ખોરાકની ક્ષમતા તે દેશો ધરાવતા હશે. મીસ્ટર ગ્વાઈન ડાયર પોતાનો રીપોર્ટ આ સાથે સમાપ્ત કરે છે કે, માલ્થસે પોતાના હિસાબમાં ગલતી અને ભૂલ કરી છે. આપણે એટલા અભાગ્ય નથી કે આપણી આવતી પેઢી દુષ્કાળના યુગમાં જન્મ પામે.

કુર્આન શરીફમાં ફરમાવવામાં આવ્યુ છે કે, ‘‘નાદારી, ગરીબાઈ અને ભૂખમરાના ડરને કારણે પોતાના બચ્ચાઓને કતલ ન કરો, હમે તેમને અને તમોને બન્નેવને રોજી  આપીએ છીએ.’’ આ એઅલાન એક પ્રકારનો પડકાર હતો કે, ભવિષ્યમાં વસ્તી વધારાને કારણે ખોરાક (ખાદ્યપદાર્થો) અને અનાજની તંગી તથા અછતનો પ્રશ્ન ઉપસ્થિત નહી થાય. મુસ્લિમો દરેક યુગમાં અકીદા (માન્યતા) અને શ્રધ્ધારૂપે આ એઅલાનની સચ્ચાઈ ઉપર દૃઢ વિશ્વાસ રાખતા હતા. આ જ કારણસર તેમને બર્થ કંટ્રોલ (કુટુંબ નિયોજન)નો વિચાર કદાપી આવ્યો નથી.

ખુદાઈ કાનૂનમાં જે વાત ૧૪૦૦ વર્ષ પૂર્વે બતાવવામાં આવી હતી, આજના વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓ તેને પુરાવાઓ સાથે સાચી પુરવાર કરી રહ્યા છે. ઘણા બધા હવાલાઓ અનુભવો અને સર્વે રિપોર્ટથી આ વાસ્તવિકતા સમજમાં આવે છે કે, વસ્તી વધારો એક આર્થિક પૂંજી (Asset) છે. આર્થિક બોજ (Liability) નથી.

યુરોપમાં ‘Colin clark’ થી લઈ ‘Demograpic Economic’ના નિષ્ણાંતોએ (અનુભવી સાક્ષીઓ અને સઘન સર્વેક્ષણ મુજબ) વસ્તી વધારો આર્થિક પ્રગતિ માટે લાભદાયક સાબિત કર્યો છે. એમના અભ્યાસ અને સર્વેક્ષણ મુજબ આર્થિક રીતે મેહનતુ વધુ વસ્તી (Economically Active Population (EAP) માનવિય સમાજ અને દેશની આર્થિક પ્રગતિ માટે ઘણી ફાયદાકારક અને Productive હોય છે.

માનવરચિત કાનૂનની કમઝોરી એ છે કે, તેની પાસે આ વાતનું કોઈ યોગ્ય બુધ્ધિમય કારણ નથી કે કોઈ ગુનાહિત કૃત્યને ગુનોહ કેમ ઠેરવે ? ફક્ત એક જ કારણ છે કે, તે સામાજીક વ્યવસ્થા અને વહીવટીતંત્રમાં ખલેલ પહોંચાડે છે. આ જ કારણે વ્યભિચાર કાનૂની દૃષ્ટિએ ત્યાં સુધી ગુનો નથી બનતો, જ્યાં સુધી (સ્ત્રી-પુરૂષ) બન્નેવમાંથી કોઈ એકે જબરદસ્તી (બળાત્કાર) ન કરી હોય. મતલબ કે માનવ સમાજમાં વ્યભિચાર ગુનોહ નથી, બલ્કે બળાત્કાર ગુનોહ છે. વ્યભિચારના કારણે જ ચોરી, લૂંટ, કત્લ,

અપહરણ વગેરે સંખ્યાબંધ ગુનાહિત કૃત્યોથી સમાજના દિમાગ અને આત્મા પ્રદૂષિત થઈ જાય છે. છતાં કાનૂન પાસે વ્યભિચારને ગુનોહ સાબિત કરવાનો કોઈ મજબૂત પાયો નથી. આ જ પ્રમાણે દારૂ અને નશીલા પદાર્થોને પણ ગુનોહ કહેવાની કોઈ બુન્યાદ કાનૂન પાસે નથી.

આ મુશ્કેલીનો ઉકેલ ફક્ત ખુદાઈ કાનૂનમાં છે. કારણ કે તે કાનૂનની બધી જ જરૂરતો પૂરી પાડે છે. આ જ પ્રમાણે કાનૂનનો અખ્લાક (નીતિ) સાથે પણ સબંધ છે. માનવીને સાચો, સદાચારી બનાવવામાં ધર્મનો ઘણો મહત્વનો ફાળો છે. ખાસ કરી તે ધર્મો જે પરલોક (મૃત્યુ બાદ) જીવનને પોતાની મુખ્ય માન્યતા માને છે. જેના પ્રમાણે વ્યક્તિને પોતાના સઘળા કર્મોનો હિસાબ પોતાના માલિકને આપવાનો છે. તો શું આજના કાનૂનવિદો આ મુદ્દો સમજવાનો પ્રયાસ કરશે ?

## ઈસ્લામી કાનૂનના વિભિન્ન યુગો :

ઈસ્લામી કાનૂનની અસલ બુન્યાદ કુર્આન શરીફ અને હદીષ શરીફ છે. પરંતુ તેમાં ચિંતનમનન, સંશોધન અને નિષ્કર્ષણ તથા દરેક યુગની જરૂરત અને સંજોગોનુસાર ઈસ્લામી શરીઅતને બંધબેસતી કરવાનો અમલ જારી રહ્યો. તેના પરિણામે કાનૂની પ્રક્રિયા પણ પ્રગતિ કરતી રહી.

સામાન્ય રીતે ઈસ્લામી કાનૂનને સાત વિવિધ તબક્કામાં વહેંચવામાં આવ્યો છે :

૧. આપ (સલ.)નો યુગ.

૨. ખિલાફતે રાશિદહ (પહેલી સદી હિજરીના પચાસ વર્ષ.)

૩. પહેલી સદી હિ.ના મધ્યથી બીજી સદી હિ.ના પ્રારંભ સુધી. આ યુગને આપણે ફિકહની બુન્યાદનો યુગ કહી શકીએ છીએ. આ યુગમાં ઈસ્લામી ફિકહને એક ભવ્ય વિષયની હેસિયત પ્રાપ્ત થઈ.

૪. બીજી સદી હિ.ના પ્રારંભથી ચોથી સદીના મધ્ય સુધીનો ગાળો. આ સમય દરમ્યાન ઈસ્લામી કાનૂનનું સંપાદન અને ચિંતનમનન, સંશોધન,

અનુમાન તથા નિષ્કર્ષણની પ્રક્રિયામાં ખાસ્સી પ્રગતિ થઈ અને ઉસૂલે ફિકહ (ઈસ્લામી કાનૂન)ની પરિપૂર્ણતા થઈ.

૫. ચોથી સદી હિ.ના મધ્યથી સાતમી સદીના મધ્ય સુધી (તાતારી-ઓના હુમલા સુધી)નો યુગ. આ યુગમાં અલગ-અલગ ફિકહી વિષયો અને ઈસ્લામી કાનૂન વિશે વધુથી વધુ પુસ્તકો લખાયા તથા દરેક પ્રશ્નનું ઘણી બારીકાઈથી નિરિક્ષણ કરી તેની વિગતવાર છણાવટ થઈ.

૬. સાતમી સદી હિ.ના મધ્યથી લઈ તેરમી સદીના મધ્ય સુધીનો યુગ. આ યુગમાં (૧૦૩૮ હિ. થી ૧૧૧૮ હિજરી) ભારતમાં સુલ્તાન ઔરંગઝેબ આલમગીર (રહ.)એ ૧૦૭૩ હિ.થી ૧૦૮૧ હિજરી (૧૬૬૩ ઈ.થી ૧૬૭૦ ઈ.સુધી) આઠ વર્ષની લગાતાર મહેનત બાદ ‘‘ફતાવા આલમગીરી’’ નો ૩૦૦૦ પેજનો દળદાર ગ્રંથ ૫૦ આલિમોની સંયુક્ત કોશિશોના ફળસ્વરૂપે દુનિયા સમક્ષ પેશ કર્યો. આ યુગના અંતમાં (૧૨૮૬ હિજરી) તુર્કીની ઉસ્માની સલ્તનતે ‘‘મજલ્લતુલ અહકામિ શ્શરઈય્યહ’’ નામી ઈસ્લામી કાયદાશાસ્ત્રનો મહાન ગ્રંથ તૈયાર કર્યો. અને ઉસ્માની ખિલાફતના બંધારણ તરીકે ખલીફાએ મુસ્લિમ દેશોમાં તેને લાગુ પાડ્યો.

અલમજલ્લા ૧૨૮૬ હિ.થી લઈ ૧૨૯૩ હિ.(૧૮૬૯ ઈ.થી ૧૮૭૬ ઈ.) સુધી લગાતાર સાત વર્ષોની મહેનતના અંતે તૈયાર થયો. તેમાં ઈબાદતોનો હિસ્સો છોડી વેપાર, વહેવાર અને સામાજિક બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો. આ પ્રમાણે એક કાનૂની સંગ્રહ તૈયાર થયો. મજલ્લામાં કુલ ૧૮૫૧ કલમો અને ૧૬ મોટા પ્રકરણો રાખવામાં આવ્યા છે.

૧૮૭૬ ઈસ્વીમાં ઉસ્માની બાદશાહના આદેશથી ‘‘મજલ્લા’’ને ઈસ્લામી સલ્તનતના કાનૂનનો દરજ્જો પ્રાપ્ત થઈ ગયો. અને સમગ્ર ઉસ્માની સલ્તનતની અદાલતોમાં તેને લાગુ પાડવાનો આદેશ જારી થયો. પરંતુ ૧૮૮૦ ઈ.પછી આ કાનૂની સંગ્રહમાં ફેરફારનો અમલ શરૂ થયો. અને પોતાના સ્વાર્થો માટે મજલ્લાની ઘણી કલમોમાં ફેરફાર કરવામાં આવ્યો. અને ધીમે ધીમે મજલ્લાને ફક્ત પર્સનલ લો સુધી મર્યાદિત કરવામાં આવ્યો. અને

છેવટે ઉસ્માની ખિલાફતનો અંત આવ્યા બાદ ૧૯૨૬ ઈ.માં તુર્કી ગવર્મેન્ટે સ્વિઝરલેન્ડના કાયદાઓ તુર્કીમાં લાગુ પાડવાનો ફેંસલો કર્યો.

**સાતમો યુગ : ઉસ્માની ખિલાફતના અંતથી લઈ આજ સુધીની કાનૂની કોશિશો :**

ઉસ્માની ખિલાફતના અંતથી લઈ આજ સુધીની ઈસ્લામી કાનૂની ફિકહી મહેનતો. આ સાતમો યુગ કઈ બાબતોને લઈ મહત્વનો છે ? આ યુગ નિરાશાજનક પણ છે અને આશાજનક પણ છે. ઈસ્લામી કાનૂનને આ યુગમાં જેટલું નુકસાન પહોંચાડવામાં આવ્યું, અને જેટલી દુશ્મનો તરફથી આક્ષેપોની ભરમાર રહી, એટલી આગામી કોઈ યુગમાં ન હતી. ઈસ્લામ દુશ્મન તાકાતો એક લાંબા સમયથી આ કોશિશોમાં લાગેલી હતી કે, કોઈ પણ રીતે લોકોનો ઈસ્લામી શરીઅત ઉપરથી ભરોસો ઉઠી જાય અને શરઈ અદાલતોની જગ્યાએ માનવીય કાનૂન અદાલતોમાં દાખલ થઈ જાય.

આ યુગનો પ્રારંભમાં મુસ્લિમોની અમલી કમઝોરી તથા ઈસ્લામી ખિલાફતના અંતે ઈસ્લામી સલ્તનતો ઈંગ્લેન્ડ અને ફ્રાન્સના સામ્રાજ્યવાદનો શિકાર બની તેમના કંટ્રોલમાં આવી ગઈ. જેના પરિણામ સ્વરૂપે મુસ્લિમ દેશોની અદાલતોમાં પણ ધીરે ધીરે ઈસ્લામી કાનૂન છોડી માનવીય કાનૂન અમલમાં આવવા માંડ્યા. અને છેવટે ફક્ત પર્સનલ લો (પ્રાઈવેટ પ્રશ્નો) સુધી સિમિત કરી દેવામાં આવ્યા. ઝિંદગીના બધા જ ક્ષેત્રોમાંથી ઈસ્લામી કાનૂનને જાકારો આપવામાં આવ્યો. છેલ્લે પર્સનલ લો (નિકાહ, તલાક, વારસો) પણ તેમની આક્ષેપબાઝીથી છૂટકારો ન પામી શક્યો. તેને પણ નિશાન બનાવવામાં આવ્યો.

સૌપ્રથમ ૧૭૯૮ ઈસ્વીમાં ઈજીપ્ત (મિસ્ર)થી આનો પ્રારંભ થયો. ત્યાર બાદ તુર્કી ખિલાફતમાં પણ (૧૮૪૦ ઈ.) શરઈ કાનૂનની સાથે સાથે માનવીય કાનૂન શામેલ કરવામાં આવ્યા. ત્યાર બાદ શરઈ કાનૂનને અદાલતોથી બિલ્કુલ જાકારો આપવામાં આવ્યો. અને અંતે ઈ.સ. ૧૯૨૪માં તુર્કી ખિલાફતના ખાત્મા સાથે તુર્કી સંપૂર્ણ સેક્યુલર દેશ બની ગયો. જેનો

કોઈ સરકારી ધર્મ બાકી ન રહ્યો.

૧૮૫૯ ઈસ્વીમાં ભારતમાંથી પણ ઈસ્લામી કાનૂન રદ કરવામાં આવ્યા. આ પ્રમાણેનો અમલ બધા જ મુસ્લિમ દેશોમાં (સાઉદી અરબિય્યહના અપવાદ સિવાય) દોહરાવવામાં આવ્યો. અને ચૌદમી સદી હિજરીના મધ્ય સુધીમાં બધે જ માનવીય કાનૂન લાગુ પાડવામાં આવ્યા.

આ યુગનું બીજુ જમા પાસુ છે કે, જ્યારે ઈસ્લામ દુશ્મન તાકાતોએ ઈસ્લામી કાનૂન પર વિવિધ આક્ષેપો કર્યા, તો તેના જવાબરૂપે ઉલમાએ તથા કાનૂનના નિષ્ણાંત ઈસ્લામી સ્કોલરોએ પોતે યુરોપિય કાનૂનનું વાંચન કર્યું. તેમાં ડિગ્રીઓ પ્રાપ્ત કરી યુરોપિય કાનૂનનું પોસ્ટમોર્ટમ કર્યું. તેના ફાયદાઓ તથા નુકસાનનો તુલનાત્મક અભ્યાસ કર્યો અને વધુથી વધુ જાણકારીવાળી કિતાબો ઈસ્લામી જગતમાં લખાવા માંડી.

તુર્કીમાં સેક્યુલર ગવર્મેન્ટની સ્થાપના કરીને મુસ્તફા કમાલે ઈસ્લામી કાનૂની સંગ્રહ ''અલ મજલ્લા''ને રદ કર્યો. તેનાથી થોડા વર્ષો પહેલાં પર્સનલ લો વિશે કિતાબો લખવાનો પ્રારંભ થઈ ગયો હતો. અને તુર્કીમાં જ ૧૯૧૭માં હુકૂકુલ આઈલહ (કૌટુંબિક હક્કો)નો સંગ્રહ અદાલતો માટે જારી થયો. ત્યારબાદ ઈજીપ્ત ૧૯૩૬, સિરિયા ૧૯૫૩ વગેરેમાં પણ 'કૌટુંબિક પ્રશ્નોનો કાનૂન' નામથી નવું હુકમનામું જારી થયું.

આ તો સરકારી કોશિશો હતી. તે સિવાય અમૂક આલિમો અને નિષ્ણાંતોએ પોતાની મહેનતથી પણ ઘણા કાનૂની સંગ્રહો લખ્યા. જેમાં ઈજીપ્તના **'મુહમ્મદ કદરીપાશા'**ની મજલ્લતુલ અહકામિલ અદલિય્યહ, **'મુહમ્મદ આમિર'**ની તલ્ખીસુલ અહકામિશ્શરઈય્યહ અને **કાઝી અહમદ બિન અબ્દુલ્લાહ અલ મક્કી**ની મજલ્લતુલ અહકામિશ્શરઈય્યહ, જેમાં કુલ ૨૩૮૨ કલમો અને ૨૧ પ્રકરણો છે. આરબ અમીરાત (U.A.E.)માં ઈન્સાઈક્લો પિડિયા શરઈ કાનૂનના નામથી એક દળદાર કાનૂની સંગ્રહ છાપવામાં આવ્યો. જેના પંદર વોલ્યુમ અને ટોટલ પંદર હજાર પેજ છે.

ડો. અ.કાદિર ઔદહ જે મહાન આલિમ હોવાની સાથે કાનૂની નિષ્ણાંત

પણ છે. તેમણે એક કિતાબ "અત્તશરીઉલ્જિનાઈ" બે ભાગમાં ૬૮૯ કલમો સહિત લખી છે. જેમાં ઈસ્લામી કાનૂન અને યુરોપિય કાનૂનને તુલનાત્મક રીતે રજૂ કર્યા છે. ખાસ કરીને ઈસ્લામી કાનૂનની વિશિષ્ઠતા અને સહુલતોને ખૂબ સારા અંદાઝમાં રજૂ કરી છે.

**ઈસ્લામી કાનૂનના બુન્યાદી અંશો (મોર્ડન પરિભાષાના આધારે) :**

ઈસ્લામી ફિકહ એક સંપૂર્ણ કાનૂન છે. તેમાં માનવીની દરેક નાની-મોટી જરૂરતો માટે આદેશો મૌજુદ છે. માનવીય જરૂરતો અને મસ્લેહતો ઉપર દૃષ્ટિ ફેરવવામાં આવે તો બુન્યાદી રીતે તેને ત્રણ વિભાગમાં વહેંચી શકાય છે.

- માનવી અને ખુદાપાક વચ્ચેનો સબંધ.
- વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સબંધ.
- વિવિધ દેશોના આંતરરાષ્ટ્રીય સબંધો.

ઈસ્લામી કાનૂન આ ત્રણેવ વિભાગોને આવરી લે છે. માનવીય જરૂરતો અને સબંધોને અનુલક્ષીને જો આપણે ઈસ્લામી કાનૂનને જોઈએ તો તેને આઠ વિભાગોમાં વહેંચી શકાય છે :

**(૧) કૌટુંબિક કાનૂન :**

આ પ્રકારમાં નિકાહની શરતો, નિયમો, પ્રક્રિયા, મહેર, કઈ સ્ત્રીઓથી નિકાહ હરામ છે ? સ્ત્રીના વાલીના અધિકાર સબંધી ચર્ચા, નિકાહના વકીલ, એકથી વધુ સ્ત્રી હોય તો તેના સબંધી વિસ્તૃત ચર્ચા, બચ્ચાને દૂધ પિવડાવવું, સારસંભાળ રાખવા સબંધી વિગતવાર નિતિ-નિયમો.

તલાક ક્યા સંજોગોમાં તથા ક્યા કારણોસર આપવી, ત્યાર પહેલા સમાધાનના સઘળા (દરેક) પ્રયાસો અપનાવવા, તલાક આપવાના તે પ્રકારો, જેમાં સ્ત્રીને ઓછામાં ઓછી તકલીફ આપવામાં આવે. તલાકના પ્રકારો, શરતો, નિયમો, ખુલઅ્ (સ્ત્રી તરફથી કંઈક હક્કો છોડી માંગવામાં આવતી તલાક)ની શરતો, રીત, નિયમો, ઈદ્દતની શરતો, નિયમો, પ્રક્રિયા, અલગ-અલગ સ્ત્રીઓની ઈદ્દતની સમય મર્યાદા તથા શોક પાળવાના નિયમો, ઈદ્દત

દરમિયાન ઘરની બહાર નીકળવાની બાબતો, બાળકોની સારસંભાળ, ઈદ્દતના સમય દરમિયાન સ્ત્રી તથા બાળકોની ખાદ્યાખોરાકીના નિયમો, શરતો, પુરૂષના શિરે માં-બાપ તથા સગા-સબંધીઓમાંથી કોના કોના ખર્ચાઓ જરૂરી છે, તેની વિસ્તૃત માહિતી તથા નિયમો.

બાળકને દૂધ પિવડાવવું, તેની સારસંભાળ અને દેખરેખ રાખવી, જેમના ખર્ચાઓ, જરૂરતો પૂરી કરવી માનવીના શિરે જરૂરી છે. તેમના ખર્ચા સબંધી કાનૂન, વસીય્યત, વારસા વહેંચણી અને અમૂક વ્યક્તિઓને તેમની બુધ્ધિમાં કમી કે ઉડાઉ સ્વભાવને લઈ ધંધો-વેપાર કરવાથી રોકી દઈ તેમના વડીલ મારફતે તેમની જરૂરતો પૂરી પાડવી.

**વારસાની વ્યવસ્થા** : જેમાં વારસાની રીત, વારસદારોના સંપૂર્ણ હિસ્સાઓની વિગતવાર ચર્ચા તથા કઈ વસ્તુની વસિય્યત કરી શકે ? કેટલા માલની વસિય્યત કરી શકે ? કઈ વસ્તુની વસિય્યત પાછી ખેંચી શકે ? કેવા લોકોને વસિય્યત કરી શકે ? કેવા લોકો માટે વસિય્યત નથી કરી શકતો ? વસિય્યત ક્યારે અમલમાં આવે ? કેવી વસિય્યત અમલમાં લાવી શકાય ? ખૂનના અપરાધી માટે કરેલ વસિય્યતને અમલમાં લાવી શકાય કે કેમ ? તે વિશેની સંપૂર્ણ માહિતી અને વારસા વ્યવસ્થાના જરૂરી નિયમોનું વર્ણન.

**પ્રતિબંધ (હિજ્ર)** : નાની વયના બાળકો, ગુલામ તેમજ અર્ધ પાગલ, મંદબુધ્ધિવાળા તથા ગાંડાના કરેલ સોદા ઉપર પ્રતિબંધના કારણો અને પ્રકારોનું વર્ણન વગેરે મસાઈલ આવે છે. આ બધી જ બાબતો વિશે ઈસ્લામી ફિકહની કિતાબોમાં ઘણી જ વિગતવાર ચર્ચા થઈ છે. એક એક વિષય બલ્કે તેના પેટા વિભાગો ઉપર પણ અલગ-અલગ દળદાર પુસ્તકો લખાય ચૂક્યા છે. આજકાલની પરિભાષામાં તેને ફિકહુલ્ઉસ્રહ (કૌટુંબિક કાનૂન અથવા પર્સનલ લૉ)નું નામ આપવામાં આવે છે.

ઈસ્લામી તેમજ યુરોપિય કાનૂનના નિષ્ણાંત ડો. અબ્દુર્રઝ્ઝાક સન્હોરી લખે છે કે, જો ઈસ્લામી શરીઅતની રૂહ, સ્વભાવ અને તેની સંપૂર્ણ વિગતોની સાચી સમજ પ્રાપ્ત થઈ જાય, તો આ કિંમતી મૂંડી આપણા વર્તમાન કાનૂન,

ફેંસલાઓ અને કાનૂની અમલીકરણની પ્રક્રિયામાં એક નવું જીવન અને ચેતનાબળ પુરૂ પાડશે. તેનાથી આપણે સમસ્ત વિશ્વના પ્રશ્નો હલ કરી શકવા સમર્થ થઈ શકીશું.

## (૨) આર્થિક કાનૂન :

માલી સબંધો ચાહે વ્યક્તિગત હોય કે સામૂહિક હોય અને તે સાંસ્કૃતિક હોય કે વેપારી બાબતે હોય, બધા જ આ પ્રકારમાં શામેલ છે. ફુકહાએ કિરામે તેને લગતા મસાઈલ કિતાબુલ્બુયૂઅ (વેપારનું પ્રકરણ) હેઠળ વર્ણન કર્યા છે.

જેમાં મુખ્યત્વે વ્યાપારની વ્યાખ્યા, આધારસ્થંભો, નિયમો, વેપારી + ગ્રાહકની વ્યાખ્યા, નિયમો, રૂપિયા અને વસ્તુની વ્યાખ્યા, કરન્સીના સોના-ચાંદી, વિભિન્ન ધાતુઓ તથા છપાયેલ નોટોના રૂપમાં પરિવર્તનના આધારે નીતિ-નિયમો, શરઈ દષ્ટિએ કરન્સી બનવાનો આધાર, અલગ અલગ દેશોની કરન્સીની આપ-લેના નિયમો, શરતો, અમાન્ય શરતો, વેપારના પ્રકારો, વસ્તુ ન હોય તો જોવાની શરતે વેપાર કરવાના નિયમો, શરતો, ગ્રાહકને ખરીદી કર્યા બાદ વસ્તુમાં નુકસાન માલૂમ પડે તો વસ્તુ પરત કરવાની છૂટના નિયમો, શરતો, ખરીદી વખતે અમુક દિવસની મોહલત માંગી વેપારને શરતી રાખવો. શરઈ દષ્ટિએ અમાન્ય વેપારો : ૧. દારૂ, ૨. સુવ્વર ૩. લોહીનો જરૂરત વગર ફક્ત વેપારની દષ્ટિએ ઉપયોગ કરવો, ૪. મુડદાઓનો વેપાર, વસ્તુ પર કબ્જો મેળવ્યા પહેલાં જ બીજી વ્યક્તિને વેચી દેવી, ધોકો આપવો, ખરીદ-વેચાણમાં અસ્પષ્ટતા, જેને લઈને ઝઘડાનું સ્વરૂપ ધારણ થવું, વગેરે શર્તોનો ઉલ્લેખ.

રસ્તામાં પડેલી વસ્તુ ઉઠાવવાના નિયમો, શરતો, જંગલ કે રસ્તા ઉપર ભૂલા પડેલા બાળકો કે જાનવરો ઉઠાવવાના નિયમો, શરતો.

**ભાગીદારી :** ભાગીદારીનો ધંધો, તેના પ્રકારો, દરેકની અલગ-અલગ શરતો, કઈ વસ્તુઓમાં પાર્ટનરશીપમાં ધંધો કરવો, ભાગીદારીના નિયમો, શરઈ દષ્ટિએ અમાન્ય-રદ્દબાતલ થયેલ નિયમો, શરતો તથા તેની સુધારણા.

**વ્યાજ** : વ્યાજની વ્યાખ્યા, બેંકોના પ્રકારો તેમજ કોઈ પણ કારોબાર વ્યાજુ છે કે કેમ ? તે જાણવા માટેના નીતિનિયમો તેમજ કઈ વસ્તુમાં ક્યા પ્રકારનું વ્યાજ છે ? કારોબારમાં કઈ રીતે વ્યાજ પ્રસરે છે, તેની ઓળખ માટેના નિતીનિયમોનું વર્ણન.

**હક્કો** : ઘરના હક્કો, રસ્તા પરથી પસાર થવાના હક્કો, નહેરના પાણીથી જમીન અને ખેતરની સિંચાઈ માટેના હક્કો, પોતાની જમીન અને ખેતરની સિંચાઈ માટે બીજાની જમીન અથવા ખેતરમાંથી પાણી પસાર કરવાના હક્કો તેમજ બીજા નિયમોનું વર્ણન.

**સલમ** : **Forward buying** રોકડા પૈસા આપી ઉધાર સામાનનો વેપાર. આ કારોબાર શરીઅતની દૃષ્ટિએ ક્યા પ્રકારની વસ્તુઓમાં કઈ રીતે જાઈઝ છે ? તેનું તેમજ તેના નિયમોનું વર્ણન.

**સર્ફ** : એવો કારોબાર કે જેમાં સોના-ચાંદી તથા તેના સિક્કાઓ બદલવામાં આવે છે, જેને મની એક્ષચેન્જ **(Money Exchange)** કહેવામાં આવે છે. તેવા કારોબારની વ્યાખ્યા, તેના સ્તંભો તેમજ નિયમોનું વર્ણન.

**કફાલત** : કારોબારમાં પોતાના હક્કની માંગણી કરવામાં મુખ્ય વ્યક્તિની જવાબદારી સાથે કફીલની જીમ્મેદારીને લગાવી દેવી. જેને **Bond** અથવા **Guaranty** પણ કહેવામાં આવે છે. આ કારોબાર તેમજ ગેરન્ટર **(Guarantor)**ની વ્યાખ્યા અને નિયમોનું વર્ણન, ગેરંટીના પ્રકારો તેમજ તેના નિયમોનું વર્ણન.

**હવાલા** : **Bill of Exchange** દેવાદાર એટલે કે કર્જ લીધેલ વ્યક્તિ દેવુ અદા કરવાની જીમ્મેદારી બીજા તરફ તેના કબૂલ કરવાથી ફેરવી નાંખે, તે કારોબારના નિતીનિયમોનું વર્ણન.

**મુઝારબત** : **(Sleeping Partnership)** ધંધામાં એવો ભાગીદાર કે જે મૂંડી (પૈસા) રોકે, પરંતુ ધંધાની એક્ટીવીટીમાં ભાગ ન ભજવે. જેમ કે, કામ ન કરે, દોડધામ ન કરે, વિગેરે. આ ધંધાનું સંપૂર્ણ માર્ગદર્શન, માહિતી

અને તેના નિતીનિયમોનો ઉલ્લેખ.

**અનામત** : થાપણો અથવા વસ્તુઓનો નાશ થઈ જાય. કુદરતી આપત્તિમાં અથવા તો અનામત રાખનારની બેદરકારીથી અને એ પ્રત્યે ધ્યાન ન આપે, જેથી અનામતોમાં ખોટ ઉભી થાય અથવા સંપૂર્ણપણે તેનો નાશ થઈ જાય, તો તેની જીમ્મેદારી તેમજ એકબીજાની થાપણો એ રીતે ભેળસેળ થઈ જાય કે એને અલગ કરવું અશક્ય થઈ જાય. તેવા સંજોગોમાં શું કરવું ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન અને વસ્તુઓના નિયમોનું વર્ણન.

**ભેટ** : ભેટ-સોગાદની શરીઅતમાં સાબિતી અને તેના જરૂરી હુકમો તથા નિયમોનું વર્ણન.

**કિરાયા** : ભાડેથી આપવું, ભાડૂત તથા માલિક તેમજ ભાડાની વ્યાખ્યા, તેના નિતીનિયમો તેમજ મહેનતાણાં વિશેના નિતીનિયમોનું વર્ણન. ભાડેથી રાખેલ વ્યક્તિ કે વસ્તુને રદ કરવાના નિયમો.

**છીનવી લેવું** : જબરદસ્તી કોઈ પાસેથી વસ્તુ છીનવી લેવી, છીનવેલ વસ્તુ, છીનવી લેનાર વ્યક્તિ સબંધિત નિયમો તેમજ છીનવેલ વસ્તુ ગુમ થઈ જાય તે વિશેના નિતી-નિયમો.

**પાડોશના હક્કો** : પાડોશની જમીન તથા મકાનના વેચાણ સમયે ખરીદીના હક્કો, તેની શરઈ વ્યાખ્યા, પ્રકારો, શફીઅ (હકનો દાવો કરનાર)ની વ્યાખ્યા, શુફઆ કઈ કઈ વસ્તુઓમાં જારી થશે. કોઈ પોતાના શુફઆના અધિકારથી અંજાણ રહે તો શું કરવું ? તે વિશેની જરૂરી માહિતીનું વર્ણન અને નિયમોનો ઉલ્લેખ.

**શુફઆની માંગણી અને એના સબંધિત દાવો** : શુફઆની માંગણી -ની રીત, તેના જુદા જુદા પ્રકારો તેમજ તેની વ્યાખ્યા અને નિયમોનું વર્ણન.

ક્યા કારણોથી કઈ વસ્તુ શુફઆને રદબાતલ કરી નાંખે છે તેની માહિતી.

**વહેંચણી Division વિભાજન** : કઈ કઈ વસ્તુઓનું વિભાજન થઈ શકે ? વિભાજન કઈ રીતે થશે ? વિભાજનના કેટલા પ્રકારો અને કઈ રીતો

છે ? તે વિશેની માહિતી તેમજ વિભાજનના કાયદાઓ અને નિયમોનું વર્ણન.

**ખેતી :** વેચાણ અથવા પાકના અમુક ટકા પર ખેતી આપવી, તેની વ્યાખ્યા, તેના ચાર પ્રકારો તેમજ કાયદાઓની માહિતી.

**મૃત જમીન :** એવી વેરાન ઉજ્જડ જમીનો, જેના પર કદી પણ હળ ફેરવવામાં ન આવ્યુ હોય, એવી જમીનો પર મહેનત કરી તેને ફળદ્રુપ અને ખેતીલાયક બનાવવી. ઉજ્જડ જમીન ખેતી લાયક ક્યારે ગણાશે, અને તેનો માલિક કોણ બનશે ? ક્યારે તેની મિલ્કતમાં આવશે ? તે વિશેની સંપૂર્ણ માહિતી અને નિયમો.

**પાણીના અધિકારો :** નદી, નહેર, બંધ, તળાવ વગેરેમાંથી પાણી લેવા કે દેવાના અધિકારો. પાણીના આ ભંડારોમાંથી એકત્રિત કરેલ પાણીનો માલિક કોણ બનશે ? ક્યા આધારે બનશે ? પાણીનો ઉપયોગ કઈ કઈ જગ્યાએ થઈ શકે ? તે વિશેનું જરૂરી શરઈ માર્ગદર્શન અને નિયમોનું વર્ણન.

**ગિરોની વ્યાખ્યા :** ગિરોનો સોદો ક્યારે પૂર્ણહિત ગણાશે ? ગિરો રાખેલ વસ્તુને ઉપયોગમાં લઈ શકાય કે કેમ ? ગિરો મુકેલ વસ્તુમાં કોઈ ખોટ ઉભી થાય અથવા ગિરો મૂકેલ વસ્તુનો સંપૂર્ણ નાશ થઈ જાય તો તેની ચૂકવણી કેવી રીતે, કોના ઉપર રહેશે ? ગિરોના નિયમો, કાયદાઓ અને જરૂરી વસ્તુઓનું વર્ણન. કઈ વસ્તુઓ ગિરો મૂકી શકાય ? અને કઈ વસ્તુઓ ન મૂકી શકાય તેની માહિતી.

**(૩) નાગરિક કાનૂન :**

જેમાં કૌટુંબિક અને વેપારિક બાબતોના એહકામો લાગુ પાડવા માટે જો અદાલતી કાર્યવાહીની જરૂરત હોય તો મુકદમાથી લઈ ફેંસલા સુધીની બધી જ કાર્યવાહીને લગતા પ્રશ્નો વર્ણન કરવામાં આવે છે. તેને ફિકહની કિતાબોમાં દાવા, કઝા (ન્યાય) અને શહાદત (સાક્ષી) વગેરે પ્રકરણોમાં વર્ણન કરવામાં આવે છે. જેમાં મુખ્યત્વે ન્યાય, કાઝી (ન્યાયાધિશ)ના ગુણો, કાઝીમાં જોઈતા ગુણો, કાઝીના હોદ્દા પર કોઈ વ્યક્તિ ક્યારે બિરાજમાન થઈ શકે ? તે વિશેની જાણકારી તેમજ તેના મુખ્ય સ્તંભો અને નિયમોનું વર્ણન.

એક કાઝીનો બીજા કાઝીને કોઈ ગુનેહગાર પ્રત્યેનો પત્ર કેટલી હદ સુધી તેને માન્ય રાખવો ? કેવા કેવા પ્રકારના કેસોમાં તે પત્ર સામે રાખી કાઝી ફેંસલો સંભળાવી શકે ? તેના નિયમોનું વર્ણન.

**સાક્ષી :** ગવાહીની વ્યાખ્યા, કોઈ પણ વ્યક્તિના હક સબંધિત બીજાથી સાંભળેલી વસ્તુની ગવાહી, જૂઠી ગવાહી તેમજ ગવાહી આપવાની શાબ્દિક રીત અને તેના નિયમોનું વર્ણન.

ગવાહી માટે શરીઅતની દ્દષ્ટિએ કેવો વ્યક્તિ હોય, કે જેની ગવાહી માન્ય રાખવામાં આવે ? અને કોની ગવાહી માન્ય રાખવામાં ન આવે ? તેવા ગુણોનું વર્ણન, તેની ચકાસણીની રીત તેમજ નિયમોનું વર્ણન તેમજ શરીઅતની દ્દષ્ટિએ ગવાહ કોને કહીશું ? તેની માહિતી.

**ગવાહીમાં વાદ-વિવાદ, તર્ક-વિતર્કો :** ગવાહીમાં શાબ્દિક અથવા આર્થિક વિવાદ ઉભો થાય તો તેવી ગવાહીને માન્ય રાખવી કે કેમ ? માન્ય રાખો તો કેવા ચૂકાદાઓમાં માન્ય રાખી શકાય ? તે સબંધિત નીતિ-નિયમોનું વર્ણન અને માહિતી.

ગવાહીથી ફરી જવું, કોઈ કેસમાં ગવાહ ગવાહી આપી ફરી જાય, તો તેવા કેસને માન્ય રાખવો કે પછી માન્યતા ન આપવી ? તેમજ આવા ગવાહો સામે શું કાર્યવાહી કરવી ? તેના વિશે માહિતી તેમજ નિયમો.

કોઈ કામમાં વકીલ બની તેની કોઈ વસ્તુની જવાબદારી લેવી, વકીલના અધિકારો તેમજ ઝઘડાનું સમાધાન કરવા વકીલાત કરવાના નિયમો, શરીઅત -ની દ્દષ્ટિએ કેવા કારોબાર તેમજ હક્કો સબંધિત વકીલાત કરી શકે અને તે વકીલાતને માન્ય રાખી શકાય, તે બાબતનું માર્ગદર્શન અને નિયમોનું વર્ણન.

**વકીલને બરતરફ કરવો :** વકીલને પોતાની બરતરફીની જાણ થતાં પહેલાંના કરેલ કાર્યોને માન્ય રાખવામાં આવશે કે કેમ ? તેમજ વકીલાત ક્યારે રદ થશે ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન.

**સમાધાન :** સુલેહના શરીઅતના દ્દષ્ટિએ કેટલા પ્રકારો છે ? કેવા કેવા દાવાઓમાં તેમજ હક્કોમાં સુલેહ થઈ શકે છે ? શું બધા જ દાવાઓમાં

સુલેહ થઈ શકે છે ? કે પછી અમુક અપવાદરૂપ પણ છે ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન.

**મજબૂરી :** જબરદસ્તી મજબૂર કરી (અપહરણ) કરી કોઈ કામ થોપી દેવું, તેની શરીઅત પ્રમાણે વ્યાખ્યા, પ્રત્યાઘાત અને તેના અનુસંધાનમાં વેપાર, તલાક, નિકાહ વગેરેના ઉપસ્થિત થતા પ્રશ્નોનો હલ અને જરૂરી શરઈ વચનો તેમજ નિયમોનું વર્ણન.

**(૪) આંતરરાષ્ટ્રિય (વિશેષ તથા સામાન્ય) કાયદાઓ :**

અમુક કેસોમાં મુસ્લિમ અને ગેરમુસ્લિમ વચ્ચે કોઈ મતભેદ હોય અથવા વિદેશી લોકો વચ્ચે કોઈ ઝઘડો થયો હોય અને તે અદાલતમાં પહોંચે, તો એવા કેસો અને પ્રશ્નો 'મુલ્કી કાનૂન' હેઠળ વર્ણન કરવામાં આવ્યા છે. ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ અલગ વિશેષ પ્રકરણોમાં ઝિમ્મી-મુસ્લિમ દેશનો ગેરમુસ્લિમ નાગરિક મુસ્તઅમીન (વિઝા લઈને આવનાર) અને ગેરમુસ્લિમ દેશનો નાગરિક વગેરેના પ્રશ્નોનું નિરાકરણ તથા તેમને લગતા અહકામોનું આ પ્રકરણમાં વિગતવાર વર્ણન કર્યું છે. તેમાં જ જિહાદની શરતો, કાયદા વગેરેનો પણ ઉલ્લેખ હોય છે.

**(૫) રાજનિતીક કાનૂન તથા નાણાંકીય મંત્રાલય :**

આ પ્રકરણમાં કાઝી, અમીર તેમજ બાદશાહ વગેરેની નિમણૂંકના કાયદાઓ, લાયકાતો, શર્તો, સરકાર અને પબ્લિક વચ્ચેના સબંધો, પબ્લિકના હક્કોનું રક્ષણ, સરકારને પોતાની જવાબદારીનું સંપૂર્ણ ભાન હોવું વગેરે બાબતોનું વર્ણન કરવામાં આવે છે. હાલની પરિભાષામાં આ કાયદાઓને "બંધારણિય અને સંસ્થાકીય કાયદાઓ" કહેવામાં આવે છે.

**(૬) નાણા મંત્રાલય :**

જેમાં બયતુલ્માલ અને સરકારી તિજોરીની વ્યવસ્થા, આવકના સ્ત્રોત, ખર્ચાઓ, જવાબદારીઓ, ભંડોળ વગેરે બાબતોની વ્યાપક ચર્ચાઓ થાય

છે. આ વિષયે ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ વિશેષ ધ્યાન આપી ઝકાત (માલની આવક), ઉશ્ર ખિરાજ (ખેતીની આવક), જિઝિયા, ખીણો (સોનુ, ચાંદી, કોલસા, લોખંડ, અન્ય ધાતુ) વગેરે પ્રશ્નોની વિગતવાર છણાવટ કરી છે.

## (૭) ગુનાહોની સજાઓ (દંડ વિધાનો) :

આના અનુસંધાનમાં બધા જ પ્રકારના ગુનાહોની વિગતવાર છણાવટ કરવામાં આવે છે. ચોરી, લૂંટફાટ, બળાત્કાર, દારૂ પીવું, વ્યભિચાર, આરોપ લગાડનારને ખોટો આરોપ હોવાને લઈ શિક્ષા, ઈસ્લામી સજાઓ, સજાઓની હિકમતો, શરતો, નિયમો, સંજોગો, સાક્ષીઓની ઉલટ તપાસના નિયમો, કેટલી રકમની ચોરી પર હાથ કાપવો તથા ક્યાંથી કાપવો ? કેવી રીતે કાપવો ? ક્યા સંજોગોમાં કાપવો ? વગેરેની સંપૂર્ણ તથા ઝિણવટભરી માહિતી મેળવવી.

**અપરાધો** : શરીઅતની દૃષ્ટિએ અપરાધના પાંચેય પ્રકારો તેમજ તેની વ્યાખ્યા તથા ક્યા કારણે સજા કરી શકાય ? ક્યા કારણે બદલો (સજા) ન લઈ શકાય ? કઈ રીતે બદલો લઈ શકાય ? કેટલા પ્રમાણમાં બદલો લઈ શકાય ? બદલો લેવાનો અધિકાર કોને હોઈ શકે ? તેમજ અપરાધ માફ કરવાનો અધિકાર કોને હોઈ શકે ? ખૂન સિવાય બીજા અપરાધોમાં કઈ રીતે બદલો લેવો? માલ દઈ અપરાધી અને મરનારના નજીકના સબંધીઓ ગુનોહ માફ કરી સુલેહ કરી લે, તો તે સુલેહ કઈ રીતે માન્ય ગણાશે ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન અને નિયમોનું વર્ણન.

**ખૂન કેસમાં ગવાહી** : અપરાધ સાબિત કરવા માટે શરીઅતની દૃષ્ટિએ શરઈ જજ સમક્ષ કોણ કઈ રીતે ગવાહી આપે ? કોની ગવાહી માન્ય રાખવામાં આવે ? જેથી કરીને અપરાધીનો અપરાધ સાબિત થઈ શકે. ગુનો સાબિત કરવા ગવાહોમાં ગવાહી આપવામાં વાદ-વિવાદો ઉભા થાય તો કાઝી (જજ) તેને માન્ય રાખશે કે કેમ ? શરીઅતની દૃષ્ટિએ ગવાહો ગવાહી આપવાના લાયક છે કે કેમ ? તેની તપાસના નિયમો અને માર્ગદર્શન.

**કસામત (શિક્ષાત્મક દંડ) :** કોઈ મહોલ્લામાં લાશ મળે અને અપરાધી (ખૂની) કોણ છે તે પ્રત્યે જાણકારી ન મળે, તો શરીઅતે તે મહોલ્લાની પચાસ વ્યક્તિઓથી કસમ લેવાની જોગવાઈ કરી છે. એમનાથી એવી રીતે કસમ લેવામાં આવે કે, ન તો અમે આ કૃત્ય કર્યું છે કે, ન તો તેના કરવાવાળાને જાણીએ છીએ. અને કસમ લીધા પછી જજ મહોલ્લાવાળા ઉપર દીયત એટલે કે, અમૂક રકમ (શિક્ષાત્મક દંડ) લગાડશે. તે વિશેના નિયમો અને તેનું જરૂરી માર્ગદર્શન.

મતલબ કે, ઈસ્લામ એક સંપૂર્ણ અને કાનૂની વ્યવસ્થા છે. દરેક નવા અને આધુનિકથી આધુનિક પ્રશ્નોનો સચોટ ઉકેલ તેના શિક્ષણ અને કાનૂની નિયમોમાં મળી જાય છે.

સાચે જ અલ્લાહપાકે ફરમાવ્યું કે, "હવે (સત્યનો નકાર કરી) શું તેઓ અજ્ઞાનતાના સમયનો ફેંસલો ચાહે છે ? પણ યકીન રાખનાર કૌમ માટે ફેંસલો કરવામાં અલ્લાહપાકથી વધુ સારો (ફેંસલો કરનાર) કોણ છે ?

*(સૂરએ માઈદહ : ૫૦)*

**ઈબાદતો (ઉપાસનાઓ) :**

આ પ્રકરણમાં અમોએ ઈબાદતનું વર્ણન નથી કર્યું. જેમાં સૌપ્રથમ પાકી-નાપાકી, કપડાં તથા શરીરની નાપાકી, કૂવા, હોજ, ટાંકીના પાણીના મસાઈલ, જરૂરી હાજતો, સ્ત્રીઓના માસિક અવસ્થાના મસાઈલ, શૌચાલય, વુઝૂ-ગુસલના ફર્ઝો તથા સુન્નતો, પ્રકારો, અઝાન-નમાઝના વખતો, શરતો, રીત, નમાઝ તોડવાવાળી વસ્તુઓ, કાયદાઓ, શરતો, ભૂલો, સુધારણા, નમાઝોના પ્રકાર, ફર્ઝ, વાજિબ, સુન્નત, નફલ, કઝા (સમયસર ન પઢાયેલ) નમાઝ, બીમાર, મુસાફિર, મઅઝુર, સ્ત્રીઓ તથા બાળકોની નમાઝ, તરાવીહ, જુમ્આ, ઈદ, ચાંદગ્રહણ, સૂર્યગ્રહણ, ડર, વરસાદ માંગવાની નમાઝ, જનાઝા (મૃત્યુ પામેલ વ્યક્તિ)ની નમાઝ, કફન-દફનની પ્રક્રિયા.

**ઝકાત :** ઝકાત અદા કરવાની રીત, નિસાબનું પ્રમાણ, ફર્ઝ ક્યારે થાય, શરતો, નિયમો, ઝકાત લેવાના લાયક માણસોના પ્રકારો, ફેક્ટરી, વ્હીકલ, મકાનો તથા બેંક બેલેન્સ વગેરેની ઝકાત, જાનવરોની ઝકાત,

સોનુ, ચાંદી, સામાન તથા ફર્નીચર વગેરેની ઝકાત, ખેતી કે વાડી ઉશ્ર, સોના-ચાંદી તથા ધાતુની ખાણોની ઝકાત, સદકએ ફિત્ર.

**રોઝા :** રોઝા રાખવાની રીત, ફર્ઝ, વાજિબ, સુન્નત, મકરૂહ, ફાસિદ કરનાર શરતો, નિયમો, બીમાર, મઅઝુર, સ્ત્રીની માસિક અવસ્થા, વૃદ્ધાવસ્થા વગેરે માટે અપવાદરૂપ નિયમો, એ'તેકાફની રીત, પ્રકારો.

**હજ્જ :** હજ્જની રીત, ફર્ઝ, વાજિબ, સુન્નત, મકરૂહ, ફાસિદ કરનાર, એહરામની શરતો, નિયમો, હજ્જના પ્રકારો, ભૂલોની પૂર્તિ, તવાફના ફર્ઝ, વાજિબ, સુન્નત, મકરૂહ, ફાસિદ કરનાર, હજ્જે બદલ (બીજી વ્યક્તિ તરફથી) મક્કા મુકર્રમહ તથા મદીના મુનવ્વરહમાં રહેવાના મસાઈલ, હજ્જમાં કાનૂની કે બીજી કોઈ અડચણ આવવાથી હજ્જ અદા ન કરી શકવાને લઈ ઉપસ્થિત થતા મસ્અલા.

## ઈબાદતોનું મહત્વ :

ઈસ્લામ સિવાય જેટલી વિચારવ્યવસ્થાઓ છે, તેમાં બુધ્ધિને સંબોધ-વામાં આવે છે તથા ઈસ્લામ સિવાય જેટલા પણ ધર્મો છે તે હૃદયને સંબોધે છે. બન્નેના કાર્યક્ષેત્રો જો કે જુદા-જુદા છે, પરંતુ કયારેક તેઓ એકબીજાની વિરૂદ્ધ ઉભા થઈ જાય છે.

ઈસ્લામ એક એવો ધર્મ છે જે એકી સમયે બુધ્ધિને પણ સંબોધે છે અને હૃદયને પણ અપીલ કરે છે અને એવી રીતે સંબોધે છે કે, બન્ને એકબીજાની વિરૂદ્ધ ન થઈ જાય. ઈસ્લામ સર્વપ્રથમ તો બન્નેની સીમાઓ નક્કી કરે છે એટલે બુધ્ધિ તથા હૃદય પોતપોતાની સીમાઓમાં રહી આગળ વધતા રહે છે, પરંતુ અંતે એવી પરિસ્થિતિનું નિર્માણ થાય છે કે જેમ દૂધમાં સાકર ભળી જાય છે કે, નદી દરિયામાં વિલીન થઈ જાય છે. એવી જ રીતે બુધ્ધિ તથા હૃદય એકબીજામાં ભળી જાય છે. આ એવો તબક્કો છે કે જ્યારે હૃદયને "મુહબ્બત"ની સાથો-સાથ "વિચારવાનું, સમજવાનું" પણ આવડી જાય છે. અને બુધ્ધિને "સમજી વિચારીને" કાર્ય કરવાની સાથોસાથ "પ્રેમપૂર્વક વર્તવાનું" પણ આવડી જાય છે.

આ સુક્ષ્મ હકીકતને નજર સમક્ષ રાખી જો માણસ કુર્આને કરીમની તે આયતો પર ચિંતનમનન કરે, જેમાં ''સમજવાનું વિચારવાનું'' કાર્ય બુધ્ધિને બદલે હૃદયનું દર્શાવવામાં આવ્યું છે તો ખુદાઈ કલામ સમક્ષ સાહિત્યની બધી શૈલીઓ ફિક્કી લાગશે.

ટૂંકમાં કહો તો ઈસ્લામની તઅલીમમાં બુધ્ધિ તથા હૃદય વચ્ચે એટલો સુંદર સમન્વય છે કે, જો તેમાંથી કોઈ એક તત્વને પણ ખત્મ કરી દેવામાં આવે તો તેનું આખું સૌંદર્ય હણાય જાય છે. જો અકાઈદ (આસ્થાઓ) તથા કર્મકાંડો (ઈબાદાત)ની સમગ્ર વ્યવસ્થાને બુધ્ધિથી તદ્દન કોરી રાખવામાં આવે તો કોઈ વહેમયુકત અથવા પૌરાણિક ધર્મ અસ્તિત્વમાં આવી જાય છે. અને જો બુધ્ધિને ખુદાઈ વાણી (વહી) આધારિત આસ્થાઓ તથા ઉપાસના-શૈલીથી મુકત કરી દેવામાં આવે તો તે એવા શુષ્ક સેકયુલર દ્રષ્ટિકોણને જન્મ આપી થોભી જાય છે, જે જડ પદાર્થની પેલે પાર જોવાની ક્ષમતા જ ગુમાવી બેસે છે. પરિણામ બન્ને સ્થિતિમાં સરખું છે. અને તે એ કે બન્નેમાં કંઈક ગુમાવવાનું આવે છે. કયાંક દેહના યોગ્ય તકાદાઓ પુરા નથી થતાં તો કયાંક આત્મા (રૂહ)ની વાસ્તવિક માંગણીઓ નથી સંતોષાતી.

ધર્મવિરોધી વિચારોના મુકાબલા માટે વર્તમાનકાળના મુસ્લિમ વિચારકોએ જ્યારથી ઈસ્લામની રાજકીય, આર્થિક તથા સામાજિક શિક્ષાઓ પર ભાર આપવાનું શરૂ કર્યુ છે ત્યારથી કેટલાક લોકોએ જાગ્રત કે અજાગ્રત રીતે આસ્થાઓ (અકાઈદ) તથા ઉપાસનાઓ (ઈબાદાત)ને સાઈડ પર સરકાવી દઈ તેને ગૌણ હેસિયત આપી દીધી છે. અને તેને એ મહત્વ આપવાનું છોડી દીધું છે, જે મહત્વ વાસ્તવમાં તેનું છે. તેનું પરિણામ એ છે કે માનવી એક ''આર્થિક પ્રાણી'' **(Economic Animal)** બનીને રહી ગયો છે. તેની સમગ્ર કવાયત આ શરીરને પોષવા સુધી સીમિત થઈ ગઈ છે. જે એક દિવસે જરૂર માટીમાં ભળી જવાનું છે. તેને તે રૂહાની દરજ્જાઓની કોઈ ફિકર ચિંતા રહી નહીં, જ્યાં પહોંચી હકીકતમાં માણસ અન્ય પ્રાણીઓથી જુદો તરી આવે છે અને જેના લીધે તે માટીમાં ભળી જવા છતાં હંમેશ જીવતો રહે છે.

જે લોકો ભૌતિક લાભ તથા મનેચ્છાઓને જ પોતાનું સર્વસ્વ સમજે છે, જરાક તેમના જીવનમાં ડોકિયું કરીને જુઓ. સુખ સગવડના બધા જ સાધનો તેમની પાસે હશે, તે છતાં પણ મનની શાંતિથી તેઓ વંચિત હશે. કારણ કે તે લોકોએ પોતાની આજુબાજુ જે વિશ્વ રચ્યું છે, તે ભલે જગતના બધા જ ખજાના તેમના ચરણોમાં લાવીને મૂકી શકે છે, પરંતુ મનની શાંતિ આપવાની ક્ષમતા તેમાં નથી. આ ધર્મવિરોધી જીવનની વિશેષતા એ છે કે, તેનો ચાહક એક અજાણી બેચેનીનો ભોગ બનેલો રહે છે. આ બેચેનીનું એક દર્દનાક પાસું એ છે કે તેઓને એ પણ ખબર નથી હોતી કે તેઓ કયા કારણે બેચેન છે. તેઓ હંમેશા પોતાના દિલમાં એક અકળ બેચેની તથા રહસ્યમય પીડા અનુભવે છે, પરંતુ આ પીડા કયા કારણે છે, એ તેઓ નથી જાણતા.

માણસ સૃષ્ટિનો સર્જક તથા માલિક નથી. તે ખુદાનું સર્જન છે. તેના જીવનનું ધ્યેય જ એ છે કે તે કોઈની ઈબાદત (બંદગી) કરે. એટલે સ્વભાવે જ તે એમ ઈચ્છે છે કે તે કોઈ અમર હસ્તી સમક્ષ માથુ ઝુકાવે. તેની મહાનતા સમક્ષ પોતાની વામનતા (કમઝોરી) પ્રગટ કરે, મુસીબતોમાં તેનો આધાર લે, તેને સહાય માટે પોકારે અને જીવનના કપરા કાળમાં તેની તૌફીકથી માર્ગદર્શન મેળવે. આજનું ભૌતિકવાદી જીવન તેને ભલે દુનિયાની બધી (ભૌતિક) નેઅમતો આપી શકે છે, પરંતુ તે તેની પેલી સાહજિક ઈચ્છા (અલ્લાહ તબારક વ તઆલાને પૂજવાની)ને સંતોષી નહીં શકે. માણસની આ પ્રકૃતિ કયારેક મનેચ્છાઓના ઢગલામાં દબાય તો જાય છે, પરંતુ નામશેષ (મટી) નથી થતી. અને આ જ તે છુપાયેલી નૈસર્ગિક ખ્વાહિશ છે જે તેને સુખ-શાંતિના બધા જ સાધનો પ્રાપ્ત હોવા છતાં સુખથી બેસવા દેતી નથી. કયારેક આ કુદરતી ઈચ્છા માણસના જીવનને વેરાન બનાવી નાંખે છે.

**યૂં ઝિંદગી ગુઝાર રહા હું તેરે બગૈર**
**જૈસે કોઈ ગુનાહ કિયે જા રહા હું**

ઈસ્લામી તઅલીમમાં ઈબાદાત (ઉપાસનાઓ)નો વિભાગ એટલા જ માટે રાખવામાં આવ્યો છે કે, જો આ બધી વાતો પર બરાબર અમલ કરી

લેવામાં આવે તો ઈબાદતની આ રીતો (નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત વિગેરે) માનવીના આત્માને યોગ્ય પોષણ આપી અલ્લાહપાક સાથે તેના સબંધને મજબૂત બનાવે છે અને દેહ તથા આત્માના તકાદાઓ વચ્ચે સમન્વય સાધી એક એવા સંતુલિત બિંદુ સુધી પહોંચાડી દે છે, જે વાસ્તવમાં સુકૂન તથા ઈત્મિનાન (સુખ-શાંતિ)નું બીજું નામ છે.

**ઈસ્લામી કાનૂન વિશે યુરોપિય કાનૂની નિષ્ણાંતોના અભિપ્રાયો :**

માનવીય કાનૂન અને ઈસ્લામી કાનૂનના તુલનાત્મક અભ્યાસ બાબતે ચર્ચા કરતાં આ હકીકતનો ઉલ્લેખ દિલચસ્પ છે કે, યુરોપિય કાનૂનમાં સદીઓની લગાતાર મહેનત અને પરિક્ષણ છતાં તેમાં વિષયક પૂર્ણતા અને સર્વગ્રાહિતા નથી આવી શકી. જે ઈસ્લામી કાનૂનની ખાસ વિશિષ્ટતા છે. કારણકે માનવીય કાનૂનના બધા જ વિષયો ઈસ્લામી કાનૂનની ચર્ચા હેઠળ ૧૨૦૦ વર્ષથી આવી ગયા છે, પરંતુ ઈસ્લામી કાનૂનના ઘણા વિષયો એવા છે કે, આજ સુધી માનવીય કાનૂનમાં તેનો ઉલ્લેખ આવ્યો નથી. બલ્કે માનવીય જ્ઞાનના બીજા સ્રોતો જેમાં મનોવિજ્ઞાન વગેરેની ચર્ચા થાય છે, તેમાં પણ વિષયક અપૂર્ણતા જોવા મળે છે. જ્યારે કે ઈસ્લામી કાનૂનમાં તે બધાનો પણ ઉલ્લેખ થાય છે.

એટલા જ માટે પ્રખર કાનૂની નિષ્ણાંત **પ્રો. નોલીનો** લખે છે કે, યુરોપિય ભાષાઓમાં કોઈ શબ્દ એવો નથી, જે ઈસ્લામી કાનૂની શબ્દ 'ફિકહ'ની સંપૂર્ણ બરાબરી કરી શકે અને ફિકહનો ભાવાર્થ સમજાવી શકે.

આની ચોખવટ કરતાં ડો. નોલીનો લખે છે કે, ફિકહનો શબ્દ તે પ્રશ્નોની પણ છણાવટ કરે છે, જેમાં અલ્લાહ પાક અને બંદા (માનવી)ના સબંધો જોડાયેલા છે. અને માનવીના પ્રાયવેટ તથા સામાજિક પ્રશ્નોથી પણ ચર્ચા કરે છે. ફિકહમાં ઈબાદતોનું પણ વર્ણન છે અને સામાન્ય હક્કોનું પણ. તેમાં કૌટુંબિક, સામાજિક પ્રશ્નો (નિકાહ, તલાક, વારસાઈ) વગેરેની પણ ચર્ચા છે. તો માલી હક્કો, વકફ, ન્યાયાધિશની ફર્ઝો, શર્તો, સજાઓ, વિદેશી બાબતો વગેરે વિભિન્ન વિષયોની વિગતવાર ચર્ચા કરવામાં આવે છે.

શ્રી નોલીનો વધુ વિગત આપતા આગળ જણાવે છે કે, યુરોપિય કાનૂનની દૃષ્ટિએ જે સ્પષ્ટ ચોક્કસ દીની (ધાર્મિક) બાબતો છે, જેમકે કસમો ખાવી, મન્નતો માનવી, જાનવરોના ઝબહ કરવા, કુર્બાની, હલાલ-હરામ, ખાવા-પીવા, શિકાર, કપડાં અને શણગારના મસ્અલા વગેરે. આ બધી જ બાબતોની ઈસ્લામી ફિકહમાં કાનૂની દૃષ્ટિએ ચર્ચા કરવામાં આવે છે.

ડો. નોલીનો લખે છે કે, જે લોકો ઈસ્લામી કાનૂન અને માનવીય કાનૂનનો આ મોટો ફર્ક જાણતા નથી, તે ઘણા મોટા ધોકામાં છે. આ જ પ્રમાણેની વાતો એક ફ્રાન્સીસી કાયદાશાસ્ત્રી **'ડો.બોસ્કા'**એ પણ પોતાના મહાનિબંધમાં લખી છે.

જીનીવા લો કોલેજના પ્રમુખ પ્રોફેસર સ્પેરવી કહે છે કે, ''સમગ્ર માનવજાતિએ ઈસ્લામના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર ગર્વ કરવો જોઈએ. કેમકે આપે માનવતાને માટે એવો કાનૂન બનાવ્યો કે, માનવતા તેના ઉચ્ચ ધોરણ પર હવે પછીના બે હજાર વર્ષોમાં પણ આવી જાય તો એ ઘણી જ ખુશાલીના કારણરૂપ સફળતા હશે.''

યુરોપિય કાયદાશાસ્ત્રીઓએ આ વાતનો સ્વીકાર કર્યો છે કે, ઈસ્લામી શરીઅતમાં માનવજીવનના બધા જ પ્રશ્નો અને મુશ્કેલીઓ હલ કરવાની સંપૂર્ણ સલાહિય્યત મૌજૂદ છે. ઘણા સેમીનારોમાં યુરોપિય કાયદાશાસ્ત્રી-ઓએ આ વાતનો સ્વીકાર કરતા ઠરાવો પસાર કર્યા છે કે, ઈસ્લામી કાયદાશાસ્ત્ર પણ કાયદાના બીજા સ્ત્રોતોની જેમ એક સ્ત્રોત છે. અને તેમાં પ્રગતિ તથા ઉત્થાનની સંપૂર્ણ લાયકાત મૌજૂદ છે.

આ પ્રમાણેનો ઠરાવ ૧૯૩૧ ઈસ્વીમાં કાનૂનની આંતરરાષ્ટ્રીય કોન્ફરન્સમાં મંજૂર થયો. ફરી બીજા વખતે ૧૯૩૭માં પણ આ જ વિષયે થયેલ કોન્ફરન્સમાં આ ઠરાવોને બહાલી આપવામાં આવી અને ૧૯૪૮માં વકીલોની આંતરરાષ્ટ્રીય શિખરમાં પણ આ પ્રમાણેના ઠરાવો મંજુર કરવામાં આવ્યા.

આંતરરાષ્ટ્રીય કાનૂની સ્પર્ધા એકેડમી 'International Conference

on Comparative Law'ના પૂર્વિય વિભાગે ૧૯૫૧ ઈસ્વીમાં ફિકહે ઈસ્લામીમાં ચર્ચા-વિચારણા માટે પેરીસ યુનિવર્સિટીમાં ''ફિકહે ઈસ્લામીનું અઠવાડિયું''ના નેજા હેઠળ કોન્ફરન્સ યોજવામાં આવી. તેમાં જગતભરમાંથી વકીલો, માનવ હક્કોના પ્રખર વિદ્વાનો અને અઝહર યુનિવર્સિટી (ઈજીપ્ત)ના પ્રખર કાયદાશાસ્ત્રીઓએ ભાગ લીધો. આ કોન્ફરન્સના છેલ્લા દિવસે જે ઠરાવો પાસ થયા, તેમાં સ્પષ્ટપણે લખવામાં આવ્યું કે, ''ઈસ્લામી કાયદા કાનૂન વિશે યોજાયેલ આ બેઠક અઠવાડિયા સુધી ચાલેલ વાદ-વિવાદો અને ચિંતન મંથનના અંતે આ નિર્ણય ઉપર પહોંચી છે કે, **''ઇસ્લામી કાયદા-કાનૂનોના ફાયદાકારક હોવામાં કોઈ સંદેહ નથી. કાનૂનની આ શાખામાં તે બધા જ કાયદા-કાનૂન મૌજૂદ છે, જે તેને મોર્ડન યુગની જરૂરતો પુરી કરવાને લાયક બનાવે છે.''**

આ સેમીનારોએ અરબ કાયદાશાસ્ત્રીઓને પણ પોતાના દેશના વર્તમાન કાનૂન વિશે વિચારવાની તક આપી. અને યુરોપિય કાનૂનથી પ્રભાવિત થઈ પોતાના ઈસ્લામી કાનૂનને જે લોકો મહત્વ આપતા હતા, તેમને પણ પોતાના બંધિયારા વિચારોથી મુક્તિ આપી.

ઈસ્લામી તેમજ યુરોપિય કાનૂનના નિષ્ણાંત અને આ વિષયે ઘણા પુસ્તકોના લેખક **ડો. અબ્દુર્રઝ્ઝાક સન્હોરી** લખે છે કે, જો ઈસ્લામી શરીઅતની રૂહ, સ્વભાવ અને તેની સંપૂર્ણ વિગતોની સાચી સમજ પ્રાપ્ત થઈ જાય, તો આ કિંમતી મૂંડી આપણા વર્તમાન કાનૂન, ફેંસલાઓ અને કાનૂની અમલીકરણની પ્રક્રિયામાં એક નવુ જીવન અને ચેતનાબળ પુરૂ પાડશે. તેનાથી આપણે સમસ્ત વિશ્વના પ્રશ્નો હલ કરી શકવા સમર્થ થઈ શકીશું.

પ્રખર કાયદાશાસ્ત્રી ડો. સઈદ મુસ્તફા પોતાના એક કાનૂની પુસ્તકના છેવટમાં લખે છે કે, યોગ્ય એ લાગે છે કે, હું મારા પુસ્તકના અંતમાં આ વાત તરફ ઈશારો કરૂં કે, આપણે (મુસલમાનો) કાનૂન બાબતે બીજા કોઈ પણ નવા કાનૂનથી બેપરવા અને સ્વાવલંબી છીએ. અને જેવી રીતે ઈસ્લામી શરીઅતે સદીઓ સુધી પ્રગતિ પામેલ ઈસ્લામી વિશ્વને માર્ગદર્શન પુરૂ

પાડ્યું, તેમના પ્રશ્નોનું નિરાકરણ કર્યું, એ જ પ્રમાણે આજે પણ ઈસ્લામી કાયદાઓ મોર્ડનથી મોર્ડન કાનૂની પ્રક્રિયા અને સાંસ્કૃતિક નિયમો બનાવવા માટે અસલ સ્ત્રોતની ભૂમિકા ભજવવાની લાયકાત ધરાવે છે.

આ સેમીનારોનો એક મોટો ફાયદો એ થયો કે, ઈજીપ્ત (મિસ્ર) જેણે યુરોપિય કાનૂનથી અંજાઈને ૧૯મી સદીમાં સૌપ્રથમ યુરોપિય કાનૂન પોતાના દેશમાં લાગુ પાડ્યા હતા. તે જ ઈજીપ્ત દેશે સૌપ્રથમ હાલમાં પોતાના મોર્ડન સાંસ્કૃતિક કાનૂન તૈયાર કરતી વખતે ઈસ્લામી કાનૂનથી કાનૂનના એક મોટા સ્ત્રોતની હૈસીયતથી ઘણો ફાયદો ઉઠાવ્યો. કાનૂની નિષ્ણાંત **ડો.અહમદ ફરરાજ હુસૈને** તેમાંથી ઘણા કાનૂનોનું વર્ણન કર્યું છે. એની વિગત તો ઘણી લાંબી છે, પરંતુ એટલુ જાણવું પણ પુરતુ રહેશે કે, ઓછામાં ઓછા ઓગણીસ (૧૯) પ્રકરણોમાં ઈસ્લામી કાનૂની અહકામને જ બાકી રાખવામાં આવ્યા છે. ઈજીપ્તની પહેલ પછી ઘણા આરબ દેશોએ સ્વતંત્રતા બાદ પોતાના નવા બંધારણોમાં ઈસ્લામી કાનૂનને પ્રાથમિકતા આપી. અને પોતાના કાનૂનમાં લોકોને પણ ઈસ્લામી કાનૂન ઉપર અમલ કરવાની તાકીદ કરી.

આ પ્રમાણેની કાનૂની ચહેલ-પહેલનો એ ફાયદો થયો કે, મુસ્લિમ દેશોની યુનિવર્સિટીઓમાં ઈસ્લામી કાનૂનને કાનૂની હૈસિયતથી એક વિષય તરીકે દાખલ કરવામાં આવ્યો. આ બાબતે (૨૪ થી ૩૦) એપ્રિલ ૧૯૭૩ના બૈરૂત યુનિ.માં બીજી કોન્ફરન્સ યોજાઈ. જેમાં ઈસ્લામી કાનૂનના વિવિધ પાસાઓ ઉપર ઘણી લાંબી ચર્ચા-વિચારણા થઈ અને છેવટે ઈસ્લામી દેશોથી આ માંગ કરવામાં આવી કે, ઈસ્લામી કાનૂનમાં આપણા બધા જ પ્રશ્નોને હલ કરવાની સંપૂર્ણ લાયકાત મૌજુદ છે. આપણે જ્યારથી તેને છોડી યુરોપિય કાનૂન લાગુ પાડ્યા, ત્યારથી જ આપણા અરબ સમાજની પડતી શરૂ થઈ છે. ઈસ્લામી કાનૂન સમસ્ત માનવજગત માટે સંપૂર્ણ માર્ગદર્શક છે. વિશેષ કરીને આરબ સમાજની બધી જ જરૂરતોનો ઈસ્લામમાં ખ્યાલ રાખવામાં આવ્યો છે. આ આપણો સાંસ્કૃતિક, કાનૂની અને કુદરતી (નેચરી) વારસો છે. અને આરબ રાષ્ટ્રવાદની સુરક્ષા માટે પણ ઘણો મહત્વનો છે.

**'એન્ડમન્ડબર્ક'**એ કહ્યું હતું કે, ઈસ્લામી કાનૂન એક શાસકથી લઈને પ્રજાની અદના વ્યક્તિ સુધી દરેક ઉપર છવાયેલો છે. એ એક એવો કાનૂન અને બુધ્ધિગમ્ય પેટા નિયમ છે, જેનો નમૂનો દુન્યા એનાથી પહેલાં રજૂ કરી શકી નથી.

પ્રખ્યાત પૂર્વિય વિદ્યા વિશારદ **"વાનકીમર"** કહે છે કે, રોમવાળાને છોડીને દુન્યાની કોઈપણ કૌમ પાસે આટલું ભવ્ય અને અતિ સંભાળપૂર્વક રચેલું કાનૂની તંત્ર નથી, જેટલું કે આરબોનું છે.

**એડવર્ડ ગીબન** લખે છે કે, ''આટલાન્ટીકથી ગંગા સુધી આ માની લેવામાં આવ્યું છે કે, કુર્આન શરીફ લોકશાહી સરકારની રૂહ અને તેની બુન્યાદ છે. તેમાં માત્ર ધાર્મિક સિધ્ધાંતો જ નથી, પણ હુકમો, સજાઓ અને સંસ્કૃતિ તથા સભ્યતા અને સંપૂર્ણ જીવન વ્યવસ્થાની સાથે માનવજાતિનું જીવન સંકળાયેલું છે. અને જે મૂલ્યો જીવન માટે ઘડતર સમાન છે, તેમના માટે શ્રેષ્ઠ બુન્યાદ છે.''

**ડ્યુનપોર્ટ** કહે છે કે, કુર્આન ઈસ્લામનો સામાન્ય નિયમ છે. અને 'ફોજદારી' તથા 'દીવાની' કેસો બંને પર આધારિત છે. અને એની સાથે જ એક ધાર્મિક બંધારણ પણ છે. તેના ચર્ચા વર્તુળોમાં ધર્મ અને જીવન, શરીર અને રૂહની મુક્તિ તથા ભલાઈ, વ્યક્તિ તથા સમૂહના હકો અને દીન-દુન્યાના સઘળા હુકમો મૌજૂદ છે.

ફ્રેન્ચ મુસ્તશરિક (પૂર્વિય જ્ઞાનના જાણકાર) **લીબોન** કહે છે : ઈસ્લામ-ના કારણે સ્ત્રીઓના હકો સુરક્ષિત અને કૌટુંબિક સબંધો પ્રબળ થયા. અને ગુલામ વ્યક્તિ સમાજ અને કુટુંબની એક વ્યક્તિ બની ગયો. ઝકાતે ચારિત્ર્યોને પવિત્ર કર્યા. ન્યાય તથા એહસાને સમજપૂર્વક હૃદયોમાં સ્થાન પ્રાપ્ત કર્યું. હાકિમો પોતાના ઉપર પ્રજાના હકો સ્વીકારવા લાગ્યા. સમાજના પાયા પ્રબળ બની ગયા. ખાસ કરીને સ્ત્રીઓનું સ્થાન બહુ જ ઉંચું થયું. ઈસ્લામ પ્રથમ ધર્મ છે, જેણે સ્ત્રીઓને ઈઝ્ઝતની હકદાર બનાવી. અરબી સંસ્કૃતિમાં વર્તમાન સંસ્કૃતિ જેવી તમામ સવલતો સ્ત્રીઓને પ્રાપ્ત હતી.

ઈસ્લામે અજ્ઞાનતાના બંધનોમાંથી ઔરતને મુક્ત કરવામાં પ્રથમ રોલ અદા કર્યો. તેણીઓને વારસાહક્ક આપ્યો. નિકાહ અને તલાક તથા બહુપત્નિત્વમાં જે નિરંકુશતા પ્રચલિત હતી, તેમાં સુધારો કર્યો. ઈસ્લામે પરદાનો હુકમ અવશ્ય આપ્યો, પરંતુ ઈલ્મની મજલિસો, મસ્જિદો તથા અન્ય ભલાઈના કાર્યોથી તેમને કદી રોકી નથી.

હિદાયાના અનુવાદક **હિમલ્ટન** કહે છે કે, સ્ત્રીઓના રક્ષણ અને તેની ઈઝઝત વિશે ઈસ્લામના હુકમો બહુ જ ખુલ્લા છે. ઈસ્લામે જેવો કે અમૂક લોકોનો ખ્યાલ છે કે, પરદાના હુકમથી સંકુચિતતા ઉત્પન્ન નથી કરી, પરંતુ ગૈરત (સ્વાભિમાન અને ગૌરવ)ની સાબિતી આપી છે.

**પ્રોફેસર સાન્તીલાના**એ પોતાના પુસ્તક ‘‘વિરસએ ઈસ્લામ’’માં લખ્યું છે કે, ઈસ્લામી કાનૂનની વ્યવસ્થા પોતાની અંતર્ગત વિશિષ્ઠતાઓની દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ છે. અને કાયદાના અભ્યાસીઓ તથા નિષ્ણાંતોની નજરે તે દરેક કદર તથા પ્રસંશાને પાત્ર છે. ઈસ્લામ આ વાતનો દાવો કરી શકે છે કે, મૂડીવાદી તંત્ર વ્યવસ્થાની બેડોળ તથા પાશવી રીત-રિવાજોના મુકાબલામાં તે બહુ જ ઉચ્ચ છે.

અને આગળ જતાં લખે છે કે, યુરોપિય કાયદાએ ઈસ્લામ પાસેથી સ્પષ્ટપણે અમૂક વાતો લીધી છે. જેમકે લીમીટેડ કંપનીઓ, વ્યાપારી નિયમોની અમૂક પરિભાષાઓ વગેરે. અને તે ઉપરાંત પણ અરબી કાયદાના મહત્વના અંગોએ યુરોપિય કલ્પનાઓની પ્રગતિમાં હિસ્સો લીધો છે, જેનાથી એની શ્રેષ્ઠતા સ્પષ્ટ થાય છે.

**ટોલ્સટોય** લખે છે કે, માનવજગતના માર્ગદર્શન માટે કુર્આન સર્વશ્રેષ્ઠ માર્ગદર્શક છે. તેના અંદર સભ્યતા અને સુલૂકાઈ, સંસ્કૃતિ અને સમાજ વ્યવસ્થા તથા નૈતિક સુધારાની તઅલીમ છે. જો દુન્યામાં માત્ર આ પુસ્તક જ હોત, અને તેના સિવાય કોઈ માર્ગદર્શક ન આવત, તો પણ તે વિશ્વની હિદાયત (માર્ગદર્શક) માટે પુરતું હોત.

આ લોકો સિવાય **પ્રો.લીવી ઓકાન** (પેરીસની કાનૂની કોલેજના

પ્રાધ્યાપક), **ડો. અલ્ટ્રીકો, ફ્રાન્સીસી પ્રો.લામબીર, પ્રો.બીવાર કાઝલીલી,** ખ્રિસ્તી લીડર **ફારિસ અલ્ખૌરી, ડો. સલીમ બાઝ** (લેબનોનના ખ્રિસ્તી ફાધર), જર્મનીના પ્રખ્યાત કાયદાશાસ્ત્રી **જોઝેફ કોસ્લર,** વિયાના યુનિ. લો કોલેજના પ્રિન્સીપાલ **પ્રો.સ્પર્લ, (Sperl) પ્રો.વિમ્બરી,** અમેરીકાની હાવર્ડ યુનિવર્સિટીના ફિલોસોફીના પ્રોફેસર **ડો. હોકિન્ગ,** ઈજીપ્તની લો કોલેજના પ્રિન્સીપાલ **ડો. અ.રઝઝાક અસ્સન્હોરી,** ઈજીપ્તની અપીલ કોર્ટના કાનૂની નિષ્ણાંત **ડો. અ.સલામ ઝહની** તથા લો કોલેજના બીજા પ્રિન્સીપાલ **પ્રો. અલી બદવી** વગેરે બધાએ જ ઈસ્લામી કાનૂનની ઘણી જ પ્રસંશા કરી તેની સર્વોપરિતા સાબિત કરી છે.

## ઈસ્લામી શરીઅત અને નાગરિક કાયદાઓ

ઈસ્લામી શરીઅતમાં કિયામત સુધીની સમસ્યાઓનો હલ મૌજૂદ છે. એટલે હવે પછી કોઈ નવી શરીઅતની જરૂર રહેતી નથી. અલ્લાહ તઆલાની પસંદગીનો ધર્મ ઈસ્લામ છે. *(આલે ઈમરાન : ૧૯)*

જેવી રીતે ઈસ્લામી શરીઅત શાશ્વત-હંમેશ માટે છે, તેવી જ રીતે તેમાં સર્વગ્રાહીતા, સંતુલન તથા સમતા પણ છે. માનવીય જીવનનો એવો કોઈ તબક્કો નથી, જેમાં તેણે માર્ગદર્શન પુરૂં ન પાડયું હોય. વાસ્તવમાં આજે સભ્યતાનો જે ઉજાસ માનવીય સમાજના ક્ષિતિજે દેખાય છે, તે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રૂપી સૂર્યના લીધે છે. અને માનવીય સમાજમાં જ્યાં પણ અરાજકતા દેખાય છે તે ઈસ્લામી શરીઅતરૂપી નિર્મળ સ્ત્રોતની અવગણનાનું પરિણામ છે.

શરીઅતના બધા કાનૂનોનો આધાર ‘અદલ’ ન્યાય અને ‘સમતા’ પર છે. *(અલ નહલ : ૯૦)*

આ શરીઅતના કાનૂન સબંધે કુર્આનની બુનિયાદી વિભાવના-વિચાર છે. શરીઅતના બધા વિધિનિષેધો (હુકમો-મનાઈઓ) આ જ નિયમની વિગત છે. સૂરએ નહલની આ આયતની મહત્વતાના લીધે જ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે પોતાના શાસનકાળ દરમિયાન ઈમામો માટે પઢવાનું

જરૂરી કર્યું હતું. અને ત્યારથી જ વિશ્વના ઘણે ઠેકાણે મુસ્લિમોમાં તેની પરંપરા ચાલી આવી છે.

અદ્‌લનો અર્થ છે ક્ષમતાના હિસાબે જીમ્મેદારીઓ નક્કી કરવી અને જીમ્મેદારીઓના પ્રમાણમાં અધિકારોમાં ભાગીદારી. આજકાલ પશ્ચિમ તરફથી અદલના બદલે મુસાવાત (સમાનતા)નો નારો લગાવવામાં આવે છે, પરંતુ ઝિણવટપૂર્વક જુઓ તો ખુદા તઆલાએ આ સૃષ્ટિ સમાનતાના નિયમે નહીં, સમતાના નિયમે સર્જી છે. જો સૃષ્ટિની વ્યવસ્થા સમાનતા પર આધારિત હોત તો પ્રત્યેક સર્જન એક સમાનરૂપે હોતે. દરેકની ક્ષમતા તથા જરૂરિયાત સરખી હોતે, પરંતુ આવું નથી. દરેક જીવની શકિત તથા જરૂરિયાત એકબીજાથી તદન ભિન્ન છે. દરેક જગ્યાએ સમાનતાપૂર્વક વર્તવુ એવું જ છે, જેમકે પાંચ વર્ષ તથા વીસ વર્ષના બાળકને સરખો ખોરાક આપવામાં આવે. જે કાર્ય યુવાનોથી લેવામાં આવે તે જ કાર્ય વૃધ્ધોથી પણ લેવામાં આવે. અને જે ખોરાક બકરીને આપવામાં આવે, તે જ ખોરાક સિંહને પણ આપવામાં આવે.

જેમ ખુદાપાકે આ જગતમાં સમાનતાનો નિયમ નથી રાખ્યો, તેવી જ રીતે માનવજાતિના મામલામાં પણ સમાનતાનો નિયમ પ્રસ્થાપિત કર્યો નથી. વિવિધ ક્ષમતાઓના હિસાબથી જુદી જુદી વ્યક્તિઓમાં જે અસમાનતા જોવા મળે છે, તેને ખત્મ કરવી શક્ય નથી. અને જીમ્મેદારીઓ તથા અધિકારો નક્કી કરવામાં આ તફાવતને નજરઅંદાજ કરી લેવાનું પણ બરાબર નહીં લેખાશે. એટલે જ ઈસ્લામી શરીઅતની બુનિયાદ સમતા પર છે, સમાનતા પર નથી. ક્યારેક સમતાનો તકાદો સમાનતાનો હોય છે અને ક્યારેક અસમાનતાનો. દા.ત. વારસાઈ હક્કોની ઘણી બધી સ્થિતિઓમાં સ્ત્રીનો હક્ક પુરૂષથી વધારે અથવા સરખો હોય છે. અલબત્ત કેટલીક સ્થિતિઓમાં તેણીનો હક્ક પુરૂષના મુકાબલે અડધો હોય છે. જેમકે પુત્રીનો હક્ક પુત્રની સરખામણીએ અડધો હોય છે. પરંતુ આ તફાવત જાતિના આધાર પર ભેદભાવના લીધે નથી, બલ્કે જીમ્મેદારીઓના હિસાબથી અધિકારો નક્કી કરવાના લીધે છે. પુત્ર પર ખુદ પોતાની, પત્નીની તથા પોતાના બચ્ચાઓની

અને ક્યારેક બીજા સબંધીઓની પણ જવાબદારીઓ હોય છે. અને પુત્રી પર બીજાઓની તો શું; ખુદ પોતાની પણ જવાબદારી નથી. જો આ પરિપ્રેક્ષ્ય (પસમંઝર)માં જોવામાં આવે તો શરીઅતનો વારસાઈ કાનૂન બિલ્કુલ ન્યાય મુજબ છે. સમાનતા ને સમતા વચ્ચે આ ફરક નહીં સમજવાના કારણે લોકોમાં શરીઅતના કાનૂન સબંધે ગેરસમજો ઉભી થાય છે.

માનવજાતિ સાથે ન્યાયપૂર્વક ત્યાં સુધી વર્તી ન શકાય, જ્યાં સુધી સમાજના બધા લોકોને મૂળભૂત માનવ અધિકારો આપવામાં ન આવે. મુસ્લિમ કાયદાવિદોએ આ મૂળભૂત અધિકારોને શરીઅતના પાંચ હેતુઓ (મકાસિદે ખમ્સા)માં વણી લેવાનો પ્રયત્ન કર્યો છે. તે પાંચ હેતુઓ આ મુજબ છે : (૧) ધાર્મિક સ્વતંત્રતા (૨) જાનની સલામતી (૩) માલની સલામતી (૪) વંશની સલામતી (૫) બુધ્ધિની સાચવણી.

ઈમામ ગઝાલી (રહ.)એ વ્યવસ્થિત રીતે આ પાંચ હેતુઓને વર્ણવ્યા. પરંતુ આ તેઓનો કે ત્યાર પછીના વિદ્વાનો-શૈખુલ ઈસ્લામ ઈઝઝુદ્દીન બિન અબ્દુસ્સલામ, ઈમામ રાઝી, અલ્લામા શાતિબી (રહ.)નો ઉમેરો નથી, બલ્કે આ કુર્આનો હદીષની શિક્ષાઓ અને મુસ્લિમ કાયદાવિદોના વિચારોથી જ તારવવામાં આવી છે. ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો માનવ અધિકારો સબંધી તમામ યોગ્ય બાબતો આ પાંચ હેતુઓના વર્તુળમાં આવી જાય છે. એટલે વિશ્વમાં જ્યાં પણ સુસભ્ય કાનૂન પ્રવર્તમાન છે, તે ઈસ્લામી શરીઅતથી ઘણી જ નજીક છે.

આ પરિપ્રેક્ષ્યમાં ઈસ્લામી શરીઅત અને નાગરિક કાનૂન વચ્ચે સુમેળ -નો વિષય ઘણો મહત્વપૂર્ણ છે. તેના વિશે બહુ ઊંડાણપૂર્વક વિચાર કરવાની જરૂર છે. અને આ વિષયે કેટલીક બાબતો ધ્યાનમાં રાખવી જરૂરી છે.

**પરિવર્તનશીલ અને અપરિવર્તનશીલ આદેશો :**

(૧) શરીઅતમાં કેટલાક આદેશો ચોક્કસ છે. ચોક્કસ આદેશોનો અર્થઃ

(અ) તે આદેશ જે કુર્આન તથા એવી હદીષોથી સાબિત હોય, જેમાં શંકાની ગુંજાઈશ ન હોય, તેમજ કુર્આન-હદીષમાં આવેલા શબ્દોનું જે

માનવ હક્કોના રક્ષણનો દ્રષ્ટીકોણ કોઈ નવો નથી, પરંતુ યુરોપિય મિડિયાએ લોકોના માનસમાં આ વાત ઠસાવી દીધી છે કે, માનવ હક્કોના રક્ષણનો સૌ પ્રથમ ખ્યાલ અને તેનુ અમલીકરણ યુરોપની જ ભેટ છે, હાલાંકે માનવ ઈતિહાસના પ્રમાણિક આધારભૂતોથી આ વાત સ્પષ્ટ છે કે, યુરોપમાં આસ્માની પયગામ અને હિદાયતની તઅલીમ પણ પાછલી અમૂક સદીઓથી ( સેન્ટપોલ અને ત્યાર બાદ રાજા કોન્સ્ટોનટિનોપલના હાથે ભ્રષ્ટ થયેલ) ખ્રિસ્તી ધર્મ મારફતે જ આવી. ત્યાર પહેલા કોઈ પણ જાતના અખ્લાકી નિઝામ (સંસ્કારિક વ્યવસ્થા)વાળા સમાજનુ ત્યાં અસ્તિત્વ ન હતુ. વધુ વિગત માટે **H. W. Lecky**ના પુસ્તક **"History of Eeuroopean Morols"**માં વાંચી શકાય છે.

માનવહક્કોના વિષયને યુરોપે એક રાજકીય હથિયાર બનાવી દીધુ છે. તેને બુન્યાદ બનાવી વિભિન્ન દેશો અને સમાજો ઉપર આર્થિક પ્રતિબંધો અને પાબંદીઓ લગાડવામાં આવે છે, બલ્કે ઘણા દેશો ઉપર પોતાનો સામ્રાજયવાદી પંજો જમાવવાની કોશીષો થાય છે.

## માનવહક્કોની દુહાઈ દેનારાઓનો પાછલા 300 વર્ષનો ઈતિહાસ

આજે માનવ સમાજના બુધ્ધિશાળી અને ઈતિહાસનું સામાન્ય જ્ઞાન ધરાવનાર દરેક વ્યકિત જાણે છે કે, માનવ હક્કોના રક્ષણની દુહાઈ દેનારા તે જ દેશો અને સામ્રાજ્યવાદી તાકાતો છે જેમણે પાછલી ત્રણ ચાર સદીઓથી સમગ્ર માનવ જગતને પોતાના સામ્રાજયવાદી તથા સામ્યવાદી ઝુલ્મ અને અત્યાચારના લોખંડી પંજા વડે કચડી નાંખ્યુ હતું.

આ માનવતા પૂંજારીઓ કોના હક્કોના રક્ષણની વાતો કરી રહ્યા છે ? શું આફ્રીકાના કાળા માનવીઓના હક્કોની વાતો કરે છે ? જેમને રંગભેદને લઈ ગોળાઓની વસ્તીથી દૂર રહેવાનો આદેશ હતો. અને જેમની પાસે જીવનભર મજૂરી કરાવી અથવા અમેરીકાના **"Red Indian"** તથા ઓસ્ટ્રેલીયાના અસલી વતનીઓને, જેમને આજ સુધી તેમના દેશોમાં

સતાવવામાં આવ્યા છે ?

બગદાદની જેલના ઈરાકી કેદીઓની તકલીફો અને પરેશાનીઓ ઉપર તો રડવુ આવવુ સ્વભાવિક છે જ, પરંતુ તેનાથી વધારે તો જીનિવા કરાર ઉપર સંધી કરનારા, માનવ હક્કોના જુઠા રક્ષણવાદીઓ તથા પોતાની સંસ્કૃતિને ઉચ્ચ સંસ્કૃતિ દર્શાવી સમગ્ર વિશ્વમાં સાંસ્કૃતિક લડાઈનું રણશિંગુ ફૂંકનાર યુરોપ અને અમેરીકાના આકાઓની અક્કલ ઉપર હમોને વધુ રહમ આવે છે, જે ઈસ્લામના ચમકતા અને ઝળહળતા સુર્યથી આંખો બંધ કરી પોતાને આધુનિક યુગના વૈચારિક અને બૌધ્ધિક કેદી બનાવી નફસ અને શયતાનની માયાજાળમાં ફસાઈ ગયા છે. કાશ કે, આ રસ્તો ભૂલેલા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ)ની તઅલીમથી પોતાને ઝળહળિત કરી સહીહ અને સાચા માનવતાના રસ્તા ઉપર આવી જાય અને સમગ્ર વિશ્વને પણ શાંતીથી જીવન પસાર કરવા દે.

# માનવ અધિકારો

ઈન્સાયકલોપીડીયા ઓફ બ્રિટાનિકા (૧૯૮૪)માં માનવીય અધિકારો **(Human Rights)** પર એક વિગતવાર નિબંધ છે. તેના પહેલા પેરેગ્રાફમાં દર્શાવવામાં આવ્યું છે કે, માનવ અધિકારોનો વિચાર જો કે પ્રાચીનકાળથી કવિઓ, દાર્શનિકો તથા રાજપુરૂષોને ત્યાં જોવા મળતો રહે છે, પરંતુ વ્યવહારિકરૂપે તે માત્ર અઢારમી સદીના અંતે અમેરિકી તથા ફ્રાન્સીસી ક્રાંતિ પછી પ્રગટ થયો. *(૮/૧૧૮૩)*

એક માણસ જો માત્ર આ શોધ નિબંધને વાંચે, તેનાથી વધારે જાણકારી મેળવવાની તેને તક નહીં મળી શકે તો તે આ વિષય સંબંધે બહુ મોટી ગેરસમજનો ભોગ બનેલો રહેશે. કારણ કે હકીકતમાં માનવ અધિકારોની ક્રાંતિ પશ્ચિમી ક્રાંતિના પ્રાગટયથી એક હજાર વર્ષ પૂર્વે અરબસ્તાનમાં પોતાના સંપૂર્ણ સ્વરૂપે અમલીરૂપ ધારણ કરી ચૂકી હતી. પશ્ચિમી દેશોમાં માનવ અધિકારોનો સ્વીકાર તે ઈસ્લામી ક્રાંતિનું પરિણામ હતું.

ખુદ પશ્ચિમી વિદ્વાનોમાં એવા લોકો છે, જેમણે સ્પષ્ટપણે આ ઘટનાને

સત્ય સ્વરૂપે સ્વીકારી છે. દા.ત. વિખ્યાત અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સ (૧૮૬૬–૧૯૪૬)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વિદાય હજ્જ વેળાના પ્રવચન (ખુત્બએ હજ્જતુલ વિદાઅ્)ના હવાલાથી લખ્યું છે કે, આ વાંચનારને પ્રતીતિ થશે કે, તેનો પહેલો પેરેગ્રાફ મુસ્લિમો વચ્ચે માલ તથા લોહી સંબંધી બધા ઝઘડાઓને નિર્મૂળ કરે છે. તેનો અંતિમ ભાગ એક શ્યામવર્ણ હબ્શીને ખલીફાની તોલે દરજ્જો આપી રહયો છે. તેમણે (મુહમ્મદ સલ.એ) વિશ્વમાં ન્યાયી વ્યવહારની મહાન પરંપરા સ્થાપી. તેમણે લોકોને વિશાળ હૃદયતા શીખવી. તેમણે એવો સમાજ ઘડયો, જે ઈતિહાસના કોઈપણ પાછલા સમાજથી વધારે ક્રુરતા તથા સામુહિક અત્યાચારથી પાક હતો.

આ વિશ્વમાં હકીકતથી ઈન્કારની મિસાલો પણ છે. સાથો સાથ હકીકત સ્વીકારવાના દાખલાઓ મોજૂદ છે.

## ઈસ્લામમાં અધિકારોની સુરક્ષા

ઈસ્લામ માનવીને જે અધિકારો આપે છે, તેની સ્પષ્ટતા કુર્આન અને હદીષ ખાસ કરીને પયગમ્બરે ઈસ્લામ (સલ.)ના અંતિમ હજના સંબોધન (ખુત્બએ હજ્જતુલ વિદાઅ)માં મૌજુદ છે.

**માનવીય જીવનું સમ્માન :**

માનવીને સર્વપ્રથમ જીવવાનો મૂળભૂત અધિકાર પ્રાપ્ત છે અને તેના સંદર્ભમાં નાહક કરવામાં આવતા કતલ કે ખૂન ગંભીર અને આકરી સજાને પાત્ર અપરાધ ઠરાવવામાં આવ્યો છે.

“જેણે કોઈ વ્યક્તિના ખૂનના બદલે કે ધરતી ઉપર બગાડ ફેલાવવા સિવાય કોઈ અન્ય કારણસર હત્યા કરી, તેણે જાણે સમગ્ર માનવજાતની હત્યા કરી અને જેણે કોઈને જીવન બક્ષ્યું, તેણે જાણે કે સમગ્ર માનવજાતને જીવન બક્ષી દીધું.” *(કુર્આન, પારહ-૬, સૂરહ-૫, આયત-૩૨)*

માનવજીવનની કદર અને તેની મહત્તાને પગલે તેની સુરક્ષાનું ઈસ્લામમાં ઘણું જ મહત્વ છે. તે એ કે તેની સુરક્ષાને એટલી મોટી ભલાઈ (નેકી)

ઠરાવવામાં આવી છે કે, તેને સમગ્ર માનવતાને જીવિત અને બાકી રાખવા સમાન ઠરાવવામાં આવ્યું છે.

## વિકલાંગો અને નબળાઓની સુરક્ષા :

સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ, ઈજાગ્રસ્ત અને માંદા પછી તેઓ પોતાની કૌમના હોય કે શત્રુની કૌમના, તેમની ઉપર કોઈ પણ સ્થિતિમાં ઈજા પહોંચાડવી જાઈઝ નથી. કોઈ પણ ભેદભાવ વગર સમગ્ર માનવજાત માટે આ નિયમ લાગુ પડશે. પયગમ્બરે ઈસ્લામ હુઝૂર નબીએ કરીમ (સલ.)એ આ સંદર્ભમાં અત્યંત સુસ્પષ્ટ માર્ગદર્શક સૂચનો આપ્યા છે અને પ્રથમ ચાર ખલીફાઓ (ખુલફાએ રાશિદીન) જ્યારે જિહાદ માટે ઈસ્લામી લશ્કર રવાના કરતા ત્યારે લશ્કરને પણ આ અંગે સ્પષ્ટ નિર્દેશો આપતા હતા. પયગમ્બરે ઈસ્લામ હુઝૂર નબીએ કરીમ (સલ.) જ્યારે લશ્કરને રવાના કરતા ત્યારે સર્વપ્રથમ તકવા અને ખૌફે ખુદાની નસીહત ફરમાવતા. પછી ફરમાવતા કે, ''જાઓ અલ્લાહનું નામ લઈને, પરંતુ કોઈની સાથે કરારભંગ કરશો નહીં, જિહાદની અંતે હાથ લાગેલા માલે ગનીમત પર દાનત બગાડશો નહીં. જિહાદમાં માર્યા ગયેલા શત્રુ સૈનિકોના અંગો કાપીને તેમના મૃતદેહોને વિકૃત કરશો નહીં અને કોઈ પણ બાળકને કતલ કરશો નહીં.''

પવિત્ર કુર્આનના આદેશો અને પયગમ્બર સાહેબના નિર્દેશોને પગલે જ પ્રથમ ખલીફા હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)એ જ્યારે સીરિયા તરફ ઈસ્લામી લશ્કર રવાના કર્યું ત્યારે તેને દસ સૂચનાઓ આપી હતી :

- સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોની કતલ ન કરવી.
- મૃતદેહ અંગવિચ્છેદ દ્વારા વિકૃત ન કરવા.
- ધાર્મિક નેતાઓ અને ઈબાદતમાં વ્યસ્ત દુશ્મનના માણસોની સતામણી ન કરવી, તેમની ઈબાદતગાહોને ધ્વસ્ત ન કરવી.
- ફળ આપતા વૃક્ષો કાપવા નહીં કે ઉભા પાકને બાળવો નહીં.
- વસવાટોને વેરાન ન કરવા.
- મૂક પ્રાણીઓની હત્યા ન કરવી.

- કરારભંગથી દરેક સ્થિતિમાં બચવું.
- જે લોકો તાબેદારી સ્વીકારી શરણે આવે તેમના જાન-માલની પણ એવી જ સુરક્ષા કરવામાં આવે, જેવી મુસલમાનના જાન-માલની.

**સ્ત્રીઓની આબરૂની રક્ષા :**

કુર્આન અને હદીસમાં સવિગત આ તાકીદનો હુકમ આપવામાં આવ્યો છે કે, ગમે તેવી સ્થિતિમાં સ્ત્રીઓની આબરૂ અને શીયળની સુરક્ષા ફરજિયાત છે. જિહાદ દરમ્યાન શત્રુઓની મહિલાઓ જોડે પનારો પડે તો પણ કોઈ મુસલમાન સૈનિકને તેની ઉપર હાથ ઉગામવાની પરવાનગી નથી. કુર્આનની રૂએ વ્યભિચાર તદ્દન હરામ છે. પછી તે ગમે તે સ્ત્રી સાથે કરવામાં આવે.

સ્ત્રી મુસ્લિમ હોય કે બિનમુસ્લિમ, પોતાની કૌમની હોય કે ગેર કૌમની, મિત્ર દેશની હોય કે ન હોય, વ્યભિચાર ગમે તે સ્ત્રી સાથે હરામ છે.

**આર્થિક સુરક્ષા :**

એક પાયાનો સિદ્ધાંત આ છે કે, ભૂખ્યો માણસ દરેક સ્થિતિમાં એ વાતનો અધિકાર ધરાવે છે કે, તેને રોટલી આપવામાં આવે. નિર્વસ્ત્ર દરેક સ્થિતિમાં એ વાતનો હકદાર છે કે તેને વસ્ત્રો આપે. ટૂંકમાં રોટલી અને કપડાં મેળવવાનો અધિકાર હર કોઈને હર કોઈ સ્થિતિમાં પ્રાપ્ત છે. એવી જ રીતે ઈજાગ્રસ્ત અને માંદા માણસો દરેક સ્થિતિમાં એ વાતના અધિકારી છે કે તેમને ઈલાજની સુવિધા ઉપલબ્ધ કરાવવામાં આવે. પછી એ ઈજાગ્રસ્ત કે નિર્વસ્ત્ર વ્યક્તિ ભલેને દુશ્મન હોય કે દોસ્ત. આ સર્વસામાન્ય અધિકારો પૈકીનો એક અધિકાર છે. આથી દુશ્મન સાથે પણ એવી જ વર્તણૂંક કરવામાં આવશે.

**ન્યાય :**

કોઈ જૂથની દુશ્મનાવટ તમને એટલી ઉત્તેજિત ન કરી દે કે તમે ન્યાયથી ફરી જાવ. ન્યાય કરો, આ અલ્લાહથી ડરવા સાથે વધુ સુસંગત છે. અલ્લાહનો ડર રાખીને કામ કરો. જે કંઈ તમે કરો છો અલ્લાહ તઆલા

તેનાથી પૂરેપૂરો વાકેફ છે. *(સૂ.માઈદહ : પારહ-૬, આયત-૮)*

આ આયતમાં ઈસ્લામે આ સિદ્ધાંત સ્વીકાર્યો છે કે, માનવ સાથે એટલે કે કોઈ એક વ્યક્તિ સાથે પણ અને કોઈ રાજ્ય કે રાષ્ટ્ર સાથે પણ દરેક સ્થિતિમાં ન્યાય થવો જોઈએ. ઈસ્લામમાં એ વાત કોઈ રીતે પણ દુરસ્ત નથી કે મિત્રો સાથે તો ન્યાય તોળવામાં અને દુશ્મનોની બાબતે એ નિયમ અભરાઈએ ચઢાવી દેવામાં આવે.

**સમાનતાનો અધિકાર :**

કુર્આને આ સિદ્ધાંતની પણ સ્પષ્ટતા કરી છે કે, તમામ માનવો સરખા છે. જો કોઈને ઉચ્ચતા પ્રાપ્ત હોય તો પણ એ તેના શિષ્ટાચારને લીધે. "હે લોકો ! અમે તમને એક પુરૂષ અને એક સ્ત્રીમાંથી પેદા કર્યા અને તમને જૂથો અને કબીલાઓમાં એટલા માટે વહેંચી દીધા, જેથી કરીને તમે એકબીજાને ઓળખી શકો. બેશક, તમારામાં વધુ આબરૂદાર એ છે કે જે વધુ મુત્તકી (પરહેઝગાર) હોય." *(૪૯-૧૩)*

જૂથો અને કબીલાઓમાં વિભાજન, શિકલો અને ભાષાઓનું વૈવિધ્ય પરિચય માટે છે અને કુદરતી અને સહજ છે. કોઈ કૌમ કે જ્ઞાતિને બીજા પર કોઈ જ ઉચ્ચતા પ્રાપ્ત નથી. જો બધા જ માણસો એકદમ સરખા હોત તો ઓળખ કેવી રીતે થાત.

**જુલ્મીની આજ્ઞાપાલનનો ઈન્કાર કરવાનો અધિકાર :**

જુલ્મીઓને અલ્લાહપાક તરફથી એવો કોઈ જ પરવાનો કે Letter of Appointment નથી મળ્યો કે, તેઓ અન્ય લોકો પાસે પોતાની આજ્ઞાકારિતાની માંગણી કરી શકે. કુર્આનની નીચે આપેલી આયતો આ અંગે અત્યંત સુસ્પષ્ટ આદેશ ધરાવે છે :

- અને મર્યાદાઓ વટાવી જનારાઓની આજ્ઞાપાલન ન કરો. *(શુઅરા-૧૫૧)*
- એવા માણસની આજ્ઞાઓનું પાલન ન કરો, જેના હૃદયને (અપરાધોના આગ્રહને કારણે) અમે પોતાની યાદથી ગાફેલ કરી દીધા હોય. *(કહફ-૨૮)*
- અને તાગૂત (ખુદાના બળવાખોર)થી બચતા રહો. *(નહલ-૨૬)*

**સ્વાતંત્ર્યની સુરક્ષા :**

કોઈ પણ વ્યક્તિનું સ્વાતંત્ર્ય ન્યાય વગર છીનવી શકાય નહીં. હઝરત ઉમર (રદી.)એ સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું છે કે, ઈસ્લામમાં કોઈ પણ વ્યક્તિને સત્ય સિવાય પકડવામાં નહીં આવે. *(મુઅત્તા ઈમામ માલિક)*

આની રૂએ ન્યાયની એ કલ્પના સ્થાપિત થાય છે કે, જેને વર્તમાન પરિભાષામાં અદાલતી કાર્યવાહી **(Judicial Process of Law)** કહેવામાં આવે છે. આરોપીને પોતાનો પક્ષ રજૂ કરવા તથા પોતાની સફાઈ રજૂ કરવાની તક આપ્યા સિવાય અને તેની સામે ખુલ્લી અદાલતમાં ખટલો ચલાવ્યા સિવાય અને બચાવ કરવાની તક આપ્યા સિવાય તેની સામે કરવામાં આવેલી કાર્યવાહીને ન્યાય કહી શકાય નહીં. ઈસ્લામી શાસન અને ન્યાયતંત્ર માટે ન્યાયની સઘળી અપેક્ષાઓ પૂર્ણ કરાવવાનું ફરજિયાત કરાવવામાં આવ્યું છે અને જ્યારે તમે ચૂકાદો આપતા હોવ ત્યારે ન્યાયપૂર્વક ચૂકાદો આપો. *(સૂ.નિસાઅ્ : ૫૮)*

**મિલ્કતોની સુરક્ષા :**

કુર્આન શરીફ સ્પષ્ટ રીતે વ્યક્તિગત મિલ્કતોની સંકલ્પના આપે છે. “તમે ખોટી રીતે એકબીજાનો માલ ન ખાઓ.” *(સૂ.બકરહ : ૧૮૮)*

કુર્આન, હદીષ અને ઈસ્લામી કાયદાશાસ્ત્ર (ફિકહ)ના અભ્યાસથી સ્પષ્ટ રીતે જાણવા મળે છે કે, બીજાઓના માલ હડપ કરવાની કઈ કઈ રીતો ખોટી અને બાતિલ છે. ઈસ્લામે એ રીતો ગુપ્ત નથી રાખી, એની ઉપરથી પડદો ઉંચકી દઈને બધાને સાવચેત કરી દીધા. કોઈ પણ વ્યક્તિ કે સરકારને એ અધિકાર પ્રાપ્ત નથી કે એ કાનૂનભંગ કરીને કોઈની મિલ્કત કબ્જે કરી લે.

**વ્યક્તિગત, સામૂહિક, રાજકીય અને આર્થિક માનવ અધિકારો :**

વ્યક્તિગત અને સામૂહિક જીવનમાં માનવ વર્તણૂંક કેવી હોવી જોઈએ ? પવિત્ર કુર્આન શરીફ અને પયગમ્બરે ઈસ્લામ (સલ.)ની સુન્નત

(એટલે કે હદીષ શરીફ) આ પ્રશ્નના જવાબમાં સમગ્ર સ્કીમનો વ્યવહાર પ્લાન (નકશો) આપણી સમક્ષ રજૂ કરી દે છે.

એ સ્કીમનો એક ભાગ આપણી નીતિવિષયક તાલીમ અને કેળવણી છે. જેના આધારે વ્યક્તિઓના વ્યક્તિત્વ અને ચારિત્ર્યનું ઘડતર કરવામાં આવે છે. આ સ્કીમ પ્રમાણે આપણી સમાજ વ્યવસ્થાની રચના થાય છે. જેમાં વિભિન્ન પ્રકારના માનવીય સબંધોને નિયમબદ્ધ કરવામાં આવે છે.

આ સ્કીમનો એક ભાગ આપણા અર્થતંત્ર સ્વરૂપે આપણી નજર સમક્ષ આવીને ઉભો થાય છે. જેના આધારે આપણો ધન ઉપાર્જન, નાણાંનું વિતરણ, વિનિમય અને નાણાં ભંડોળ પર લોકોના અધિકારોનો નિર્ણય કરીએ છીએ. અને આ સ્કીમનો એક ભાગ આપણી રાજકીય વ્યવસ્થા છે. જેમાં આ યોજનાને અમલી બનાવવા માટે રાજકીય સત્તાની આવશ્યક્તા હોય છે.

આ સમગ્ર યોજનાનો મૂળ ઉદ્દેશ્ય માનવ જીવન વ્યવસ્થાની સ્થાપના સદ્‌કર્મના આદેશોના આધારે કરવાની અને મનાઈ ફરમાવાયેલી નિષિદ્ધ બાબતોથી તેને પવિત્ર રાખવાનો છે. આ યોજના સમાજની સમગ્ર વ્યવસ્થાને એ કાર્યપદ્ધતિ પર ઢાળે છે કે, ખુદાએ સર્જેલી પ્રકૃતિ પ્રમાણે એકે-એક પોતાના સર્વાંગી સંપૂર્ણ સ્વરૂપમાં સ્થાપિત થાય. દરેક બાજુથી તેના ઉત્કર્ષ અને વિકાસમાં સહાય મળે અને તેના માર્ગમાં અવરોધ બની શકતી દરેક રૂકાવટ દૂર કરી શકાય.

આવી જ રીતે માનવ પ્રકૃતિ વિરૂદ્ધની એક એક બૂરાઈને વીણી વીણીને દૂર કરવામાં આવે. તેનો ઉદ્‌ભવ અને વિકાસના કારણો દૂર કરવામાં આવે. જ્યાં જ્યાંથી એ જીવનમાં ઘૂસપેઠ કરી શકે છે, એવા તમામ માર્ગો બંધ કરવામાં આવે અને આ સઘળી વ્યવસ્થા છતાં જો એ દૂષણ માથું ઉંચકે તો એને કડકાઈથી કચડી નાંખવામાં આવે.

સદ્‌કર્મ કે ભલાઈનો આદેશ (મા'રૂફ) અને બૂરાઈથી અટકાવવા (મુન્કર) અંગેના આ આદેશો આપણા વ્યક્તિગત અને સામૂહિક જીવનમાં સર્વત્ર ફેલાયેલ છે. આ સ્કીમ એક સુદૃઢ જીવન વ્યવસ્થાનો સંપૂર્ણ નકશો

આપે છે અને આ ઉદ્દેશ્ય માટે ફરજો અને હક્કોની એક સંપૂર્ણ વ્યવસ્થા છે. એક સંપૂર્ણ નકશો છે, એક સંપૂર્ણ સ્કીમ છે. જેનો દરેક ભાગ બીજા ભાગ સાથે શરીરના અંગોની જેમ સંકળાયેલો છે.

આ સ્કીમનો એક ભાગ માનવ અધિકારોનું ચાર્ટર છે. અરબના નબીએ ઉમ્મીએ આ ચાર્ટર એ વખતે રજૂ કર્યો હતો, જ્યારે ન તો કોઈ સંયુક્ત રાષ્ટ્ર પરિષદ (UNO)નું અસ્તિત્વ હતું કે ન તો માનવી ભૌતિક વિકાસની એ શિખરે પહોંચ્યો હતો, જ્યાં આજે દેખાય છે.

## વ્યક્તિગત અધિકારો

### ૧. ધાર્મિક સ્વાતંત્ર્ય :

“દીનની બાબતમાં કોઈ બળજબરી નથી. સાચી વાતને ખોટી વાતથી જુદી પાડી દેવામાં આવી છે.” *(સૂ.બકરહ-૨૫૬)*

જો તારા રબની ઈચ્છા આ હોત (કે ધરતીમાં બધા જ મોમિન અને આજ્ઞાંકિત જ હોય) તો બધા જ ધરતીવાસીઓ ઈમાન લાવી ચૂક્યા હોત. પછી શું તું લોકોને મજબૂર કરશે કે તેઓ મોમિન થઈ જાય. *(સૂ.યૂનુસ-૯૯)*

એટલે કે હુજ્જત અને દલીલ વડે હિદાયત અને ગુમરાહી વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરી દેવાનો જે હક હતો તે પૂરેપૂરો અદા કરી દેવામાં આવ્યો છે. હવે બાકી રહ્યું બળજબરીપૂર્વકનું ઈમાન, તો આ અલ્લાહ તઆલાને સ્વીકાર્ય નથી. અલ્લાહ તઆલા પોતે જ માનવોને ઈમાન લાવવા કે ન લાવવા અને આજ્ઞાંકિત થવા કે ન થવાની બાબતે સ્વતંત્ર રાખવા માંગે છે.

### ૨. આબરૂની સુરક્ષાનો અધિકાર :

“હે લોકો ! જેઓ ઈમાન લાવ્યા છો, ન (તો) પુરૂષો બીજા પુરૂષોની મજાક બનાવે. શક્ય છે કે, તેઓ તેમના કરતાં (વધુ) સારા હોય. અને ન તો સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની મજાક ઉડાવે, શક્ય છે કે તેઓ તેમના કરતાં વધુ સારી હોય. પરસ્પર એકબીજાને મ્હેણાં ન મારો અને ન તો એકબીજાને બૂરા ઈલ્કાબોથી યાદ કરો. ઈમાન લઈ આવ્યા બાદ દુરાચારમાં નામ પેદા

કરવું ઘણી બૂરી વાત છે. જે લોકો આમ કરતાં અટકે નહીં, તેઓ જુલ્મી છે. *(પારહ-૨૬, સૂરહ-૪૯, આયત-૧૧)*

એકબીજાની આબરૂ પર હુમલો કરવો, એકબીજાને મનદુઃખ થાય તેવા કૃત્યોનું આચરણ તેમજ એકમેક પ્રત્યેની ખોટી ધારણાઓ વાસ્તવમાં એવા કારણો છે, જેમના લીધે અંદરો અંદરની દુશ્મનાવટો પેદા થાય છે અને પછી અન્ય કારણો સાથે ભળી જઈને આમાંથી જ મોટા મોટા ફિત્નાઓ જન્મ લેતા હોય છે. ઈસ્લામ દરેક વ્યક્તિની મૂળ આબરૂનો સમર્થક છે. જેની ઉપર હુમલો કરવાનો અધિકાર કોઈને પણ પ્રાપ્ત નથી.

### ૩. અંગત જીવનની સુરક્ષાનો અધિકાર :

"હે લોકો ! જેઓ ઈમાન લાવ્યા છો, બહુ અનુમાન કરવાથી બચો. કેમકે કેટલાક અનુમાનો ગુના હોય છે. ખણખોદ ન કરો."

*(પારહ-૨૬, સૂરહ-૪૯, આયત-૧૧)*

એટલે કે લોકોની અંગત અને ખાનગી બાબતોમાં માથું ન મારો. એકબીજાના દોષો શોધતા ન ફરો. બીજાઓની સ્થિતિ અને અંગત બાબતો જાણવાની જિજ્ઞાસા ન રાખો. લોકોના ખાનગી કે અંગત પત્રો વાંચવા, બે માણસોની વાતો સાંભળવા માટે કાન દેવા, પાડોશીઓના ઘરોમાં ડોકિયું કરવું અને વિભિન્ન રીતે તેમના અંગત જીવન કે તેમની ખાનગી બાબતોની ખોજ કરવી એ અનૈતિક અને અશિષ્ટ પગલાં છે. જેના પરિણામ સ્વરૂપે જાતજાતના ફસાદ પેદા થાય છે. આથી દરેકે દરેક વ્યક્તિને તેના અંગત જીવનની સુરક્ષાનો અધિકાર આપવામાં આવ્યો અને અન્ય લોકોને એમાં દરમ્યાનગીરી કરવાથી અટકાવવામાં આવ્યા છે.

### ૪. સ્પષ્ટતા રજૂ કરવાનો અધિકાર :

"તમે ગુપ્ત રીતે તેમને મૈત્રી સંદેશ મોકલો છો. જો કે જે કંઈ તમે ગુપ્તપણે કરો છો અને જે જાહેરમાં કરો છો, દરેક વસ્તુને હું સારી પેઠે જાણું છું." *(પારહ-૨૮, સૂરહ-૬૦, આયત-૧)*

બદ્રી સહાબી હઝ. હાતિબ બિન બલ્તઆ તરફ આ સંકેત છે, મક્કાના

મુશ્રિકોના નામે, તેમનો એક પત્ર મક્કા શહેર ઉપર હુમલાની ખબર વિશે પકડાઈ ગયો હતો, પરંતુ આ સંગીન અપરાધ છતાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એમને જાહેરમાં પોતાની સ્પષ્ટતા રજૂ કરવાની પૂરેપૂરી તક આપી હતી. આથી જાણવા મળ્યું કે, અપરાધ ગમે તેવો હોય, અપરાધીને પોતાનો પક્ષ અને સ્પષ્ટતા રજૂ કરવાની તક આપ્યા સિવાય તેને સજા કરવી એ માનવ અધિકારોનું ઉલ્લંઘન છે. અને ઈસ્લામે માનવીના આ મૂળભૂત અધિકારનું રક્ષણ નાજુકમાં નાજુક પ્રસંગોએ કરી દેખાડ્યું છે.

**૫. અભિપ્રાય રજૂ કરવાનું સ્વાતંત્ર્ય :**

પવિત્ર કુર્આનની સૂરએ શૂરાની આયત-૩૮માં ફરમાવ્યું છે : "જેઓ પોતાના રબનો હુકમ માને છે, નમાઝ કાયમ કરે છે, પોતાના મામલાઓ એકબીજાની સલાહ લઈને ચલાવે છે." *(પારહ-૨૫, સૂરહ-૪૨, આયત-૩૮)*

અને બીજી જગ્યાએ સૂરએ આલિ ઈમરાનની આયત નંબર-૧૫૯માં છે કે, "(હે પયગમ્બર !) તેમના ગુનાહ માફ કરી દો. તેમના માટે માફીની દુઆ કરો અને દીનના કામોમાં એમને પણ વિચાર-વિમર્શમાં સામેલ રાખો. પછી જ્યારે (વિચાર-વિમર્શના પરિણામે) કોઈ કામ કરવાનો તમે નિર્ધાર કરી લો ત્યારે અલ્લાહ ઉપર ભરોસો કરો." *(પારહ-૪, સૂરહ-૩, આયત-૧૫૯)*

પરામર્શન (એટલે કે પરસ્પર વિચાર-વિમર્શ કે સલાહ-સૂચન) એ ઈસ્લામી જીવનશૈલીનો આધારસ્થંભ છે. પરામર્શનો સિદ્ધાંત પોતાના પ્રકાર અને પ્રકૃતિને આધારે એ વાતની અપેક્ષા રાખે છે કે, સામૂહિક બાબતો કે જેમની સાથે લોકોના અધિકારો અને લાભોનો સીધો સબંધ હોય છે. તેમને પોતાના અભિપ્રાય કે વિચાર રજૂ કરવાની પૂરેપૂરી આઝાદી પ્રાપ્ત હોય અને સલાહ આપનારા પોતાના જ્ઞાન, ઈમાન અને અંતરમનના આધારે મુક્ત મને પોતાનો અભિપ્રાય આપી શકે.

## સામાજિક અધિકારો

**૧. માનવીય અધિકારો :**

"કોઈ મોમિન પુરૂષ અને કોઈ મોમિન સ્ત્રીને એ હક્ક નથી પહોંચતો

કે જ્યારે અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.) કોઈ મામલામાં ફેંસલો આપી દે, ત્યાર બાદ પોતાના એ મામલામાં તેનો પોતે ફેંસલો કરવાનો હક્ક પણ રહે.'' *(પારહ-૨૨, સૂરહ-૨૩, આયત-૩૬)*

ઉપરોક્ત આયતનું ઉતરાણ ત્યારે થયું હતું, જ્યારે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના મુક્ત કરાયેલા ગુલામ અને દત્તકપુત્ર હઝરત ઝૈદ માટે પોતાની ફોઈની પુત્રી ઝૈનબ બિન્તે જહશ સાથે નિકાહનો પયગામ આપ્યો હતો. હઝરત ઝૈનબના પોતાના વંશીય અને કૌટુંબિક ગૌરવ છતાં એ હુકમ સામે માથુ નમાવ્યું હતું અને આમ ઈસ્લામે વંશીય ભેદભાવના-વાળાઓને તોડી પાડીને માનવીય સમાનતાનું સર્વોત્તમ ઉદાહરણ પુરૂ પાડયું હતું.

**૨. વળતર અને સવાબમાં સ્ત્રી-પુરૂષની સમાનતા :**

''બેશક, જે પુરૂષો અને સ્ત્રીઓ મુસ્લિમ છે અને અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરનારા છે, અલ્લાહપાકે તેમના માટે માફી અને મોટું વળતર તૈયાર કરી રાખ્યું છે.''

આ ઈસ્લામના એ મૂળભૂત મૂલ્યો છે, જેમને એક જ વાકયમાં સમેટી લેવામાં આવ્યા છે. આ મૂલ્યો પ્રમાણે પુરૂષો અને સ્ત્રીઓના કાર્ય માળખામાં તમને જરૂર તફાવત જોવા મળશે. તેમ છતાં તેમના કર્મોના ફળ (વળતર) અને સવાબના મામલામાં બંને સમાન છે.

**૩. માતા-પિતા સાથે સદ્‌વર્તન :**

''અમે મનુષ્યને આદેશ આપ્યો કે, પોતાના માતા-પિતા સાથે સદ્‌વ્યવહાર કરે.'' *(પારહ-૨૦, સૂરહ-૨૯, આયત-૮)*

**૪. માનવજીવનનું સમ્માન :**

''અને જેઓ અલ્લાહપાકે હરામ ઠરાવેલ કોઈ જીવને નાહક કતલ કરતા નથી.'' *(પારહ-૧૯, આયત-૬૮)*

એક અન્ય સ્થળે કારણ વગર કોઈનો જીવ લેવાને સમગ્ર માનવતાની હત્યા ગણાવવામાં આવી છે. માનવીય જીવનું સમ્માન સમજના એ પાયાના

મૂળભૂત અધિકારોમાંથી છે, જેમના વગર કોઈ પણ સમાજનું અસ્તિત્વ ટકી શકતું નથી.

**૫. વૈવાહિક જીવન :**

"અને તેની નિશાનીઓ પૈકી આ છે કે, તેણે તમારા માટે તમારી જ જાતિમાંથી પત્નીઓ બનાવી, જેથી તમે તેમની પાસે આરામ મેળવી શકો. અને તમારી વચ્ચે પ્રેમ અને દયા પેદા કરી દીધા."

*(પારહ-૨૧, સૂરહ-૩૦, આયત-૨૧)*

કોઈ પણ પવિત્ર સમાજ માટે જરૂરી છે કે, વિવાહને લાયક લોકો વધુ સમય સુધી અવિવાહિત ન રહે. જેથી કરીને અકારણે ઉઠતી વાસનાની લહેરો સમાજના વાતાવરણને કલૂષિત ન કરી દે. વિવાહના પરિણામે એકમેક માટે રાહત અને ચેનની સાથે સાથે દયા અને પ્રેમ એ મૂળભૂત વસ્તુ છે. જે માનવવંશ ટકાવી રાખવા ઉપરાંત માનવીય સંસ્કૃતિના ઉદ્ભવ અને વિકાસમાં પણ સહાયક પૂરવાર થાય છે. એના લીધે ઘરસંસાર મંડાય છે. કુળ અને કબીલા અસ્તિત્વમાં આવે છે. શેરી-ફળિયા અને ગામોનું સર્જન થાય છે. અને એના લીધે માનવજીવનમાં સંસ્કૃતિનો વિકાસ થાય છે. આથી વૈવાહિક જીવન એક સામાજિક અધિકાર પણ છે અને અલ્લાહપાકના અંતિમ નબી (સલ.)એ આને પોતાનો સુન્નત તરીકો ઠરાવીને ઈબાદતની પવિત્રતા પણ ઈનાયત કરી દીધી છે.

## રાજકીય અધિકારો

**૧. ઇસ્લામની રાજકીય વ્યવસ્થાની પ્રથમ કલમ :**

"હે લોકો ! જેઓ ઈમાન લાવ્યા છો, આજ્ઞાપાલન કરો અલ્લાહનું અને આજ્ઞાપાલન કરો રસૂલનું અને તે લોકોનું જેઓ તમામ પૈકી સત્તા ધરાવતા હોય." *(પારહ-૫, સૂરહ-૪, આયત-૫૯)*

પવિત્ર કુર્આનની આ આયત ઈસ્લામની મૂળભૂત અને સર્વપ્રથમ કલમ છે. ઈસ્લામી રાજ્યમાં મૂળ આજ્ઞાદાત અલ્લાહ તઆલા છે. અને

રસૂલની આજ્ઞાઓનું પાલન એ અલ્લાહ તઆલાની આજ્ઞાઓના પાલનનું એક માત્ર વ્યવહાર-સ્વરૂપ છે. રસૂલ જ એક પ્રમાણિત માધ્યમ છે, જેના માધ્યમથી અમારા સુધી ખુદાના હુકમો અને ફરમાનો પહોંચે છે. ઉલુલ અમ્ર (સત્તાધારી)ની આજ્ઞાઓનું પાલન ખુદાપાક અને રસૂલની આજ્ઞાઓના પાલનની શરત છે.

**૨. સામાન્ય અને સહેતુક શિક્ષણ :**

ઈસ્લામની રાજકીય વ્યવસ્થામાં સામાન્ય અને સહેતુક શિક્ષણનો પણ એક અધિકાર પ્રાપ્ત છે. આથી ઈર્શાદ થાય છે : ‘‘પરંતુ આવું શા માટે ન થયું કે તેમની આબાદીના દરેક ભાગમાંથી કેટલાક લોકો નીકળી આવ્યા હોત અને દીનની સમજ પેદા કરી હોત અને પાછા જઈ પોતાના વિસ્તારના રહેવાસીઓને ચેતવ્યા હોત, જેથી તેઓ (બિનઈસ્લામી વર્તનથી) બચ્યા હોત.’’ *(પારહ-૧૧, સૂરહ-૯, આયત-૧૨૨)*

**૩. રાજ્યાશ્રયનો અધિકાર :**

ઈસ્લામની રાજકીય વ્યવસ્થામાં રાજ્યાશ્રયનો અધિકાર માત્ર એવા નાગરિકોને પ્રાપ્ત છે કે જેઓ ઈસ્લામી રાજ્યના સીમાડામાં રહેતા હોય. ભાઈચારાના સબંધો પૂર્વવત્ રહ્યા છે. અને આંતરરાષ્ટ્રીય જવાબદારી તેમજ નૈતિક મર્યાદાઓને ધ્યાનમાં રાખીને જુલ્મનો ભોગ બનેલાની સહાય એ મુસ્લિમ રાજ્યની જવાબદારી છે. આથી કુર્આન મજીદમાં ફરમાવવામાં આવ્યું છે.

‘‘બાકી રહ્યા એ લોકો કે જેઓ ઈમાન તો લઈ આવ્યા, પરંતુ હિજરત કરીને (દારૂલ ઈસ્લામમમાં) આવી ગયા નથી, તો તેમની સાથે તમારો વાલી તરીકેનો કોઈ સબંધ નથી. જ્યાં સુધી તેઓ હિજરત કરીને આવી ન જાય. હા, જો તેઓ દીનના મામલામાં તમારી પાસે મદદ માંગે તો તેમની મદદ કરવી તમારી ફરજ છે. પરંતુ કોઈ એવી કૌમ વિરૂદ્ધ નહીં, જેની સાથે તમારો કરાર થયેલો હોય. જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેને જુએ છે.’’

*(પારહ-૧૦, સૂરહ-૮, આયત-૭૨)*

## ૪. રાજકીય નેતા ચૂંટી કાઢવાનો અધિકાર :

ઈસ્લામી રાજકીય વ્યવસ્થામાં આનું ઘણું મહત્વ છે કે, રાષ્ટ્ર કે રાજ્યનો કારભાર ચલાવવા માટે રાષ્ટ્ર કે રાજ્યનો નેતા સૌની ઈચ્છાથી નિયુક્ત કરવામાં આવે અને તે રાષ્ટ્રીય બાબતોનું સંચાલન એવા પીઢ અને અનુભવી લોકોના સલાહ-સૂચનથી કરે, જેમનામાં સમગ્ર રાષ્ટ્રની પ્રજાને વિશ્વાસ હોય અને એ ત્યાં સુધી નેતા પદે રહી શકે છે, જ્યાં સુધી રાષ્ટ્રની પ્રજા તેને નેતાપદે રાખવા માંગતી હોય. આ બાબત સૂરએ શૂરાની ૨૮મી આયત ‘‘અમરુહુમ શૂરા બયનહુમ’’ની એક અતિ આવશ્યક અપેક્ષા અને રાજકીય વ્યવસ્થાની મહત્વની કલમ છે.

## ૫. નિષ્પક્ષ ન્યાયની પ્રાપ્તિ :

‘‘મને આદેશ આપવામાં આવ્યો છે કે, તમારી વચ્ચે ન્યાય કરૂં.’’

*(શૂરા : આયત-૧૫)*

ઈસ્લામની રાજકીય વ્યવસ્થામાં નિષ્પક્ષ અને સૌના માટે સમાન રીતે ન્યાય ઉપલબ્ધ કરાવવાની જવાબદારી સરકારની છે. જેમાં કોઈની પણ સાથે કોઈ પણ પ્રકારનો અત્યાચાર ન થાય.

## ૬. અધિકારોની સમાનતા :

સર્વશ્રેષ્ઠ વ્યવસ્થા તો એ છે કે જેમાં દરેક વ્યક્તિને સમાન અધિકારો પ્રાપ્ત હોય. એમ નહીં કે દેશવાસીઓને વિભિન્ન જૂથોમાં વહેંચી દઈને કોઈ ખાસ જૂથને કોઈ ખાસ પ્રકારની રાહત ઉપલબ્ધ કરાવવામાં આવે, તો અન્ય કોઈને આધિન બનાવીને તેને લૂંટવામાં આવે. ઈસ્લામી વહીવટી તંત્રમાં વંશ, રંગ, ભાષા કે વર્ગોના આધારે કોઈ જ ભેદ રાખવામાં આવતો નથી. અલબત્ત, સિદ્ધાંતો અને મસ્લક (સંપ્રદાય)ના મતભેદને આધારે રાજકીય અધિકારોમાં માત્ર એટલો ફેર પડી જાય છે કે, જો કોઈ તેના સિદ્ધાંતોનો સ્વીકાર કરે એ જ સત્તાના સૂત્રો સંભાળી શકે છે.

કુર્આને કરીમમાં ઈજિપ્તના સમ્રાટ ફિરઔન (ફેરો)ની સરકારની

બૂરાઈ આ શબ્દોમાં વર્ણવવામાં આવી છે : "હકીકત આ છે કે, ફિરઔને ધરતી ઉપર વિદ્રોહ કર્યો અને તેના રહેવાસીઓને જૂથોમાં વહેંચી નાંખ્યા, તે પૈકીના એક જૂથને તે અપમાનિત કરતો હતો."

## આર્થિક અધિકારો

### ૧. કુર્આને પાકનો આર્થિક દૃષ્ટિકોણ :

"તારો રબ જેના માટે ચાહે છે રોજી વિશાળ બનાવી દે છે અને જેના માટે ચાહે છે તંગ કરી દે છે. તે પોતાના બંદાઓની હાલતથી સુમાહિતગાર છે અને તેમને જોઈ રહ્યો છે. પોતાની ઔલાદને ગરીબીના ભયથી મારી ન નાંખો, અમે તેમને પણ રોજી આપીશું અને તમને પણ."

*(પારહ-૧૫, સૂરહ-૧૭, આયત-૩૦/૩૧)*

કુર્આને પાકનો આર્થિક દૃષ્ટિકોણ જે ઉપરોક્ત આયતોથી એકદમ સ્પષ્ટ થઈ જાય છે તે આ છે કે, આજીવિકા અને આજીવિકા ઉપાર્જનના સાધનો વચ્ચે ભેદ પાડવામાં કોઈ બૂરાઈ નથી જેને નાબૂદ કરીને કૃત્રિમ રીતે એક વર્ગવિહીન સમાજની રચના કરવાની કોઈ પણ કક્ષાએ જરૂર નથી. આનો સાચો વ્યવહારૂ માર્ગ એ છે કે, સમાજના શિષ્ટ આચરણ અને રૂઢિઓ તથા કાયદા-કાનૂનનો અમલ એવી રીતે કરવામાં આવે કે જેથી આર્થિક સ્થિતિનો તફાવત કોઈ અત્યાચાર કે અન્યાયનું નિમિત્ત બનવાને બદલે એ અસંખ્ય નૈતિક, આધ્યાત્મિક અને સાંસ્કૃતિક સમૃદ્ધિઓનું માધ્યમ બની રહે જેમના માટે જ વાસ્તવમાં સફળ સૃષ્ટિના સર્જક (ખાલિકે કાઈનાત)એ પોતાના બંદાઓ વચ્ચે આ ભેદ જાળવી રાખ્યો છે.

તદ્ઉપરાંત ખાનારાઓની સંખ્યા ઘટાડવાના પ્રયાસોને બદલે આજીવિકાની વૃદ્ધિ માટેના પ્રયાસો તરફ માનવીનું ધ્યાન દોરવામાં આવ્યું છે અને તેને એવી ચેતવણી આપવામાં આવી છે કે, હે માનવી ! રોજી-રોટી આપવાની વ્યવસ્થા તારા હાથમાં નથી, બલ્કે એ પાલનહારના હાથમાં છે, જેણે તને ધરતી ઉપર આબાદ કર્યો છે. જે રીતે તે અગાઉ આવનારા લોકોને રોજી આપતો રહ્યો છે, એવી જ રીતે પાછળથી આવનારાઓને પણ આપતો

રહેશે. ઈતિહાસની સમીક્ષા પણ એ જ જણાવે છે કે, દુનિયામાં ખાનારાઓની વસ્તી જેટલી વધતી ગઈ, આજીવિકા ઉપાર્જનના સંસાધનો પણ એટલા જ વિશાળ બનતા ગયા.

### ૨. નાણાં ભંડોળોનું પરિભ્રમણ અને પ્રસરણ :

"જેથી તે તમારા ધનવાનોની જ વચ્ચે ફરતું ન રહે."

*(પારહ-૨૮, સૂરહ-૫૯, આયત-૭)*

આ આયતમાં ઈસ્લામી સમાજ અને સરકારની આર્થિક નીતિનો આ મૂળભૂત સિદ્ધાંત વર્ણવવામાં આવ્યો છે.

ધનદોલત એટલે કે નાણાં ભંડોળોનું પરિભ્રમણ અને પ્રસરણ સમગ્ર સમાજમાં થવું જોઈએ. એવું ન થાય કે માલ માત્ર માલદારો અને ધનવાનો વચ્ચે જ ફરતો રહે અથવા ધનવાન રોજબરોજ વધુ ધનવાન અને ગરીબ દિન-પ્રતિદિન વધુ ગરીબ બનતો જાય. આ ઉદ્દેશ્યથી જ વ્યાજ હરામ ઠરાવવામાં આવ્યું અને ઝકાત ફરજ કરવામાં આવી. માલે ગનીમતમાં ખુમ્સ (૧/૫) નક્કી કરવામાં આવ્યું. સદકાઓ આપવાની સૂચના આપવામાં આવી. ખેત પેદાશોમાંથી પણ ઉશ્ર (૧/૧૦) ભાગ ગરીબોને દાનમાં આપવાનું જણાવવામાં આવ્યું. વિભિન્ન પ્રકારના કફ્ફારાઓ એવી રીતે તજવીજ કરવામાં આવ્યા, જેથી નાણાંકીય પ્રવાહની દિશા ગરીબ વર્ગ તરફ હોય. વારસાની વહેંચણી માટે એવા માર્ગદર્શક સિદ્ધાંતો આપવામાં આવ્યા જેથી કરીને મરનારે પોતાની પાછળ છોડેલી ધનસંપત્તિ અને માલ-મિલ્કતનું વિતરણ વધુને વધુ વિસ્તૃત વર્તુળોમાં થાય. ટૂંકમાં એવી સઘળી વ્યવસ્થા કરવામાં આવી, જેથી કરીને ધનસંપત્તિના સંસાધનો ઉપર માલદારો અને પ્રભાવશાળી લોકોની ઈજારાદારી સ્થાપિત ન થાય અને નાણાંના પ્રવાહોનું વહેણ ધનિકોથી ગરીબો તરફ થઈ જાય.

### ૩. માપતોલમાં ઘટાડો ન થાય :

"આથી તોલ અને માપ પૂરેપૂરા ભરો. લોકોને તેમની વસ્તુઓ ઓછી ન આપો." *(પારહ-૮, સૂરહ-૭, આયત-૮૫)*

માનવીના આર્થિક અધિકારો પૈકીનો એક અધિકાર એ પણ છે કે, ઉપભોક્તાને તેના નાણાનાં અવેજમાં વસ્તુ પૂરેપૂરી અને ભેળસેળ વગરની મળે. ઈસ્લામ વેપારમાં નીતિ કરતાં એક ફરજ તરીકે વધુ મહત્વ આપે છે.

## ન્યાય અદાલતો અને દારૂલ કઝા

કોઈ પણ સમાજમાં વાદવિવાદ સાહજિક બાબત છે. તેના નિરાકરણ માટે લોકો કુટુંબ કે સમાજના વડીલો પાસે જાય છે. અને તેમના ચૂકાદાને શિરોમાન્ય રાખે છે. વિવાદ જો મોટો હોય તો લોકો અદાલતોમાં જાય છે. કારણકે ત્યાંથી જે ચૂકાદો મળે છે, તેને સરકારી તંત્રની મદદ વડે લાગુ કરી શકાય છે.

પરંતુ આજે ચૂકાદો આપનારાઓની નૈતિક ક્ષમતા એકસમાન નથી. **Contempt of Court**ના લીધે અદાલતો તરફ કોઈ આંગળી ચીંધતો નથી, પરંતુ એક વાત ચોક્કસ છે કે ન્યાયાધિશોમાં પણ હવે ભ્રષ્ટાચાર ફૂલ્યોફાલ્યો છે. આ કારણે જ સુપ્રિમ કોર્ટના ચીફ જસ્ટીસ કે. જી. બાલાક્રિષ્નનને એમ કહી જજોનો બચાવ કરવો પડયો કે, માત્ર મુટ્ઠીભર જજો આરોપોના ઘેરામાં છે. મારા મતે ઉચ્ચ ન્યાયાલયોના જજ સાહેબોમાં મોટા પાયા પર ભ્રષ્ટાચાર ફેલાયો નથી. માનનીય ચીફ જસ્ટીસે એમ પણ કહયું કે, ‘‘જજોએ પોતાની જાયદાદની વાર્ષિક વિગતો દર્શાવવાની જરૂર નથી.’’

અત્રે એ સ્પષ્ટતા કરી લઈએ કે ભ્રષ્ટાચાર સબંધી આ પ્રશ્ન ચીફ જસ્ટીસથી એક ખાસ સંદર્ભે કરવામાં આવ્યો હતો. તે એ કે જસ્ટીસ એસ. પી. ભરૂચાએ કહયું હતું કે ૨૦% જજો ભ્રષ્ટ છે. આવી જ રીતે ટ્રાન્સપરન્સી ઈન્ટરનેશનલ નામી સંસ્થાના એક સર્વેક્ષણ મુજબ ૬૩ ટકા દેશવાસીઓએ ન્યાયતંત્રને ભ્રષ્ટ ઠેરવ્યું હતું. માનનીય ચીફ જસ્ટીસે આ મુદ્દે વિચાર વ્યક્ત કરતાં કહયું કે, ‘‘મારા મતે વર્તમાન જસ્ટીસ સાહેબોમાં ભ્રષ્ટાચારીઓની આટલી મોટી સંખ્યા નથી. ચોક્કસપણે આ આંકડાઓ અતિશયોકિતભર્યા છે.’’ *(હિન્દી વર્તમાનપત્ર ‘હિન્દુસ્તાન’ દિલ્હી, ૫/૨/૦૭)*

અનેક કારણોસર ન્યાયતંત્રને વિવિધ તબક્કાઓમાં વહેંચી દેવામાં આવ્યું

છે. સ્થાનિક કોર્ટ, જીલ્લા કોર્ટ, રાજ્ય કોર્ટ અને સૌથી ઉપર સુપ્રિમ કોર્ટ. આ તબક્કાઓ પણ એટલા માટે રાખવામાં આવ્યા છે કે, બન્ને પક્ષમાંથી કોઈને અન્યાયની લાગણી થાય તો તે ઉપરની અદાલતોમાં જઈ શકે.

આપણાં ન્યાયતંત્રની એક બીજી ખામી એ છે કે તેમાં ચૂકાદાઓ બહુ વિલંબથી આવે છે. ન્યાય મેળવવો દુષ્કર થઈ પડયો છે. એક કેસનો ચૂકાદો ૧૩૬ વર્ષ પછી આવ્યો તેવો પણ એક રેકોર્ડ છે.

એક હિન્દુ પરિવારમાં તલાકનો કેસ ચાલ્યો. નીચેની અદાલતમાંથી ૧૩ વર્ષ પછી ચૂકાદો આવ્યો. પછી તે કેસ ઉપરની અદાલતમાં ગયો. મારાથી તે પતિની મુલાકાત થઈ તો કહેવા લાગ્યા કે, ''તમારા ત્યાં સારૂં છે કે તલાક આપીને છૂટકારો મળી જાય છે, અથવા ખુલઅ્ કે ફસ્ખનો માર્ગ નીકળી આવે છે. મને તો લાગે છે કે હું રિટાયર્ડ થઈ જઈશ પછી મારી બીજી શાદીના યોગ જામશે.''

સુપ્રિમ કોર્ટ અને હાઈકોર્ટમાં કામનો બોજો એટલો વધી ગયો છે, કે લાખો કેસ વર્ષો સુધી ચૂકાદાની રાહ જોઈ રહ્યા છે. થોડાક વર્ષો અગાઉના આંકડા બતાવે છે કે આ અદાલતોમાં ૩૬ લાખથી વધારે કેસો પેન્ડીંગ છે. જલ્દી ન્યાય મેળવવા માટે સરકારે નિર્ણય કર્યો છે, કે સુપ્રિમ કોર્ટના જજોની સંખ્યા પચ્ચીસથી વધારી ત્રીસ કરી દેવામાં આવે. પરંતુ કેસોના ઢગલા જોતાં તેનાથી કોઈ ફેર પડવાનો નથી.

જલ્દી ન્યાય મેળવવા માટે કે અપાવવા માટે જો કે સરકાર પણ પ્રયત્નશીલ છે. વિવિધ વિભાગોમાં અપીલિયટ કોર્ટો છે. ટેલિફોન ખાતાની ડિપાર્ટમેન્ટલ કોર્ટ છે. ગ્રાહક તથા દુકાનદાર વચ્ચે થતા વિવાદો પતાવવા માટે કન્ઝયુમર કોર્ટ છે. જિલ્લા, રાજ્ય તથા કેન્દ્રીય સ્તર સુધી તેની શાખો ફેલાયેલી છે. આ કોર્ટોમાં જ્યુડીશીયલ સર્વિસ સિવાય સામાજિક કાર્યકરો, કાનૂનવિદો અને બુધ્ધિજીવીઓ પણ ચૂકાદો આપનારાઓમાં શામેલ હોય છે. ભલેને તેઓ સારી પેઠે કાનૂનને જાણતા ન હોય. દરેક જિલ્લામાં લોક અદાલતો સ્થાપવામાં આવી છે. તેમાં જ્યુડીશીયલ સર્વિસનો એક પ્રતિનિધિ

હોય છે. આ અદાલતના સભ્યોમાં વકીલ તથા સમાજસેવકો પણ હોય છે. જેઓ કાનૂનથી અજાણ હોવા છતાં ચૂકાદો આપવામાં શામેલ હોય છે. આ કોર્ટોમાં બહુધા જમીન તથા દેવાના કેસો આવે છે.

આવી જ રીતે ફાસ્ટ ટ્રેક કોર્ટોની પણ વ્યવસ્થા કરવામાં આવી છે, જેને વ્યવહારિક ન્યાયાલય કહેવામાં આવે છે. તેનો આશય પણ એ જ છે કે ચૂકાદાઓ જલ્દી તથા ઓછા ખર્ચે આવી જાય. ફેમેલી કોર્ટસ પણ બનાવવામાં આવી છે, જેનું કાર્યક્ષેત્ર પારિવારિક બાબતો સુધી સીમિત છે. અને હવે ''પંચાયતી રાજ'' વ્યવસ્થા હેઠળ દરેક સરપંચને ટૂંકી ટ્રેનિંગ આપીને ચૂકાદાની સત્તા આપી દેવામાં આવે છે. આ સરપંચ પારિવારિક કેસોમાં ચૂકાદાઓ આપે છે. સરપંચ સ્વભાવિક જ કોઈ વર્ગ સાથે સબંધ ધરાવતો હશે. તેની શૈક્ષણિક લાયકાતનું પણ કોઈ ધોરણ નથી હોતું. એટલે તે ક્યાં સુધી નિષ્પક્ષ તથા ન્યાયી ચૂકાદાઓ આપી શકશે ?

સ્વયં સરકારે જ આ વ્યવસ્થા ઉભી કરી છે. જેમાં એવા લોકોને શામેલ કર્યા છે, જેમની કોઈ કાનૂની લાયકાત નથી, તથા જેઓ પક્ષપાત પણ કરી શકે છે.

ખુદ ભારત સરકારે નાગાલેન્ડને કાનૂની રીતે વિશેષ અધિકારો આપ્યા છે, જે કોઈ અન્ય રાજ્ય કે જાતિને અપાયા નથી. તેમના પરંપરાગત કાનૂનને સુપ્રિમ કોર્ટ કે સંસદ સુધ્ધાંથી બદલી શકાય એમ નથી. નાગ પંચાયતનો ચૂકાદો નાગાઓ માટે આખરી છે. અદાલત પણ તેનો વિરોધ નથી કરી શકતી.

વિવિધ જાતિ, જ્ઞાતિઓની પોતપોતાની પંચાયતો છે. ગુર્જર સમાજ, મીણા સમાજ, મારવાડી સમાજ, દલિત સમાજ વિગેરે. આદિવાસીઓની પણ પંચાયતો છે. જે આદિવાસી પરંપરા મુજબ ચૂકાદો આપે છે. સામાન્ય રીતે તેમને ''ઝઘડાતોળ'' કહેવામાં આવે છે.

પ્રિય દેશ ભારતમાં ચૂકાદાઓ આપવાના તથા ન્યાય મેળવવાના આ ઘણા બધા રસ્તાઓ છે. જેમાં ઘણા બધા સરકારી છે, અને સારી એવી

સંખ્યા બિનસરકારી સંસ્થાઓની પણ છે. આ બિનસરકારી અદાલતો તથા પંચાયતો પણ ન્યાય તોળે છે. અને સબંધિત લોકો તેમના ફેંસલાઓ સ્વેચ્છાએ સ્વીકારે છે. સરકારી અદાલતોને એવું નથી લાગતું તેમજ સરકાર પણ એમ નથી માનતી કે આ બિનસરકારી અદાલતો કે પંચાયતો સમાંતર ન્યાયતંત્ર ચલાવે છે. અથવા તેના કારણે ''સ્ટેટ અંડર સ્ટેટ''ની સ્થિતિ સર્જાઈ રહી છે. બલ્કે સમગ્ર દેશમાં ફેલાયેલી નાની-મોટી પંચાયતો સરકારી અદાલતોનો બોજો ઓછો કરી રહી છે. પછી **Arbitration Act** ખુદ બિનસરકારી રાહે ચૂકાદો મેળવવાની પધ્ધતિને પ્રોત્સાહન આપે છે. અને લવાદ દ્વારા સરળ -તાથી ન્યાય મેળવવાના માર્ગને કાનૂની સુરક્ષા પ્રદાન કરે છે.

ઉપરોક્ત દાખલાઓની મૌજૂદગીમાં ઘરેલુ બાબતોના ઉકેલ માટે કે પારિવારિક વિવાદો સુલજાવવા માટે તથા શરીઅત મુજબ ફેંસલાઓ મેળવવા માટે ''દારૂલ કઝા''ની સ્થાપના કરવી એક ફાયદાકારક પગલું છે. તેના પ્રચાર પ્રસારથી સામાજિક દૂષણોને નિર્મૂળ કરવામાં મદદ મળશે. આર્બિટ્રેશન એકટ જોતાં દારૂલ કઝાને એક બહુજન હિતાચ વ્યવસ્થા સમજવી જોઈએ. એટલું જ નહીં, તેને સરકારની કાર્યશૈલી ''સરળ તથા ત્વરિત ચૂકાદો''ના દ્રષ્ટિકોણથી મુલવવી જોઈએ. દારૂલ કઝાના કાઝી પાસે શરીઅત તેમજ ગવાહીના સિધ્ધાંતો તથા વિવાદ ટાળવા માટેની રીતોનું જ્ઞાન હોય છે. તથા તેઓ કેળવાયેલા હોય છે. તેમજ તેઓ ઈમાનદારીના ધારાધોરણે પણ પૂરા ઉતરતા હોય છે. તેમજ સમાધાન કરાવવાના કે ચૂકાદા આપવાના કાર્યને ખુદાની ખુશી મેળવવા કે લોકોના ઝઘડાઓ પતાવવાની ભાવનાથી કરે છે. આ કારણોસર કોઈએ તેની સામે પણ વાંધો ઉઠાવવો ન જોઈએ.

## દારૂલ કઝાની વ્યવસ્થા

અલ્લાહ તઆલાએ માનવી જ માટે આ સંસાર વસાવ્યો છે, પરંતુ આ સંસાર હંમેશનું રહેઠાણ નથી. આ એક મુસાફરખાનું છે, જ્યાં થોડોક સમય રહી માનવી પરલોક (આખિરત) તરફ ચાલ્યો જાય છે. સંસારમાં માનવી જ્યાં સુધી રહે છે, ત્યાં સુધીનો કાળ તેના માટે કસોટીનો કાળ છે.

જેમાં અલ્લાહ તઆલા પોતાના બંદાઓને અજમાવે છે કે તે કેટલી હદ સુધી ખુદાઈ આદેશોનો પાબંદ રહે છે, એટલે માનવીની અંદર ઈચ્છાઓ તો ઘણી બધી રાખવામાં આવી છે, પરંતુ તેની આજુબાજુ ફેલાયેલી દુન્યામાં સાધનો મર્યાદિત રાખવામાં આવ્યા છે. એટલે જ એક માનવી તથા બીજા માનવીની ઈચ્છાઓ દરમિયાન અથડામણ ઉભી થાય છે. અને તે જ અથડામણથી ઝઘડાઓ જન્મ લે છે.

આ પરિસ્થિતિનો ઈલાજ એ જ હોય શકે છે કે, સમાજમાં કોઈ એવી સંસ્થા હોય, જે બન્ને પક્ષોની રજૂઆત સાંભળે અને ન્યાય મુજબ ચૂકાદો આપે. જેથી અત્યાચારીને અત્યાચારથી રોકી શકાય અને પીડિતને તેનો હક્ક મળી શકે. આ જ સંસ્થાનું નામ ‘‘દારૂલ કઝા’’ છે. એટલે ઈસ્લામના પ્રારંભિક કાળથી જ કઝાની વ્યવસ્થા સ્થપાયેલી રહી છે. હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ્લાહપાકના પયગમ્બર પણ હતા અને કાઝી અર્થાત્ ન્યાયાધીશ પણ હતા. મસ્જિદે નબવી આપ (સલ.)ની ‘‘અદાલત’’ હતી. તે અદાલતમાં સિવિલથી લઈ ક્રિમિનલ કેસો સુધી દરેક કેસનો ચૂકાદો આપવામાં આવતો. અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.)એ અલ્લાહપાકના રસૂલ (સલ.)ના તે અદાલતી ચૂકાદાઓનું ‘‘અકઝિયતુ રસૂલિલ્લાહિ સલ.’’ના નામથી પુસ્તકાકારે સંકલન કર્યું. જેનો ઉર્દૂ અનુવાદ પણ પ્રગટ થઈ ચૂક્યો છે.

આપ (સલ.)એ સ્વયં ચૂકાદાઓ આપ્યા. એટલું જ નહીં, બલ્કે ચૂકાદો આપવા માટેના મૂળભૂત સિદ્ધાંતો પણ દર્શાવ્યા. પોતાની સામે કેટલાક કેસોની સુનાવણી કરી. અને પોતાના માનનીય સાથીઓથી ચૂકાદાઓ અપાવ્યા. જેથી આપના સાથીઓ પણ આ કાર્ય માટે કેળવાય. હઝ. અલી (રદી.)ને સૌથી શ્રેષ્ઠ ન્યાયાધિશ હોવાનું પ્રમાણપત્ર આપ્યું. અને હઝરત મુઆઝ બિન જબલ (રદી.)ને જજ તરીકે નિમણૂંક કરતા પહેલાં તેમની પરીક્ષા લીધી અને સંતોષ થયા પછી જ તેઓને એ જવાબદારી સોંપી. અલ્લાહપાકના રસૂલ (સલ.)ની આ શિક્ષાઓનું પરિણામ છે કે, ઈસ્લામી અદાલતી કાનૂન પર મુસ્લિમ વિદ્વાનો તથા લેખકોએ બહુ મોટું કામ કર્યું.

બહુ ઝીણું કાંતીને ઈસ્લામી ન્યાય વ્યવસ્થાની વિગતોને સ્પષ્ટ કરી અને આ વિષય પર એટલી કૃતિઓ રચી કે એનાથી એક લાયબ્રેરી બની શકે છે.

મુસ્લિમો જ્યાં પણ હોય, અદાલતી વ્યવસ્થા સ્થાપવાને મુસ્લિમ સમાજનું કર્તવ્ય ઠરાવવામાં આવ્યું છે. જ્યાં મુસ્લિમ શાસન હોય ત્યાં તો ખુદ સરકાર આ જવાબદારી અદા કરશે. અને જ્યાં મુસ્લિમોનું શાસન નથી, ત્યાં મુસ્લિમ સમાજના આલિમો (ઈસ્લામી વિદ્વાનો)ની જવાબદારી છે કે, તેઓ ન્યાય વ્યવસ્થા ઉભી કરે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હઝ. અલી (રદી.) અને હઝ. મુઆઝ બિન જબલ (રદી.)ને યમનના બે જુદા જુદા વિસ્તારોના ન્યાયાધીશ નિયુક્ત કર્યા હતા. જો કે તે વખતે આખા યમન પર ઈસ્લામી શાસન ન હતું. આ નુબૂવ્વતકાળનું ઉદાહરણ છે કે, કોઈ દેશમાં મુસ્લિમો લઘુમતિમાં હોય તો પણ તેમના માટે ન્યાય વ્યવસ્થા ઉભી કરવી વાજિબ (અત્યંત જરૂરી) છે.

સ્પેનમાં જ્યારે મુસ્લિમોનું પતન થયું, તો ત્યાં કેટલાક પ્રદેશો એવા રહી ગયા, જ્યાં થોડાક મુસ્લિમો વસતા હતા. તે વખતે વિખ્યાત હનફી કાયદાવિદ અલ્લામા કમાલુદ્દીન ઈબ્ને હુમામ (રહ.)એ સંભવતઃ પહેલી વખત ફતવો આપ્યો કે, સ્પેનના મુસ્લિમો ભલે લઘુમતીમાં હોય તો પણ તેમની ઉપર ન્યાયાધિશની નિમણૂંક શરઈ દૃષ્ટિએ વાજિબ છે. ત્યાર પછી ઈબ્ને કાઝી સમાવહ્, અલ્લામા અલાઉદીન હસ્કફી, અલ્લામા ઈબ્ને આબિદીન શામી, અલ્લામા ઈબ્ને નુજૈમ મિસ્રી, અલ્લામા તહતાવી (રહ.) તેમજ અન્ય કાયદાશાસ્ત્રીઓએ પણ આ જ વાત લખી. ઈસ્લામી કાયદા-શાસ્ત્રના ગ્રંથોમાં આ વાત સ્પષ્ટપણે આલેખાઈ છે.

ભારતમાં ઈસ્લામી ન્યાયાલય (દારૂલ કઝા)નો ઈતિહાસ બહુ પ્રાચીન છે. કેટલાક આરબ પર્યટકોના પ્રવાસ વર્ણનોથી જાણવા મળે છે કે, ભારતમાં મુસ્લિમ શાસન પહેલાં પણ હિંદુ રાજાઓ અંતર્ગત દક્ષિણ ભારતના વિસ્તારોમાં મુસ્લિમો માટે ન્યાયાધિશ થયા કરતા હતા. જેઓને 'હુનરમન' કે 'હુનરમંદ' કહેવામાં આવતા હતા. પછી જ્યારે મુગલ શાસનનું પતન

થવા માંડ્યું અને ભારત પર અંગ્રેજોનો કબ્જો પૂર્ણતાની નજીક પહોંચી ગયો, તો ભારતીય આલિમો પૈકી સર્વપ્રથમ હઝ. શાહ અબ્દુલ અઝીઝ દહેલ્વી (રહ.)એ ફતવો આપ્યો કે, મુસ્લિમોએ પોતાની ન્યાય વ્યવસ્થા સ્થાપવી જોઈએ. અને તે જ વખતથી દેશના જુદા જુદા પ્રદેશોમાં આ પ્રકારના પ્રયત્નો શરૂ થઈ ગયા. જેને શૈખુલ હિન્દ મૌલાના મહમૂદ હસન (રહ.)ના શિષ્ય મૌલાના અબુલ મહાસિન મુહમ્મદ સજ્જાદ સાહેબે બિહાર રાજ્યમાં ચરમસીમા પર પહોંચાડી દીધા. અને એક વ્યવસ્થિત તથા સુદૃઢ ન્યાય વ્યવસ્થા સ્થાપી. ઉક્ત રાજ્યમાં તે વખતે વર્તમાન બિહાર, ઓરીસ્સા, ઝારખંડ અને પશ્ચિમી બંગાલના કેટલાક વિસ્તારોનો સમાવેશ થતો હતો. આ યોગાનુયોગ છે કે, બિહાર પછી આ પ્રકારની વ્યવસ્થિત ન્યાયપ્રણાલી સ્થાપવામાં આસામે પહેલ કરી. અને ત્યાં સાત પૂર્વિય રાજ્યોનો સમાવેશ કરતી ન્યાય વ્યવસ્થા ઉભી થઈ. તદ્દુપરાંત દક્ષિણ ભારતના એક મહત્વપૂર્ણ શહેર ભટકલમાં કેટલીય સદીઓ જૂનું ઈસ્લામી ન્યાયતંત્ર સ્થપાયેલું છે. પાછલા પચાસ વર્ષો દરમિયાન કર્ણાટક, આંધ્રપ્રદેશ, મહારાષ્ટ્ર, ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ અને દેશના વિવિધ ભાગોમાં દારૂલ કઝા સ્થપાયેલા છે. આ બધી અદાલતોની સંખ્યા દોઢસોથી પણ વધારે હશે.

ઈસ્લામી અદાલત મુસ્લિમોની એક શરઈ જરૂરિયાત છે. કારણ કે ઘણા બધા મામલાઓ એવા છે, જેમાં એક મુસ્લિમ ન્યાયાધિશનો જ ચૂકાદો માન્ય હોય છે. નહીંતર તે ચૂકાદાનું શરીઅતની નજરમાં કોઈ મહત્વ નથી. પરંતુ આના સિવાય સામાજિક હિસાબથી ઈસ્લામી અદાલતોના ઘણાં ફાયદાઓ છે. આપણી પ્રચલિત સરકારી અદાલતી વ્યવસ્થામાં ન્યાય બહુ મોંઘો પડી જાય છે. લોકોનું ઘર વેચાય જાય છે. સારો એવો માલદાર માણસ ગરીબ બની જાય છે. જો ખુદા ન કરે સુપ્રિમ કોર્ટ સુધી મામલો પહોંચી ગયો તો વકીલની એક સુનાવણીની ફી લાખો સુધી પહોંચી જાય છે. બીજી કઠણાઈ કેસની લંબાઈ છે. સામાન્ય પ્રકારના કેસોના ચૂકાદા આપવામાં પણ દસ વર્ષનો સમય વીતી જાય છે. અને જો હાઈકોર્ટ અને સુપ્રિમકોર્ટ સુધી અપીલની નોબત આવી ગઈ તો બીજા પાંચ-દસ વર્ષ એમાં

નીકળી જાય છે. અર્થાત્ ન્યાયની પ્રતિક્ષામાં ઘણી વખત એક માણસ યુવાનીથી વૃદ્ધાવસ્થા સુધીનો પ્રવાસ કાપી લે છે. તેનું એક કારણ તો અદાલતો પર કેસોનું અસામાન્ય ભારણ છે. હમણાં માત્ર હાઈકોર્ટોમાં લાખો કેસ પડતર છે. બીજું કારણ વકીલો તરફથી કેસને લંબાવવાની કોશિશ છે. જેમાં વિવિધ બહાનાઓથી તારીખો આપવામાં અને લેવામાં આવે છે. આમ, ચૂકાદામાં વધુમાં વધુ વિલંબ કરાવવામાં આવે છે.

આ સિવાય એક મહત્વપૂર્ણ પાસુ ધાર્મિક તથા નૈતિક પણ છે. કદાચ જ કોઈ કેસ એવો હશે, જેમાં પહેલા પક્ષે તથા તેના ગવાહોએ દાવો પૂરવાર કરવા માટે અને બીજા પક્ષે તથા તેના ગવાહોને આક્ષેપ કે દાવો રદ કરવા માટે, કુર્આન મજીદ ઉઠાવી સોગંદ લઈ કેટલાય જૂઠ ન બોલવા પડતા હોય અને સ્ત્રીઓના મામલાઓમાં ક્યારેક સામેવાળો વકીલ શરમમાં નાંખવા ખાતર અશ્લીલ પ્રશ્નો ન કરતો હોય. જેનો જવાબ આપવો લજ્જાની વિરૂદ્ધ હોય છે. સરકારી અદાલતોનો સંપર્ક સાધવામાં આ સમસ્યાઓના કારણે પણ ઈસ્લામી અદાલતોની વ્યવસ્થા અલ્હમ્દુલિલ્લાહ મુસ્લિમ સમાજમાં લોકપ્રિયતા મેળવી રહી છે.

થવું તો એ જોઈતું હતું કે, સમગ્ર દેશમાં આ વ્યવસ્થાની સરાહના કરવામાં આવતી કે, આનાથી મુસ્લિમો અને ખાસ કરીને મુસ્લિમ સ્ત્રીઓને ઘણી સુવિધા મળી રહી છે. અને આ સરકારની તે વિચારધારા સાથે બિલ્કુલ સુસંગત છે કે, વધારેમાં વધારે મતભેદોને કોર્ટ બહાર ઉકેલી નાંખવાની કોશિશ કરવી જોઈએ. પરંતુ દુર્ભાગ્યવશ કોઈ પણ એવી વસ્તુ જે મુસ્લિમો સાથે સબંધ ધરાવતી હોય, તે કોમવાદી પરિબળોની આંખમાં ખૂંચતી રહે છે. આ કારણે દારૂલ કઝા વિરૂદ્ધ ૨૦૦૫માં વિશ્વલોચન મદન નામી માણસે સુપ્રિમકોર્ટનો સંપર્ક સાધ્યો હતો. અને તેમાં આ વ્યવસ્થાને સમાંતર અદાલત ઠરાવતાં તેની ઉપર પાબંદી લગાવવાની દરખાસ્ત કરવામાં આવી હતી. ઓલ ઈન્ડીયા પર્સનલ લો બોર્ડે આ કેસમાં પક્ષકાર બની ભરપૂર લડત આપી. ઉલમા તથા વકીલોએ સાથે મળી લેખિત જવાબ તૈયાર કર્યો અને રાજ્ય તથા કેન્દ્ર સરકારોને પણ, જેઓને મૂળતઃ પક્ષકાર બનાવવામાં આવી હતી,

તે જ મુજબ પોતાનો જવાબ દાખલ કર્યો. અલ્લાહપાકનો શુક્ર છે કે, ૭ જુલાઈ ૨૦૧૪એ જસ્ટીસ સી. કે. પ્રસાદે પોતાનો ચૂકાદો સંભળાવ્યો. ચૂકાદાનો સાર એ છે કે, વિશ્વલોચનની દરખાસ્ત કાઢી નાંખવામાં આવી છે. કોર્ટે પોતાના ચૂકાદામાં કહ્યું છે કે, બે માણસો પોતાના વ્યક્તિગત મતભેદને ઉકેલવા માટે દારૂલ કઝા (ઈસ્લામી અદાલત)માં જઈ શકે છે. અને ઈસ્લામી અદાલતની હેસિયત સમાંતર અદાલતની નથી, કારણ કે તે બળપૂર્વક પોતાનો ચૂકાદો લાગુ નથી કરતી. બન્ને પક્ષો પોતપોતાની મરજીથી જ ચૂકાદો સ્વયં ઉપર લાગુ કરે છે. કોર્ટે એ વાત પણ સ્વીકારી કે આનાથી અદાલતો પર કેસોનું ભારણ ઓછું થાય છે. અલબત્ત, એ વાત સ્પષ્ટ છે કે, જ્યાં સુધી બન્ને પક્ષો રાજી ન હોય, દારૂલ કઝાના ચૂકાદાઓ ભલે શરઈ દૃષ્ટિએ વિશ્વસનીય હોય છે, પરંતુ કાનૂની રીતે તે બન્ને પક્ષ પર લાગુ નથી થતા. આ સ્થિતિ આ ચૂકાદાથી પહેલાં પણ હતી અને હજુ પણ યથાવત્ છે.

આ વાત અત્યંત અફસોસજનક છે કે, પ્રિન્ટ તથા ઈલેક્ટ્રોનિક મીડિયાએ આ ચૂકાદાની બિલ્કુલ સત્ય વિરૂદ્ધ રિપોર્ટીંગ કરી અને એવો ભાવ દર્શાવ્યો કે, અદાલતે ઈસ્લામી અદાલત પર પાબંદી લગાવી દીધી છે. પરંતુ વિચારવાનો મુદ્દો એ છે કે, હવે આ સબંધે મુસ્લિમ સમાજની જવાબદારી શું છે. આ સબંધે સર્વપ્રથમ જવાબદારી એ છે કે, મુસ્લિમો પોતાના પારિવારિક કેસો માટે ઈસ્લામી અદાલતનો જ સંપર્ક સાધતા રહે. ભલે તેમને ફાયદો થાય કે નુકસાન. તેઓ શરીઅતના હુકમ પર પોતાને રાજી રાખે. અલ્લાહ તઆલા કુરૂઆને કરીમમાં ફરમાવે છે : ‘‘આપના પરવરદિગારના સોગંદ ! તેઓ મુસલમાન જ નથી હોય શકતા, જ્યાં સુધી પોતાના પરસ્પરના મતભેદોમાં આપનો (અર્થાત્ શરઈ દૃષ્ટિએ ચૂકાદો આપનારનો) આદેશ નહીં માની લે. પછી અહીંથી જે ચૂકાદો આવે, તેના વિશે મનમાં કચવાટ નહીં અનુભવે અને તે ચૂકાદાની સામે માથું નહીં ઝૂકાવી દે.’’ *(અન્નિસાઅ્ : ૬૫)*

એટલે જે બે મુસ્લિમો વચ્ચે કોઈ મતભેદ ઉભો થાય, તેઓની શરઈ જવાબદારી છે કે, તેઓ પોતે પોતાનો કેસ દારૂલ કઝામાં લાવે. અને બીજા

મુસ્લિમોની જવાબદારી છે કે, તેઓ પોતાના ભાઈઓને અદાલતના ફેરા લગાવવાના, સમય, સંપત્તિ તથા સન્માન ગુમાવવાના બદલે દારૂલ કઝામાં જવાની સલાહ આપે. જો ખુદ મુસ્લિમોમાં આવી માનસિકતા ઘડાય જાય તો પછી દારૂલ કઝા પર કોઈ આંગળી નહીં ઉઠાવી શકે.

આની સાથો સાથ મુસ્લિમોએ એ કોશિશ ચાલુ રાખવી જોઈએ કે દારૂલ કઝાની આ વ્યવસ્થાને કાનૂની રીતે અદાલતી સત્તાઓ મળી જાય. જેમકે કેટલાક કબીલાઈ વિસ્તારોમાં કબીલાઈ પંચાયતોને સરકારે સત્તા આપી છે. આઝાદી પહેલાં પણ ઉલમાઓએ આ પ્રકારના પ્રયત્નો કર્યા છે. અને સ્વતંત્રતા પછી પણ આવી કોશિશો કરવામાં આવતી રહી છે. હજુ પણ આ કોશિશ ચાલુ રહેવી જોઈએ. ક્યારેક પ્રવાસ લાંબો હોય છે, પરંતુ ચાલનાર હિંમત નહીં હારે અને ચાલતો રહે તો અંતે મંઝિલ તેનું સ્વાગત કરે છે અને સફળતા તેના કદમ ચૂમે છે.

# ઈસ્લામની સામાજીક વ્યવસ્થાના નિયમો

## યુરોપની કૌટુંબિક વ્યવસ્થા : વ્યથા તથા ઈલાજ :

કૌટુંબિક (પારિવારિક) જીવન સમાજનો તે પાયાનો પથ્થર છે, જેના ઉપર સભ્યતા તથા સંસ્કૃતિની ઈમારત ઉભી થાય છે. જો સમાજમાં કૌટુંબિક વ્યવસ્થાનું માળખુ તોડફોડ તથા અફરાતફરીનો ભોગ બની જાય તો પછી ભલેને જમીન સોનું ઓકતી હોય અથવા મશીનોમાંથી હિરા-ઝવેરાત નીકળી રહ્યા હોય, જીવન શાંતિથી મહરૂમ (વંચિત) થઈ જાય છે. આજે યુરોપ તથા અમેરિકાની તે દુન્યા, જે રાજકીય તથા આર્થિક હિસાબથી પછાત તથા વિકાસશીલ દેશો માટે ઈર્ષ્યાપાત્ર સમજવામાં આવે છે. કૌટુંબિક વ્યવસ્થામાં ગાબડાં પડવાને કારણે આ જ વિકટ પ્રશ્નનો સામનો કરી રહી છે. જેનું પરિણામ એ છે કે, દૌલતની રેલમછેલ અને ઝડપી ભૌતિક પ્રગતિ છતાં લોકો એક અજાણ્યા અજંપાના શિકાર છે. પોતાની આંતરિક બેચેનીથી ગભરાઈને કોઈ યોગના પાલવમાં આશ્રય લઈ રહ્યો છે, તો કોઈ નશીલી કે ઉંઘની ગોળીઓમાં શાંતિ શોધી રહ્યો છે. અને અંતે જ્યારે આમાંથી કોઈ

પણ ચીજ તેની બેચેનીનો ઉપચાર કરી નથી શકતી, તો અંતિમ પગલાંરૂપે લોકો આત્મહત્યા કરી રહ્યા છે. અને આત્મહત્યા કરનારાઓની સંખ્યામાં દિન-પ્રતિદિન વધારો થઈ રહ્યો છે.

ભૂતપૂર્વ સોવિયેત યુનિયનના છેલ્લા પ્રમુખ ગોર્બાચેવ હવે વિશ્વના રાજકીય ચિત્રપટ પર લગભગ ગાયબ થઈ ગયા છે, પરંતુ તેમની કૃતિ **"Perestroika"** જે તેમણે પોતાના શાસનકાળ દરમિયાન લખી હતી, તે માત્ર સોવિયેત યુનિયન જ નહીં, બલ્કે આખા પશ્ચિમના સામાજિક તથા આર્થિક વ્યવસ્થાની એક હિંમતભરી સમીક્ષાની હેસિયત ધરાવે છે. તે કૃતિમાં તેમણે સ્ત્રીઓ અને કુટુંબ **(Women & Family)**ના શિર્ષકથી તૂટતા કુટુંબો વિશે પણ ચર્ચા કરી છે. તેમણે શરૂમાં લખ્યું છે કે, સ્ત્રી સ્વાતંત્ર્ય ઝુંબેશનું એ પાસું તો નિઃશંક વખાણવાલાયક છે કે, તેના વડે સ્ત્રીઓને પુરૂષો સમાન અધિકારો મળ્યા. સ્ત્રીઓ જીવનના દરેક ક્ષેત્રમાં પુરૂષોના ખભેખભા મિલાવી કામ કરવા સક્ષમ બની, પરંતુ તેઓ આગળ લખે છે :

''પરંતુ આપણા મુશ્કેલ તથા હિંમતભર્યા ઈતિહાસના પાછલા વર્ષોમાં આપણે સ્ત્રીઓના તે અધિકારો તથા જરૂરિયાત પ્રતિ ધ્યાન આપવામાં નિષ્ફળ નિવડ્યા, જે એક માતા તથા ગૃહિણીની હેસિયતથી તેમજ બાળકોના ઉછેરની બાબતમાં તેણીઓની અનિવાર્ય ભૂમિકાથી ઉભી થાય છે. સ્ત્રીઓ વૈજ્ઞાનિક સંશોધનમાં વ્યસ્ત થઈ ગઈ, તેમજ નિર્માણાધીન ઈમારતોની દેખરેખમાં, ઉત્પાદન કામો તથા સેવાઓમાં અને બીજી સર્જનાત્મક પ્રવૃત્તિઓમાં વ્યસ્ત રહી. એ કારણે તેણીઓને એટલો સમય ન મળ્યો કે તે ઘરના રોજીંદા કાર્યો કરી શકે, બાળકોનો ઉછેર કરી શકે અને એક સારૂ પારિવારિક વાતાવરણ સર્જી શકે.''

આપણને આ વાસ્તવિક્તા હવે જાણવા મળી છે કે, આપણી ઘણી બધી સમસ્યાઓ જે બાળકો અને યુવાનોની વર્તણૂંક સાથે આપણી નીતિરીતિ તથા ઉત્પાદન કાર્યો સાથે સબંધ ધરાવે છે એ કારણે પણ ઉભી થઈ છે કે, કૌટુંબિક સબંધોની પકડ ઢીલી પડી ગઈ છે અને પારિવારિક જવાબદારીઓ વિશે એક બેજવાબદાર વર્તન વિકસી રહ્યું છે. આપણે સ્ત્રીઓને દરેક

મામલામાં પુરૂષ સમોવડી ઠરાવવાની જે નિષ્ઠાપૂર્ણ તથા રાજકીય રીતે યોગ્ય ઈચ્છા કરી હતી, આ પરિસ્થિતિ તેનું વિરોધાભાસી પરિણામ છે. પરંતુ હવે આવનારા યુગમાં અમે આ ભૂલ સુધારવાની પ્રક્રિયા શરૂ કરી દીધી છે. આ જ કારણ છે કે અમે પ્રેસમાં, સામાજિક સંસ્થાઓમાં, કામના સ્થળોએ બલ્કે ડ્રોઈંગ રૂમમાં પણ એવી ગરમાગરમ ચર્ચાઓ યોજી રહ્યા છે, જેમાં એ પ્રશ્ન પર બહસ કરવામાં આવી રહી છે કે, સ્ત્રીને તેના શુદ્ધ નારીત્વલક્ષી અભિયાન તરફ પાછી લાવવા માટે ક્યા પગલાં ભરવા જોઈએ.

*(Perestroika, p.117, ed.1987)*

આ એક રાજકીય આગેવાનની ટીપ્પણી છે, જેના સમાજમાં કુટુંબ વિશે અથવા નર-નારીના અધિકારો તથા જવાબદારીઓ વિશે કોઈ પણ પ્રકારના ધાર્મિક મૂલ્યોનો કોઈ વિચાર ક્યાં તો છે જ નહીં, જો થોડાક અંશે છે તો પણ તેનું કોઈ ખાસ મહત્વ નથી. એટલે તૂટતી કૌટુંબિક વ્યવસ્થા પર તેઓનો અફસોસ દર્શાવવો કોઈ ઉચ્ચ આકાશી માર્ગદર્શનના પ્રભાવ હેઠળ નથી, બલ્કે તે માત્ર એ નુકસાનના કારણે છે, જે શુદ્ધ ભૌતિક જીવનમાં તેઓને નરી આંખે દેખાયા. એક મુસલમાનની હેસિયતથી આપણે માત્ર ભૌતિક કે દુન્યવી નફા-નુકસાનને જ જોવાના નથી, બલ્કે આપણા માટે તે આકાશી આદેશોનું પાલન પણ જરૂરી છે, જે કુર્આન શરીફ-હદીષ શરીફના હવાલાથી આપણા માટે ફરજીયાત છે. એટલે કૌટુંબિક વ્યવસ્થાની દુર્દશાથી આપણું માત્ર સામાજિક તથા આર્થિક નુકસાન નથી, બલ્કે દીની વિચાર તથા વ્યવહારના હિસાબથી પણ તે એક બહુ મોટું દૂષણ છે. જે એક મુસ્લિમ સમાજ માટે કોઈ પણ રીતે સહ્ય નથી.

પાછલા વર્ષોમાં બ્રિટનના સત્તાધારી પક્ષના એક સાંસદ સ્ટીફન મિલીગાનનું રહસ્યમય મૃત્યુ આંતરરાષ્ટ્રીય અખબારોમાં ચર્ચાસ્પદ બની ગયુ. અમેરિકી સામયિક ‘ટાઈમ’ મુજબ ૪૭ વર્ષિય સ્ટીફન મિલીગાનની હેસિયત બ્રિટનના સંસદીય રાજકારણમાં એક ઉભરતા સિતારા જેવી હતી, પરંતુ એક દિવસ તેઓ પોતાના રસોડામાં અચાનક મૃત અવસ્થામાં મળી આવ્યા. તે વખતે તેમના શરીર પર કપડા નામની જો કોઈ વસ્તુ હતી

તો તે માત્ર તેમની ટાંગોમાં લેડીઝ મોજા (Stockings) અને મોજાબંધ (ગાર્ટર બેલ્ટ) હતું. શરીર પર કોઈ ઈજાનું નિશાન ન હતું. તેમણે આત્મહત્યા કરી છે, તેનું પણ કોઈ ચિહ્ન ન હતું.

વિશેષજ્ઞોએ જ્યારે તેમના મૃત્યુના કારણોની તપાસ કરી તો જાણવા મળ્યુ કે આ હત્યા કે જાણી જોઈને આત્મહત્યાનો કેસ નથી, બલ્કે તેઓ ખુદ પોતાની હદથી વધારે ભોગવૃત્તિના શિકાર બનેલા છે. નિષ્ણાંતોએ એમ પણ કહયું કે તેઓ એકલા એકલા સેકસ (Solo Sex) માણવાની એક એવી ક્રિયા કરી રહયા હતા કે, જેમાં વધારેમાં વધારે મજા મેળવવા જાઓ તો મગજને ઓકિસજનની સપ્લાય ઓછી થઈ જાય છે. તેમણે આ ક્રિયા સતત એવી રીતે ચાલુ રાખી કે મગજમાં ઓકિસજન પહોંચવાનુ બિલકુલ બંધ થઈ ગયું. તે કારણે તેમનું મૃત્યુ નિપજ્યું.

આ પરિસ્થિતિનું વાસ્તવમાં કારણ એ છે કે જાતીય આવેગ જ્યારે સંતુલિત બિંદુથી આગળ વધે છે, તો પછી તેને કોઈ હદ પર રોકવાનું શક્ય નથી હોતું. પશ્ચિમી વિશ્વના અહેવાલો તેની ગવાહી પુરી પાડે છે કે, જાતીય આનંદ મેળવવાનો શોખ પ્રકૃતિ (નેચર)ની હદો પાર કર્યા પછી એક ન મટનારી પ્યારી પ્યાસ (તૃષ્ણા) બની જાય છે. માણસને જ્યારે આ રોગ લાગુ પડે છે ત્યારે ત્યારે તે આનંદના કોઈ દરજ્જા ઉપર ધરાતો નથી. તે માનવતા તથા સજ્જનતાના એક એક મૂલ્યનું અવમૂલ્યન કરી નાંખે છે તો પણ તેને સંતોષ નથી મળતો. તેની હાલત જલંદરના તે રોગી જેવી છે, જે આજુ બાજુના બધા જ ઘડાઓ ખાલી કરી નાંખે છે, છતાંય તરસ્યોને તરસ્યો જ દુનિયાથી વિદાય લે છે.

આ જ પશ્ચિમી વિશ્વમાં જ્યાં ભોગવાદની નિતનવી ઘટનાઓ આકાર લેતી રહે છે. એવા લોકોની પણ બહુ મોટી સંખ્યા છે, જેઓ આ પરિસ્થિતીથી અત્યંત પરેશાન છે. તે વિચારે છે કે માણસના વ્યકિતગત જીવન ઉપર પણ કંઈક પાબંદી લગાડવાની જરૂરત છે. જેથી તે વિવેકપૂર્વક જીવી શકે. પરંતુ આ ‘‘વિવેકની હદો’’ કઈ છે, અને તેની સુરક્ષા માટે કયા પ્રકારની પાબંદીઓ

જરૂરી છે, આ પ્રશ્નોનો કોઈ યોગ્ય જવાબ નથી. અને અધિભૌતિકવાદ (Metaphysics)થી સંપૂર્ણપણે મોઢુ ફેરવી લીધા પછી કોઈ એવું માપ કે ધારાધોરણ પણ નથી જે વેદ્ય-અવેદ્ય તથા ઈષ્ટ-અનિષ્ટ (જાઈઝ નાજાઈઝ, ખૈર-શર) વચ્ચે સ્પષ્ટ ભેદરેખા દોરી શકે. તેમણે બુધ્ધિ બળે આ ભેદરેખા દોરવાનો પ્રયાસ કરી જોયો, પરંતુ માનવીય ઈતિહાસ એમ કહે છે કે, ખુદાઈ વાણીથી આગળ ગયા પછી માનવીય બુધ્ધિ સામાન્યતઃ પોતાની મનેચ્છાઓની ગુલામ બની જાય છે. તેથી જ ખુદાઈ વાણીથી વંચિત આ બુધ્ધિ ધીમે ધીમે માણસને ઈચ્છાઓની ભૂલ-ભૂલામણી સુધી લઈ આવી, જ્યાં ભટકવા અને ભટકતા રહેવા સિવાય કોઈ ઉપાય નથી.

હવે પ્રશ્ન માત્ર એ છે કે તે કઈ હદ છે જ્યાં માનવીએ રોકાઈ જવું જોઈએ ? આ પ્રશ્નનો સાચો ઉત્તર ખુદાઈ વાણીથી માર્ગદર્શન મેળવ્યા વગર શક્ય નથી. જો એ વાત પર વિશ્વાસ છે કે, માનવી તથા તેની ચારેકોર ફેલાયેલી સૃષ્ટિ ખુદાએ સર્જી છે તો આ વિશ્વાસનો તાર્કિક તકાદો એ છે કે, આ પ્રશ્નનો જવાબ પણ તે જ ''સર્જક''થી પૂછવામાં આવે. આ વિચિત્ર વાત છે કે આજે પણ દરેક અમેરિકી ડોલર પર આ વાક્ય છપાયેલું હોય છે કે, **"In God we trust"** (યાને અમે ખુદા પર વિશ્વાસ રાખીએ છીએ) પરંતુ વ્યવહારમાં ક્યાંય ''ખુદા'' પર ભરોસો નથી દેખાતો. બલ્કે જીવનની દરેક મહત્વપૂર્ણ બાબતમાં તેને સંપૂર્ણપણે ચર્ચાથી બહાર કરી દેવાની ફેશન બની ચૂકી છે.

પ્રશ્ન એ છે કે, જો સાચે જ તમે પેલા ખુદા પર વિશ્વાસ ધરાવો છો, તો શું તેણે સૃષ્ટિને સર્જીને માણસને ખ્વાહિશો, ઈચ્છાઓના ગાઢ અંધકારમાં છોડી દીધો છે ? શું તેણે કોઈ રોશનીની વ્યવસ્થા કરી નથી ? જો સાચે જ તેણે કોઈ વ્યવસ્થા નહીં કરી હોય તો શું તે ભરોસાને લાયક છે ? અને જો તમને વિશ્વાસ હોય કે તેણે કોઈ રોશની-પ્રકાશ તમારા માટે જરૂર મોકલાવ્યો હશે તો તે પ્રકાશની શોધ ચોક્કસ જ ચંદ્ર તથા મંગળ પર ફાંસો નાંખવાથી વધારે જરૂરી છે. કારણ કે તે રોશની વગર તમારા જીવનનો પ્રવાસ હેમખેમ

પુરો થવાનો નથી. પૂર્વના કવિ ડો. મુહમ્મદ ઈકબાલે વર્ષો પહેલાં કહી દીધું હતું :

**ઢૂંઢનેવાલા સિતારોંકી ગુઝરગાહોંકા**
**અપને અફકારકી દુનિયામે સફર કર ન સકા**
**અપની હિકમતકે ખમોપેચમેં ઉલ્જા ઐસા**
**આજ તક ફેસલએ નફઓ દરર કર ન સકા**

ગુજરાત સહિત ભારત તથા યુરોપ-અમેરિકા જ્યાં સો ટકા સાક્ષરતા છે અને જ્યાંની સ્ત્રીઓ બાબતે બહારની દુનિયાને ઉંધા ચશ્મા દેખાડ-વામાં આવે છે. ત્યાંથી શિક્ષિત અને રોજગાર પ્રાપ્ત મહિલાઓ સાથેનો વ્યવહાર યુરોપ-અમેરિકાના જ રિપોર્ટો દ્વારા વર્ણન કરેલ અહેવાલને આધારે રજૂ કરૂં છું.

**નોકરી કરતી સ્ત્રીઓની વ્યથા-કથા :**

ગુજરાત યુનિવર્સિટીના હ્યુમન સાયકોલોજી ડિપાર્ટમેન્ટના એમ.એ. સાયકોલોજીના વિદ્યાર્થીઓના એક વર્ષના સંશોધનના પરિણામો વિશે જાણકારી આપતા ડો. જોન સોરીએ જણાવ્યું કે, આ સંશોધન દરમ્યાન બેંકમાં કામ કરતી સ્ત્રીઓ, ટીચરો, નર્સો અને સરકારી વિવિધ ઓફિસોમાં ટાઈપિસ્ટ તરીકે સેવા બજાવતી ૨૧ થી ૫૬ વર્ષ સુધીની સ્ત્રીઓના અનુભવને સામે રાખવામાં આવ્યા છે. કુલ ૩૦૬ સ્ત્રીઓમાંથી ૨૧૫ વિવાહિત હતી, અને ૮૧ ગેરવિવાહિત હતી. જેમણે દસમા ધોરણથી લઈ એમ.ફીલ. અથવા પી.એચ.ડી. સુધી વિદ્યા પ્રાપ્ત કરેલ હતી. ઉંમરના હિસાબે એમને બે ઝોનમાં વહેંચી હતી. ૨૧ થી ૩૦ વર્ષ સુધીનો પ્રથમ ઝોન અને ૩૧ થી ૫૬ વર્ષ સુધીનો બીજો ઝોન હતો.

ધંધાકિય પ્રવૃત્તિઓવાળી સ્ત્રીઓના પ્રશ્નો અને તેના નિરાકરણના વિષયે માંગેલા લેખિત સવાલો-જવાબોના સંશોધનથી આ પરિણામ પ્રાપ્ત થયુ કે ૬૬% સ્ત્રીઓ પોતાના ઉપલા અધિકારી-ઓફિસરના શોષણનો ભોગ બની ચૂકી છે. જેમાં ૨૧ થી ૩૦ વર્ષની ઉંમરની ૧૮૮ સ્ત્રીઓમાંથી ૮૦%એ સ્વીકાર્યુ કે, તેમની ઉપલા અધિકારીઓ તેમની સ્ત્રી હોવાનો

દુરૂપયોગ કરી યેનકેન પ્રકારે સતામણી કરે છે. ૩૧ થી ૪૦ વર્ષની ઉંમરની સ્ત્રીઓમાંથી ૪૫%નું કહેવુ છે કે, તેમનું શારીરિક શોષણ અને છેડછાડ (છેડતી) થાય છે. પ્રાયવેટ કંપનીઓમાં કામ કરતી ૨૧ થી ૩૦ વર્ષની ૪૩% સ્ત્રીઓને પુરૂષની તુલનામાં ઓછો પગાર મળે છે. જ્યારે કે હોદ્દો અને કામ પુરૂષો જેટલુ જ કરવાનું હોય છે.

સૌથી વધુ અફસોસજનક વાત એ છે કે, ૫૧% નોકરી કરતી સ્ત્રીઓ માનસિક બીમારીઓમાં સપડાયેલ છે. ઘર અને ઓફિસ બન્નેવ તરફથી પૂરતો સહકાર ન મળવાને લઈ તે આ બીમારીઓનો શિકાર બની છે. વધુ તારણ કાઢવામાં આવે તો ૨૧ થી ૩૦ વર્ષની ઉંમરની સ્ત્રીઓ ૬૩% અને ૩૧ થી ૫૬ વર્ષની સ્ત્રીઓમાં ૪૦% માનસિક રોગી માલૂમ પડી.

*(www.patrika.com/news)*

યુરોપિય યુનિયન કમીશનની ૨૦૦૬ની રિપોર્ટ પ્રમાણે સમગ્ર યુરોપમાં દર વર્ષે ૧૦% વિવાહિત યુગલો છૂટાછેડા લઈ પોતાના સબંધો તોડી નાંખે છે. સ્ત્રીઓની એક મોટી સંખ્યા પોતાની સ્વતંત્રતા બલ્કે સ્વછંદતા જાળવી રાખવા શાદી અને ત્યાર બાદ છોકરાઓની જંજતમાં પડવા માટે તૈયાર નથી. રિપોર્ટ પ્રમાણે શાદી-વિવાહના દરમાં દર વર્ષે ૭ થી ૯ ટકાનો ઘટાડો થઈ રહ્યો છે. સ્ત્રીઓને પુરૂષોની તુલનામાં કલાકના દરે ૧૫% પગાર ઓછો મળે છે. દરેક પાંચ સ્ત્રીમાંથી એકને પુરૂષોની મારપીટ વેઠવી પડે છે. યુરોપિય કમીશનના જણાવ્યા પ્રમાણે ૪૦ થી ૫૦ ટકા સ્ત્રીઓને કામકાજ-નોકરી દરમ્યાન પોતાની ઓફિસોમાં જાતિય સતામણી વેઠવી પડે છે.

વિશ્વ સંસ્થાના બાળ વિભાગના રિપોર્ટ પ્રમાણે યુરોપમાં દર વર્ષે દસ લાખ બાળકોને (જેમાં વધુ સંખ્યા બાળકીઓની હોય છે) જાતિય શોષણ માટે વેચી દેવામાં આવે છે. એ જ પ્રમાણે ૩૦% સ્ત્રીઓને પોતાના જીવનમાં ઓછામાં ઓછા એક વખતે જાતિય શોષણનો શિકાર બનાવવામાં આવે છે.

અમેરિકી ન્યાય મંત્રાલય પ્રમાણે દર બે મિનીટે એક અમેરિકી સ્ત્રી

સાથે જાતિય સતામણી થાય છે. વર્ષે ચાર લાખથી પાંચ લાખ જાતિય શોષણના કેસો દાખલ કરવામાં આવે છે. એનાથી બે ઘણી સંખ્યા તે સ્ત્રીઓની છે, જે પોલિસ કેસ કરવાથી સંકોચ અનુભવે છે. એટલે કે અમેરિકામાં વાર્ષિક ૧૨ થી ૧૫ લાખ સ્ત્રીઓની ઈઝઝત લૂંટાઈ છે. અફસોસ એ વાતનો છે કે, આ સ્ત્રીઓમાં દર ૬ માંથી એક છોકરીની ઉંમર ૧૨ વર્ષ અથવા તેનાથી પણ ઓછી હોય છે.

કેનેડામાં સ્ત્રીઓની જાતિય શોષણનો કાયદેસર રેકોર્ડ તો મૌજૂદ નથી, પરંતુ વિવિધ સંસ્થાઓનું કહેવું છે કે, કેનેડામાં સ્ત્રીઓની જાતિય શોષણનો દર અમેરિકાથી અઢી ટકા વધારે છે. એટલે કે અમેરિકામાં વાર્ષિક દસ લાખ શોષણ થાય છે, તો કેનેડામાં તેનો દર સાડા બાર લાખ સુધી પહોંચે છે.

એમનેસ્ટી ઈન્ટરનેશનલના રિપોર્ટ પ્રમાણે અમેરિકામાં તલાકનો દર પ્રતિવર્ષ દસ ટકા વધારા સાથે નોંધાયો છે.

અમેરિકન ફૌજના મેડીકલ સેન્ટર ૨૦૦૩ ઈ.સ.ની એક ઈન્કવાયરીથી માલૂમ પડે છે કે, ૫૫૮ સ્ત્રી ફૌજીઓમાંથી ૨૮ ટકા સ્ત્રીઓએ બતાવ્યું કે, ફૌજી નોકરી દરમ્યાન તેમની ઈઝઝત લૂંટાઈ ગઈ અથવા તેની કોશિશો કરવામાં આવી. આ તો તે સ્ત્રીઓની ટકાવારી છે, જેમણે જાતિય સતામણી વિરૂદ્ધ મોઢું ખોલ્યું. પેન્ટાગોનનો ઈ.સ. ૧૯૮૮નો સર્વે દર્શાવે છે કે ફૌજમાં પુરૂષોની સતામણીનો ભોગ બનેલ નેવું ટકા સ્ત્રીઓ અમુક કારણોસર અધિકારીઓને પોતાની મઝલૂમીની દાસ્તાનનું વર્ણન કરી શકતી નથી.

અમેરિકાની સરકારી ઓફિસોમાં કામ કરતી મહિલાઓ વિશેના ૧૯૮૧ થી ૧૯૮૫ સુધીના સરવેમાં જણાવ્યું છે કે, ત્યાંની કેન્દ્ર સરકારના વિવિધ ડિપાર્ટમેન્ટમાં કામ કરતી ૪૨ ટકા મહિલાઓને સતાવવામાં આવી. અને સ્ટેટ ગવર્મેન્ટની વિવિધ શાખાઓમાં નોકરી કરતી ૭૦ ટકા મહિલાઓની શારીરિક સતામણી એમના માટે રોજીંદો અનુભવ થઈ ચૂકયો છે. *(ઈન્ડિયન એક્ષપ્રેસ, ૩ ઓગષ્ટ ૧૯૮૬)*

એક અમેરિકી કમીશને અમેરિકામાં વધતી જતી શારીરિક સતામણી અને બળાત્કારનું કારણ ત્યાં સ્ત્રીઓના અંગોનું નગ્ન પ્રદર્શન બતાવી તેની ઉપર પાબંદીની માંગણી કરી છે. *(ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, ૧૧ જુલાઈ ૧૯૮૬)*

યુરોપમાં તલાકો (છૂટાછેડા)નું પ્રમાણ વધી રહ્યું છે. ફ્રાન્સમાં તલાકનું પ્રમાણ ૫૦%, કેનેડામાં ૪૦% અને અમેરિકામાં ૫૦% છે. અમેરિકાની ૧૦ મહિલાઓમાંથી ૭ મહિલાઓ છૂટાછેડાનો અનુભવ કરી ચૂકી છે.

***(The Plain Truth, May 1987)***

ઈન્સાયક્લોપિડિયા ઓફ બ્રિટાનિકામાં લખ્યું છે કે, જગતના વધુ ઉદ્યોગો ધરાવતા દેશોમાં છૂટાછેડાનું પ્રમાણ ઘણુ વધ્યું છે. તેનું કારણ સ્ત્રીઓનું આર્થિક રીતે પગભર અને સ્વાવલંબી હોવું છે. *(Vol. III P.586)* એક અંદાજ પ્રમાણે અમેરિકામાં દર અઢાર સેકન્ડે એક સ્ત્રીની તેના ધણી અથવા બોયફ્રેન્ડના હાથે મારપીટ થાય છે. તેમાંથી એક લાખથી વધુ સ્ત્રીઓને ડોકટરી મદદની જરૂરત પડે છે. એક દિવસમાં અંદાજે ચાર સ્ત્રીઓ મરણ પામે છે. *(રીડર ડાયજેસ્ટ, માર્ચ ૧૯૮૭)*

જે પરિબળોએ સ્ત્રીઓની પ્રગતિના નામે તેઓને ચોવીસ કલાક કામે લગાડી દીધી છે, તેઓ જ વાસ્તવમાં સૌથી મોટા અત્યાચારી છે. નહીંતર શરીઅતે તો ન્યાયપૂર્વક બન્નેના કાર્યક્ષેત્રો જુદા જુદા જ રાખ્યા છે. અને તેને ધ્યાનમાં રાખીને જ ઈસ્લામે પારિવારિક તથા સામાજિક કાનૂનો ઘડયા છે. તેમજ સ્ત્રી સાથે સદ્‌વર્તાવને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. આનાથી મોટી વાત કઈ હશે કે, પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના વિદાય પ્રવચનમાં તથા પોતાની અંતિમ વસિયતમાં સ્ત્રીઓ સાથે સદ્‌વર્તાવ પર વિશેષ ભાર મૂક્યો. જે કોઈએ  પ્રાચીન તથા અર્વાચિન સભ્યતાઓ વિષયક સ્ત્રી પુરૂષ વચ્ચે આ જુદા જુદા કાર્યક્ષેત્રની અવગણના કરી છે, તેમણે સ્ત્રી પુરૂષો, બન્ને ઉપર જુલ્મ કર્યો છે. વિજ્ઞાન જેટલી પ્રગતિ કરશે, અને હકીકતોથી પડદાઓ ઉંચકશે, તેટલી જ ઈસ્લામ પ્રત્યે ગલતફહ્‌મી દૂર થશે, અને અસત્યતાનો દુષ્પ્રચાર અર્થહીન થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

## વિવિધ પ્રકારે સ્ત્રીઓનું શોષણ :

સ્ત્રીઓના શોષણ વિશે નેશનલ વુમન કમિશનની એક રિપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે કે, ભારતના ૬૧૨ જીલ્લાઓમાંથી ૩૭૮ જીલ્લા-ઓમાં ૧૧૭૯૪ જગ્યાઓ એવી છે, જ્યાં લોહીનો વ્યાપાર (વેશ્યાવૃત્તિ) થાય છે. ૧૦૧૬ જગ્યાઓ એવી છે, જ્યાં વેશ્યાવૃત્તિ રીતસર એક ધંધા તરીકે કરવામાં આવે છે.

રિપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે કે, કેરળ, આંધ્રપ્રદેશ અને પશ્ચિમ બંગાળ એવા રાજ્યો છે, જ્યાં લગભગ બધા જ જીલ્લાઓમાં શરીર વેચવાનું આ કાર્ય થાય છે. આશ્ચર્યજનક વાત એ છે કે, કેરળ જ્યાં શિક્ષણનો દર સૌથી વધારે છે, ત્યાં પણ શિક્ષિત યુવતીઓ બહુ ખરાબ રીતે વેશ્યાવૃત્તિની ગંદકીમાં સપડાયેલી છે. જરા વિચાર કરો ! ક્યાં પહોંચી ચૂક્યો છે આપણો ભારતીય સમાજ ?

અલ્લાહ તઆલાએ સ્ત્રીને ઘરની જવાબદાર બનાવી હતી, જેથી ફેમિલી સિસ્ટમ સારી રીતે જાળવી રાખે, પરંતુ જ્યારે તે ઘરથી બહાર આવી ગઈ તો પરિણામ એ આવ્યું કે, પિતા પણ બહાર અને માતા પર બહાર અને બાળકો શાળામાં કે નર્સરીમાં અને (ઘરે) તાળુ લાગી ગયું અને હવે ફેમિલી સિસ્ટમ વેરવિખેર થઈ ગઈ. સ્ત્રીનું સર્જન એટલા માટે કરવામાં આવ્યું છે કે, જ્યારે તે ઘરમાં રહેશે, તો ઘરની વ્યવસ્થા પણ કરશે અને સંતાનો તેના ખોળામાં કેળવણી પામશે. માતાનો ખોળો બાળકનું પ્રથમ કેળવણી કેન્દ્ર હોય છે, ત્યાંથી જ તેઓ સંસ્કારો શીખે છે, ત્યાંથી જ તેઓ ચારિત્ર્ય શીખે છે, ત્યાંથી જ જીવન પસાર કરવાની ખરી પદ્ધતિ શીખે છે. આજે પશ્ચિમી સમાજમાં સંતાનોને માતા અને પિતાની હૂંફ પ્રાપ્ત નથી. ફેમિલી સિસ્ટમ બરબાદ થઈને રહી ગઈ છે. સ્ત્રી અન્ય ઠેકાણે કામ કરી રહી છે, તો પુરૂષ બીજી જગ્યાએ કામ કરી રહ્યો છે. બન્ને વચ્ચે દિવસ દરમ્યાન કોઈ સંપર્ક થતો નથી. બન્ને સ્થળે આઝાદ સમાજનું વાતાવરણ છે, તો ઘણી વખતે એ બન્નેનો પરસ્પરનો સબંધ કમજોર પડી જાય છે. અને તૂટવા લાગે છે. તેના

સ્થાને નાજાઈઝ સબંધો બંધાવવાના શરૂ થઈ જાય છે. અને તેના કારણે તલાક સુધી નોબત પહોંચે છે, ઘર બરબાદ થઈ જાય છે.

સ્ત્રી બિચારી સ્વતંત્રતાના ભ્રામક નારાઓથી પ્રભાવિત થઈને ઘરની બહાર આવી ગઈ. અને પ્રોપેગન્ડાના તમામ માધ્યમો વડે હોબાળો કરી કરીને તેને વિશ્વાસ કરાવી દેવામાં આવ્યો. તેમને સદીઓની ગુલામી પછી આજે આઝાદી મળી છે. અને તેમના દુઃખ અને મુસીબતોનો અંત આવી ગયો છે. આવા ભ્રામક નારાઓની આડમાં સ્ત્રીને ઘસડીને રસ્તાઓ પર લાવવામાં આવી, તેને ઓફિસોમાં કારકુન બનાવવામાં આવી, તેને પારકા પુરૂષોના પ્રાઈવેટ સેક્રેટરીનો હોદ્દો આપવામાં આવ્યો, તેને સ્ટેનો ટાઈપીસ્ટ બનાવવાનું સન્માન આપવામાં આવ્યું, તેને વેપાર વધારવા માટે "સેલ્સ ગર્લ" અને "મોડલ ગર્લ" બનવાનું સન્માન આપવામાં આવ્યું. તેના દરેક અંગને જાહેરમાં બદનામ કરીને ગ્રાહકોને દાવત આપવામાં આવી કે, આવો અને અમારાથી માલ ખરીદો. એટલે સુધી કે એ સ્ત્રી જેના માથે પ્રાકૃતિક ધર્મ (ઈસ્લામ)એ આદર અને આબરૂનો તાજ મૂક્યો હતો અને જેના ગળે પાકદામની અને પવિત્રતાનો હાર પહેરાવ્યો હતો, તે વેપારી સંસ્થાઓ માટે એક શો પીસ અને પુરૂષનો થાક દૂર કરવા માટે એક મનોરંજનનું સાધન બનીને રહી ગઈ.

પ્રોપેગન્ડાની શક્તિઓએ આ વિચિત્ર ફિલોસોફી માનસો પર ઠોકી બેસાડી છે કે, જો સ્ત્રી પોતાના ઘરમાં પોતાના પતિ, માં-બાપ, બહેન-ભાઈઓ અને સંતાનો માટે ઘરની વ્યવસ્થા કરે, તો આ કેદ અને અપમાન છે. પરંતુ તે જ સ્ત્રી પારકા પુરૂષો માટે જમવાનું રાંધે, તેમના રૂમની સફાઈ કરે, હોટલો અને વિમાનોમાં તેમની મિજબાની કરે, દુકાનો પર ગ્રાહકોને આકર્ષે અને ઓફિસોમાં પોતાના અધિકારીઓના નખરા સહન કરે, તો આ 'સ્વતંત્રતા' અને 'સન્માન' છે ! *ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન !*

અને પછી અત્યાચારની પરાકાષ્ઠા એ છે કે, સ્ત્રી રોજગાર માટે આઠ-આઠ કલાકની સખત અને અપમાનવાળી નોકરી કરવા છતાં પોતાના ઘરના

કામકાજથી મુક્ત નથી. ઘરની સમગ્ર સેવાઓ આજે પણ પહેલાંની જેમ તેના જ સિરે છે. યુરોપ અને અમેરિકામાં બહુમતિ એવી મહિલાઓની છે કે, જેમને આઠ કલાકની નોકરી કર્યા પછી પોતાના ઘરે પહોંચીને રાંધવાનું, વાસણ ઘસવાના અને ઘરની સફાઈનું કામ પણ કરવું જ પડે છે.

ઈસ્લામે ૧૬ વર્ષની વયના છોકરાને શરઈ પુખ્ત ગણી તેના લગ્નની પરવાનગી આપી છે, પરંતુ ભારતના કાયદાઓ પ્રમાણે તે ૨૧ વર્ષનો અને છોકરી ૧૮ વર્ષની થાય ત્યારે જ લગ્નની પરવાનગી મળે છે. તેના કારણે ગુનાહો કરી તે બાળક હોવાના લઈ છૂટી જાય છે. દિવ્ય ભાસ્કરનો નીચેનો લેખ કાયદામાં સુધારાને અનિવાર્ય ગણી ઈસ્લામી કાયદાનું સમર્થન કરે છે.

આજના પ્રસાર માધ્યમોની અસર અને સામાજિક કારણોને લીધે ૧૪ થી ૧૬ વર્ષના કિશોરો પુખ્ત બની રહ્યા છે, પણ આપણા જરીપુરાણા કાયદાઓ તેમને બાળક ગણતા હોવાથી સમાજમાં વિસંવાદિતા પેદા થઈ રહી છે. તાજેતરમાં દિલ્હીમાં જે યુવતી ગેંગરેપનો ભોગ બની તેની ઉપર ત્રાટકનારા પુરૂષોમાં એક સાડા સત્તર વર્ષના તરુણનો પણ સમાવેશ થતો હતો. જુવેનાઈલ જસ્ટિસ એક્ટ મુજબ વધુમાં વધુ સજા ત્રણ વર્ષની જ થઈ શકે છે. વળી ''બાળ ગુનેગાર''ને જેલમાં રાખવાને બદલે બાળ સુધાર ગૃહમાં રાખવામાં આવે છે. આ ત્રણ વર્ષ દરમિયાન જો તે પુખ્ત બની જાય, તો તેને મુક્ત કરી દેવામાં આવે છે. આપણા ફોજદારી કાયદા મુજબ ૧૭ વર્ષના તરુણને બાળક ગણવામાં આવતો હોવાથી તે ફાંસીની સજાથી તો બચી જશે, પછી ગણતરીના મહિનાઓમાં સુધારગૃહમાંથી બહાર પણ આવી જશે.

નેશનલ ક્રાઈમ રેકોર્ડ્સ બ્યૂરોના આંકડાઓ મુજબ બાળકો દ્વારા જેટલા ગુનાઓ આચરવામાં આવે છે, તેમાંના ૬૪ ટકા ગુનાઓ ૧૬-૧૮ની વયજૂથમાં રહેલા બાળકો દ્વારા આચરવામાં આવે છે. ઈ.સ. ૨૦૧૧માં દેશમાં કુલ ૩૩,૮૮૭ બાળ ગુનેગારોની ધરપકડ કરવામાં આવી હતી. તેમાંના ૧૨૧૧ બાળકો ૭-૧૨ની વયજૂથના હતા. ૧૨-૧૬ની વયજૂથના બીજા ૧૧,૦૧૯ બાળકો હતા અને સૌથી વધુ ૨૧,૬૫૭ બાળ

ગુનેગારો ૧૬-૧૮ની વયજૂથના હતા. આંકડાઓ એમ કહે છે કે, ‘‘બાળકો’’ દ્વારા આચરવામાં આવતી રેપની ઘટનાઓમાં ૧૮૮ ટકાનો ઉછાળો આવ્યો છે. ૧૬-૧૮ની વયજૂથના બાળકો દ્વારા અન્ય ગુનાઓ પણ વધી રહ્યા છે.

જુવેનાઈલ જસ્ટિસ એક્ટમાં ફેરફાર કરીને ૧૬ વર્ષના તરુણને ‘પુખ્ત’ જાહેર કરી દેવાથી સમસ્યાનો અંત આવવાનો નથી. વર્તમાન કાયદાઓ મુજબ જો કોઈ ૧૮ વર્ષનો પુરૂષ ૧૬ વર્ષની કન્યા સાથે ભાગીને લગ્ન કરે તો તેની ઉપર દુષ્કર્મનો તેમજ અપહરણનો ગુનો દાખલ કરવામાં આવે છે. ૧૬ વર્ષની કન્યા જો પોતાની મરજીથી આ પુરૂષની પત્ની બની હોય તો પણ કાયદો તેને માન્યતા આપતો નથી અને તેમના સબંધો ‘‘દુષ્કર્મ’’ જ ગણાય છે.

૧૬-૧૮ની વયજૂથની કોઈ સગીર કન્યા પોતાની મરજીથી પોતાના પ્રેમી સાથે ભાગી જાય છે, ત્યારે આ સબંધને મંજૂર ન કરનારા કન્યાના સબંધીઓ પુરૂષ સામે અપહરણનો અને દુષ્કર્મનો કેસ કરે છે. કારણ કે ૧૬ વર્ષની કન્યાને નાદાન માનવામાં આવે છે અને તેની સંમતિથી બાંધવામાં આવેલા શારીરિક સબંધને પણ ‘દુષ્કર્મ’ માનવામાં આવે છે. આ કન્યા ૧૮ વર્ષની ઉંમર વિતાવી જાય અને બાળકની માતા બને તે પછી પણ તેનો પતિ જેલમાં સબડ્યા કરે છે. જો ૧૬ વર્ષની કન્યાને પોતાની મરજીથી પરણવાની અને પોતાના પતિ સાથે જાતીય સબંધો બાંધવાની છૂટ આપવામાં આવે, તો આ પ્રકારના દુષ્કર્મના હજારો કિસ્સાઓ ઘટી જાય તેમ છે. *(દિવ્ય ભાસ્કર : ૬-૧-૧૩)*

## ઈસ્લામિક અર્થવ્યવસ્થાના નિયમો

સંસારી જીવન છોડી સન્યાસી જીવન અપનાવવાને ઈસ્લામ બિલ્કુલ પસંદ કરતો નથી. ઈસ્લામે માણસની રોઝી-રોટીની કોશિશો અને તેના માટેની ફિકરો કરવાને ફક્ત જાઈઝ નથી કર્યું, બલ્કે તેને જરૂરી અને ફર્જ પણ ફરમાવ્યું છે. માણસની આર્થિક પ્રગતિને ઈસ્લામ પસંદ કરે છે અને હલાલ કમાઈને ઈસ્લામના બીજા મહત્વના ફર્ઝોની જેમ એક ફર્ઝ ફરમાવ્યો છે. પરંતુ આ બધી બાબતો સાથે આ હકીકત પણ એટલી જ સાફ અને

સ્પષ્ટ છે કે, ઈસ્લામની નજરમાં માણસનો બુન્યાદી અને જરૂરી હેતુ ફક્ત રોઝી કમાવુ નથી.

ઈસ્લામી અર્થતંત્ર અને બીજા અર્થતંત્રો વચ્ચે બુન્યાદી અને મહત્વનો ફર્ક એ જ છે કે, બીજા અર્થતંત્રોએ રોઝી-રોટી કમાવાને જીવનનો બુન્યાદી હેતુ બનાવ્યો છે. અને ઈસ્લામી અર્થતંત્રમાં રોઝી-રોટી મેળવવા મહેનત કરવી જરૂરી છે, પરંતુ તેને જીવનધ્યેય અને હેતુ બનાવવો સહીહ નથી.

ઈસ્લામે આર્થિક મસાઈલમાં ભૌતિકતા (માદ્દીયત)ની સાથે રૂહાનિયતનો પણ પૂરેપૂરો ખ્યાલ રાખ્યો છે. સૌપ્રથમ એ દર્શાવ્યુ કે માલ-દૌલત ઉપર પહેલી અલ્લાહપાકની માલિકી છે. **"વઆતૂહુમ મિમ માલિલ્લાહિલ્લઝી આતાકુમ"** અને ગરીબો-નાદારોને તે માલમાંથી આપો, જે અલ્લાહપાકે તમોને આપ્યો.

આ પ્રમાણેની સંખ્યાબંધ આયતો છે, જેમાં માલ-દૌલત વિશે દર્શાવવામાં આવ્યુ કે, એ તમારી માલિકી નથી, બલ્કે તમારી પાસે અમાનત છે. તેનો વપરાશ શરીઅતે બતાવ્યા પ્રમાણે કરવાનો છે. કારૂનની જેમ પોતાનો માલ કહી તેના ઉપર કબ્ઝો જમાવવાનો નથી, બલ્કે તેમાં અલ્લાહ તઆલાએ નક્કી કરેલ ઝકાત, ઉશ્ર, સદકા, કુર્બાની, કફ્ફારા વગેરે હક્કો અદા કરવાના છે. તે સાથે દરેક વ્યક્તિએ કોઈના ઉપર બોજારૂપ થવાને બદલે પોતાની રોજી કમાવવા માટે પરસેવો પાડીને પણ મહેનત મજૂરી કરવી જરૂરી છે. તેને એક શરઈ જવાબદારી દર્શાવી છે. અને તેની ફઝીલત પણ દર્શાવી છે. એક હદીષ શરીફમાં છે કે, "કોઈ માણસ પોતાની જાત મહેનતથી કમાઈને જે ખાવા ખાય છે, તેનાથી વધુ સારૂ કોઈ ખાણું નથી." ખરેખર મજબૂરી સિવાય ભીખ માંગવાની સખ્ત વઈદ દર્શાવવામાં આવી છે. ધંધો કરવામાં સચ્ચાઈ અને નિષ્ઠા જરૂરી છે. પોતાનું વેચાણ વધારવા જૂઠી કસમો ખાવી મોટો ગુનોહ છે. ખામીવાળો કે બગડેલો માલ ચોખવટ કરી વેચવો જોઈએ. હદીષ શરીફમાં છે કે, જેણે ધોકો આપ્યો, તેનો મારી સાથે કોઈ સબંધ નથી. *(તિરમિઝી શરીફ)* ધંધામાં બધા જ વ્યવહારો વ્યાજ તથા જુગારથી સંપૂર્ણ પાક હોવા જરૂરી છે.

ઈસ્લામી અર્થવ્યવસ્થામાં વ્યાજ તથા સટ્ટાને હરામ ઠેરવવામાં આવ્યો. વ્યાજુ વ્યવહાર માટે ઈસ્લામે કોઈપણ પ્રકારની છૂટછાટ આપી નથી. કુર્આન શરીફમાં વ્યાજખોરોને અલ્લાહપાક તથા તેના રસૂલ (સલ.) તરફથી ખુલ્લી જંગ-લડાઈનું એલાન કરવામાં આવ્યુ છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજને અલ્લાહપાકના અઝાબનું કારણ દર્શાવ્યું અને ફરમાવ્યું કે, જે વસ્તીમાં વ્યાજ તથા ઝીના (વ્યભિચાર) ફેલાય છે, તો તે લોકો અલ્લાહપાકના અઝાબને દઅવત આપે છે. આપ (સલ.)એ વ્યાજુ વ્યવહારને પોતાની માં સાથે ઝીના કરવા કરતાં પણ સિત્તેર ઘણો મોટો ગુનોહ બતાવ્યો છે. *(હાકિમ, ઈબ્ને માજહ)*

એ જ પ્રમાણે સટ્ટો પણ ઈસ્લામમાં બહુ મોટો ગુનોહ છે. કુર્આન શરીફમાં તેને હરામ દર્શાવ્યો છે. *(માઈદહ-૯૦)* એ જ પ્રમાણે ભવિષ્યના વાયદાના સોદાની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે. આપે ફરમાવ્યું કે, જે માણસ અનાજ ખરીદે, તે તેને ત્યાં સુધી ન વેચે, જ્યાં સુધી તેના ઉપર કબ્ઝો ન કરી લે.

જુગાર, સટ્ટો, દારૂ, સ્વાર્થ, દગો, છેતરપિંડી, શોષણ, મિલાવટ, ખોટી અફવાહો, જૂઠ, સંગ્રહખોરી, ધોકાબાજી, ખિયાનત તથા વેચાનારી વસ્તુ ઉપર કબ્ઝો કર્યા વગર બીજાને વેચવાની **(Forward)** મનાઈ ફરમાવવામાં આવી છે. એ જ રીતે કોઈ એક પક્ષનો નફો ચોક્કસ નિશ્રિત કરવો અને બીજાનો નફો અનિશ્રિત તથા શંકાશીલ હોય તો તે પણ વ્યાજુ વ્યવહાર ગણાશે. એક આયતમાં ફરમાવ્યું કે, તમો અંદરો-અંદર એકબીજાનો માલ ખોટી અને નાજાઈઝ રીતે ન ખાઓ. હા, વેપાર કરી પરસ્પર એકબીજાની રાજીખુશીથી લઈ શકો છો. આ આયતમાં લાંચ, રૂશ્વત, ચોરી, ધાડ, લૂંટ, અત્યાચાર, મજબૂરીનો સોદો તથા અનિતિના બધા જ પ્રકારના સોદાઓથી મનાઈ ફરમાવવામાં આવી છે.

હાલની મૂડીવાદી વ્યવસ્થાના જે નિયમો ઈસ્લામની વિરૂધ્ધ છે, તેમાં વ્યાજ, સટ્ટો, ધોકાબાજી તથા જૂઠ પ્રથમ ક્રમે છે. ૧૯૩૧ની વિશ્વ આર્થિક

મંદી બ્રિટીશ સામ્રાજ્યની પડતીનું કારણ બની અને ૨૦૦૮નું આર્થિક સંકટ અમેરીકી સામ્રાજ્યના અંતની આગાહી કરી રહ્યું છે.

ઈસ્લામી આર્થિક વ્યવસ્થામાં ''આખલા'' અને ''રીંછ''ની કોઈ આવશ્યક્તા નથી. અહિંયા તો ફક્ત મૂડી રોકવાવાળા હોય છે. જે લાંબા-ટૂંકા ગાળા માટે મૂડી રોકાણ કરે છે. જેનો હેતુ આર્થિક સફળતા પ્રાપ્ત કરવાનો તથા રાજકીય અને સામાજીક રીતે શાંત વાતાવરણ બાકી રાખવાનો છે. જ્યારે યુરોપિય વ્યવસ્થામાં સટ્ટોરીઓ માટે આખલા અને રીંછના ઉપનામો રાખવામાં આવ્યા છે. પોતાની પાસે કોઈ વસ્તુ ન હોવા છતાં બનાવટી રીતે વેચવા (રીંછ) અને પોતાની પાસે રકમ ન હોવા છતાં બનાવટી ખરીદારી (આખલા) દ્વારા શેર માર્કેટ અને બીજી વસ્તુઓના ભાવમાં ઉતાર-ચઢાવ કરવો.

ઈસ્લામી આર્થિક નિતિનો સૌથી જરૂરી હેતુ એ છે કે, તેનાથી એક એવી વ્યવસ્થા સ્થાપવામાં આવે જે સાદી, સરળ અને કુદરતી (નેચરલ) હોય. જેમાં દરેક વ્યક્તિ કોઈપણ દબાણ વગર કુદરતી રીતે પોતાની લાયકાત, સમજ અને અનુભવથી કામ લે. અને આ બાબત બજારમાં આવતી વસ્તુ (સપ્લાય) અને તેની માંગ (ડીમાન્ડ)ના વ્યવસ્થિત વપરાશ વગર શક્ય નથી.

બીજો હેતુ એ છે કે, હકદારને તેનો હક પૂરેપૂરો મળવો જોઈએ. જેમાં ધંધા-રોજગારમાં ભાગીદાર કે કર્મચારી વર્ગ સિવાય સમાજના અમૂક તે ગરીબ, નાદાર, બેવા, યતીમ વ્યક્તિઓ પણ શામેલ છે, જેમની લીસ્ટ કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં મૌજૂદ છે.

ત્રીજો હેતુ જેનું ઘણું મહત્વ છે. તે એ કે માલ-દૌલત ઉપર અમૂક ઉદ્યોગપતિઓ કે કંપનીઓની મોનોપોલી ન હોય, બલ્કે રૂપિયો સમાજમાં વધુથી વધુ ફરતો રહેવો જોઈએ. જેથી સમાજના બધા જ વર્ગો તેનાથી લાભ ઉઠાવે. એટલા જ માટે જંગલ, ખાણ, ઉજ્જડ જમીન અને સમુદ્રના શિકાર, ઘાસ, સમુદ્ર, નદીઓ વગેરે જે પેદાઈશના અસલ સ્ત્રોતો છે. તેના

ઉપર કોઈની ઈજારદારી બાકી ન રાખતા બધા માણસોને તેનાથી લાભ ઉઠાવવાની પરવાનગી આપી. લાયસન્સ અને પરમીટ સિસ્ટમમાં મોટા ઉદ્યોગપતિઓ જ ફાયદો ઉઠાવી લે છે. એ જ પ્રમાણે બેંકોની લોન તથા વીમા કંપનીઓની મૂડીથી માલદારો જ વધુથી વધુ ફાયદો ઉઠાવે છે, અને નાના વેપારીઓ વંચિત રહે છે.

સાથે પ્રાઈવેટ ભાગીદારી (પૈસા આપી કે પૈસા અને ધંધામાં શરીક થઈ)ના ધંધાઓમાં નફા-નુકસાનની ભાગીદારી સાથે ધંધો જાઈઝ ફરમાવ્યો. જેથી વ્યાજની બુરાઈથી બચી શકાય. અને વ્યાજખોરો વધુથી વધુ ફાયદો ન ઉઠાવે તેનો ખાસ ખ્યાલ રાખ્યો. તથા મજૂરવર્ગને પસીનો સુકાતા પહેલાં મજૂરી અને યોગ્ય વળતર આપવાની તાકીદ કરી. તથા મજૂર કે કર્મચારી માટે કામચોરી કે ટાઈમચોરીથી બચવાને જરૂરી ઠેરવ્યુ. તેમાં ઉણપ રાખવાથી કમાઈ હરામ થઈ જશે, અને સખ્ત ગુનેહગાર થશે.

સંગ્રહખોરીને પણ સખ્ત નાપસંદ ફરમાવી છે. તેનું કારણ પણ એ જ છે કે, અમૂક લોકો વધારે નફો કમાઈને બીજા લોકોને નુકસાન પહોંચાડે છે. ઈસ્લામી આર્થિક નિતિમાં સમાજના કચડાયેલા વર્ગને ઉપર ઉઠાવવાના હેતુસર લોકોને સમજાવવામાં આવ્યું છે કે, તમારા માલ-દૌલત ઉપર હકીકતમાં તમારી માલિકી નથી, બલ્કે તેના અસલ માલિક અલ્લાહપાક છે. તેની તૌફીક અને ફઝલો-કરમથી જ તમે માલના માલિક થયા છો. માટે તેણે જે લોકો માટે ખર્ચ કરવાનું કહ્યું છે, તેમના ઉપર ખર્ચ કરવામાં આવે.

સમાજના વધુથી વધુ નાદાર-ગરીબ લોકો સુધી માલ પહોંચે એ હેતુસર અમૂક વસ્તુઓ ફર્જ તથા વાજિબ કરી દીધી.

- જેમાં સૌપ્રથમ **ઝકાત** છે. દરેક તે વ્યક્તિ જે સોનું, ચાંદી, પશુઓ અને વેપારનો માલ, જાયદાદ વગેરેનો ઈસ્લામી નિસાબ પ્રમાણે માલિક હોય. તેને વર્ષ પુરૂ થયા બાદ પોતાના માલમાંથી અઢી ટકા ઝકાત આપવી ફર્ઝ છે. જેમને આપવાની છે, તે આઠ પ્રકારના લોકો બધા જ નાદાર અને મુફલિસ હોવાને લઈ હકદાર સાબિત થાય છે.

- **ઉશ્ર** : જે જમીનો શરઈ દૃષ્ટિએ ઉશ્રી છે, તેમાં ખેતીવાડીની કુલ પેદાઈશનો દસમો ભાગ ગરીબોને આપવો જરૂરી છે. ઉશ્ર હકીકતમાં જમીનથી પેદા થતી વસ્તુઓની ઝકાત છે.
- **સદકએ ફિત્ર** : શરઈ દૃષ્ટિએ દરેક માલદાર વ્યક્તિ દીઠ પોણા બે કિલો ઘઉં અથવા તેની કિંમત ગરીબો, બેવાઓ, યતીમો ઉપર ખર્ચ કરવામાં આવે છે. આ રકમ પોતાના તરફથી તથા પોતાના નાબાલિગ (નાના બાળકો) અવલાદ તરફથી પણ આપવામાં આવે છે. આના માટે પૂરા વર્ષ (ઝકાતની જેમ) માલદાર હોવું પણ જરૂરી નથી. માટે ઝકાતથી વધુ આનો વિસ્તાર ફેલાયેલો છે.
- **કુર્બાની** : એ જ પ્રમાણે કુર્બાનીના ગોશ્ત, ચામડા વગેરેથી પણ ગરીબોને ઘણો મોટો લાભ થાય છે.
- **કફ્ફારો** : કોઈ વ્યક્તિ કારણ વગર રમઝાનના રોઝા ન રાખે અથવા તોડી નાંખે અથવા કોઈ મુસલમાનને ઈરાદા વગર કત્લ કરી દે, અથવા પતિ પોતાની પત્નીથી ‘‘ઝિહાર’’ કરે (પત્નીને પોતાની માંની જેમ હરામ કહે) અથવા સોગંદ (કસમ) ખાઈ તેને પૂરી ન કરે. આ બધા સંજોગોમાં તેણે ગરીબ, નાદારોને રૂપિયા અથવા ખાવા-કપડાંના રૂપમાં અમૂક રકમ કે ખાવા ખવડાવવાનું હોય છે.
- **નફકહ** (ખાધા ખોરાકીનો ખર્ચ) : પોતાના નાદાર સગા-સબંધીઓ અથવા જેમની જવાબદારી આપણા શિરે જરૂરી છે, એવા લોકોનો સંપૂર્ણ ખર્ચ ઉઠાવવો ફર્જ છે. જેમકે પત્ની, બાળ-બચ્ચાં વગેરે. અને અમૂકનો ખર્ચ માલદાર હોવાની શર્તે કે સગાઈનો સબંધ વધુ નજીક હોવાની શર્તે પણ જરૂરી થઈ જાય છે. આની વધુ વિગત ફિકહની કિતાબોમાં સવિસ્તાર રજૂ થયેલ છે.
- **વારસા વહેંચણી** : આ મહત્વનો વિભાગ છે. જેના દ્વારા ઈસ્લામે દરેક સબંધીનો હક્ક ફરજીયાત નક્કી કરી દીધો છે. યુરોપના આર્થિક નિષ્ણાંતોએ પણ ઈસ્લામના આ વિભાગને અર્થતંત્ર માટે ઘણો લાભકારક

અને સમાજમાં સમાનતા તથા માલ-દૌલતની બરાબર વહેંચણી માટે ખૂબ ફાયદાકારક ગણ્યો છે. દરેક નજીકના સબંધીને તેનો હક્ક મળે છે. સ્ત્રી વર્ગ પણ ખાસ મોટો હિસ્સો મેળવે છે. કારણ કે એક જ સ્ત્રીને માં, પત્ની, બહેન, પુત્રી અને અમૂક સંજોગોમાં દાદી તરીકે પણ અલગ-અલગ રીતે હિસ્સાઓ મળે છે. નાની-મોટી અવલાદનો કોઈ ફર્ક નથી થતો. કોઈ વારિસને વંચિત નથી કરી શકતા. કોઈ વારિસ માટે તેના ભાગ સિવાયની વસીય્યત કરવાની મનાઈ છે. મૃત્યુ પામનાર પોતાના માલ-માંથી ⅓ માલની વારસદારો સિવાય માટે વસીય્યત કરી શકે છે. આ પ્રમાણે માલ સમાજના બધા જ સભ્યો સુધી પહોંચાડવામાં આવે છે.

## ઝકાતના હેતુઓ અને
## સામૂહિક સામાજિક જીવન ઉપર તેની અસરો

ઝકાતના સામૂહિક હેતુઓ ઝકાતના હકદારો બાબતની આયત ઉપર વિચાર કરવાથી જ માલૂમ પડે છે. જેમાં ગરીબો, મોહતાજો, ગુલામો, કર્જદારો અને મુસાફિરોની મદદ થાય છે. જેના મારફતે સમાજમાંથી ગરીબી દૂર થાય છે.

ઝકાત ઈસ્લામી આર્થિક નિતીનો મહત્વનો અંગ છે. જે બાહ્ય તથા આંતરિક જીવનના બધા જ પાસાઓ (સંરક્ષણ, રાજકારણ, નૈતિકતા, ઈબાદતો-ઉપાસના, સંસ્કૃતિ અને અર્થતંત્ર) માટે મદદરૂપ થઈ બધી જ બાબતોએ પગભર થવા તથા સ્વાવલંબી બનવા માટે સહયોગ આપે છે.

ઝકાતનો બીજો ફાયદો આધ્યાત્મિક (રૂહાની) બાબતે પણ છે. ઈસ્લામે રૂહાની વ્યવસ્થાને પરિપૂર્ણ કરવા માટે ત્રણ બાબતોને મહત્વની ગણી છે :

- સમાજના બધા જ માણસોને સ્વતંત્રતા હોવી જોઈએ. અને કુર્આન પાકમાં ઝકાતના હકદારોમાંથી એક "ગુલામોની મુક્તિ"ના શબ્દોથી સંબોધી તેને ઉચ્ચ દરજ્જો આપ્યો.
- સમાજની દરેક વ્યક્તિમાં એવી ભાવના અને જઝબો પેદા કરવામાં

આવે કે તે પોતાનો કિંમતી માલ સમાજના અખ્લાકી અને ભૌતિક (માદ્દી) ફાયદાઓ માટે ખર્ચ કરવા તત્પર રહે. આ હુકમ ઝકાતવાળી આયતમાં ''કર્ઝદારો''ના શબ્દથી વર્ણન કરવામાં આવ્યો છે.

- તે અકીદાઓ (માન્યતા) અને શિક્ષણની રક્ષા કરવામાં આવે, જે માનવીની આધ્યાત્મિક (રૂહાની) સફાઈ માટે ઉતારવામાં આવ્યા છે. ખાસ કરીને અલ્લાહપાકથી સબંધ મજબૂત કરનારા અહકામોથી એનો સીધો સબંધ છે. માટે તેને ઝકાતના હકદારો દર્શાવતી આયતમાં 'અલ્લાહપાકના રસ્તામાં'ના પવિત્ર શબ્દોથી સંબોધવામાં આવ્યું છે.

ઝકાત જાહેરી દ્દષ્ટિએ એક માલી વ્યવસ્થા છે. પરંતુ તેનો સબંધ માન્યતાઓ (અકાઈદ), ઈબાદતો (ઉપાસના), અખ્લાક (નૈતિકતા), રાજકારણ વગેરે બધાથી જ છે.

## માલદાર-ગરીબનો ફર્ક

ઝકાતનો હેતુ ફક્ત મદદ કરી કોઈની ટાઈમપરવારી ગરીબી મોહતાજી દૂર કરવાનો નથી, બલ્કે માલિક બનાવવા (Ownership)ના કાયદાને વિશાળતા અર્પણ કરી વસ્તુના માલિકોની સંખ્યા વધારવી પણ ઝકાતનો ખાસ હેતુ છે. અર્થાત્ સમાજમાંથી ગરીબી દૂર કરી સમાજને માલદાર બનાવવો પણ છે.

## ઝકાત બાબતે ગેરમુસ્લિમોના મંતવ્યો

**પ્રો. શ્રી થોમ્સ ઓર્નલ્ડ** પોતાના પુસ્તક ''ઈસ્લામી દઅવત''માં ઈસ્લામી શિક્ષણની વિશિષ્ટતા દર્શાવતા લખે છે કે, આપણે જોઈએ છીએ કે હજની વ્યવસ્થા સાથે એક બીજી વ્યવસ્થા ''ઝકાત'' અદા કરવાની પણ છે. જે મુસ્લિમોને કુર્આની આદેશ ''મુસ્લિમો આપસમાં ભાઈ-ભાઈ છે''ની યાદ તાજી કરાવે છે. આ એક દીની (ધાર્મિક) દ્દષ્ટિકોણ છે. જે ઘણી જ આશ્ચર્યજનક રીતે ઈસ્લામી સમાજમાં ઘણી સારી રીતે પ્રગટ થઈ રહ્યો છે. અને નવમુસ્લિમ માટે અમલી હમદર્દીનો સૌથી વધુ પ્રેરક છે. અને ચાહે તેનો સબંધ કોઈ પણ કૌમ, રંગ અને વંશથી હોય તેને મુસ્લિમોના સમૂહમાં

તરત કબૂલ કરી લેવામાં આવે છે. અને બંધુત્વભાવનાના આધારે તેને બીજા મુસ્લિમોના સમકક્ષ દરજ્જો પ્રાપ્ત થઈ જાય છે.

**ડો. લ્યુડરૂશ** લખે છે કે, મને ઈસ્લામમાં બે એવા સામાજિક પ્રશ્નોનો હલ (નિરાકરણ) મળી ગયો, જેણે વિશ્વને પરેશાન કરી નાંખ્યુ છે. એક કુર્આન શરીફનો આ આદેશ જેમાં ફરમાવ્યું કે, "મુસલમાન આપસમાં ભાઈ-ભાઈ છે" આ સામ્યવાદનો શ્રેષ્ઠ નિયમ છે.

અને બીજી દરેક માલદાર વ્યક્તિ ઉપર ઝકાત ફર્ઝ કરવાનો કાયદો જે સમાજમાંથી ગરીબી દૂર કરવામાં ઘણો અસરકારક પુરવાર થયો છે.

એક બીજા ગેરમુસ્લિમ લેખક લખે છે કે, માનવ ઈતિહાસમાં ઝકાતની આ અનોખી વ્યવસ્થાની બુન્યાદ સૌપ્રથમ ઈસ્લામે નાંખી. ઝકાતની વ્યવસ્થાએ ગરીબ અને વિકલાંગ લોકો માટે ઘણી મોટી રાહત કરી દીધી અને ન્યાયિક સામૂહિકતાના રસ્તામાં જે રૂકાવટ હતી, તેને દૂર કરી દીધી. એક જ દેશના વિવિધ વર્ગો દરમ્યાન માનવ એકતા કાયમ કરી સાબિત કરી દીધું કે ઈસ્લામની બુન્યાદ કુસંપ અને નફરત આધારિત નથી.

પ્રખ્યાત ફ્રાન્સીસી લેખક **મોસીન્યુન** લખે છે કે, ઈસ્લામની ખૂબી આ છે કે, તે સમાનતા અને બંધુત્વભાવનાને સખ્તી સાથે અમલમાં લાવવા માંગે છે. આ હેતુ માટે તેણે ઝકાત ફર્ઝ કરી દીધી છે. ઈસ્લામ વ્યાજુ કર્જની વિરૂધ્ધ છે. સાથે પ્રાથમિક જરૂરતની વસ્તુઓ ઉપર ટેક્ષ લગાડવાનો પણ વિરોધી છે. સાથે તે પ્રાયવેટ માલિકી હક્કો અને રોકાણકારી કરવાનો સમર્થક છે. આ પ્રમાણે તે મૂડીવાદ અને સામ્યવાદ બન્નેવના દષ્ટિકોણથી વિપરિત એક ન્યાયિક સમાનતાના આધારે ચાલે છે.

નોદાણી ટ્રસ્ટની રિપોર્ટ દાવો કરે છે કે, ભારતમાં લગભગ વીસ કરોડ લોકોને ભૂખા પેટે રાત્રિ પસાર કરવી પડે છે.

કેન્દ્ર સરકારના કહેવા પ્રમાણે દેશની વસ્તીના કુલ ૩૭ ટકા લોકો ગરીબી રેખા હેઠળ જીવી રહ્યા છે.

સરકાર નિયુક્ત અર્જુનસીંગ ગુપ્તા કમિટીના રિપોર્ટ પ્રમાણે ૮૩ કરોડ લોકો વીસ રૂપિયા રોજથી જીવન પસાર કરે છે.

વર્લ્ડ બેંકના રિપોર્ટ પ્રમાણે ૭૬.૫% લોકો બે ડોલરથી ગુજરાન ચલાવે છે.

યુ.એન.ઓ.ની સંસ્થા વર્લ્ડ ફુડ પ્રોગ્રામની તાજા રિપોર્ટ પ્રમાણે જગતભરના સૌથી વધારે નાગા અને ભૂખા ભારતમાં છે. જેમની સંખ્યા ૩૩ કરોડ છે.

તેંડુલકર કમિટી પ્રમાણે ૩૭ ટકા લોકો ગરીબી રેખાથી પણ નીચલા સ્તરનું જીવન જીવી રહ્યા છે. જ્યારે એન. સી. સક્સેના કમિટીના રિપોર્ટ પ્રમાણે ૫૦ ટકા લોકો ગરીબ છે.

## વેપારની વ્યાખ્યા

આપસી રાજીખુશીથી માલના બદલામાં માલની અદલાબદલી (હેરફેર)ને વેપાર કહેવામાં આવે છે. *(કશ્શાફ ઈસ્તિલાહાતે ફુનૂન)*

આનાથી સ્પષ્ટ થયું કે, બન્નેવ તરફથી માલ હોવો જોઈએ. જો એક તરફથી માલ હોય અને બીજી તરફથી કાંઈ જ ન હોય તો તેને વેપાર નહીં કહેવામાં આવે. બલ્કે તે હિબા (બક્ષિસ) અથવા વસિય્યત (વિલનામું) હશે. અને જો એક તરફથી માલ હોય અને બીજી તરફથી નફો હોય, અર્થાત્ કોઈ ભૌતિક વસ્તુ ન હોય તો પણ એને વેપાર કહેવાશે નહીં. જેમકે શિક્ષણ-તઅલીમનો પગાર કે તેમાં ઉસ્તાદ-શિક્ષક તરફથી નફો હોય છે, માલ નથી હોતો. તેને ઈજારા (ભાડેથી) કહેવામાં આવે છે.

વેપારના પાયારૂપ સ્થંભો બે છે : એક તરફથી વસ્તુ વેચવા કે ખરીદવાની ઓફર (ઈજાબ) અને બીજી વ્યક્તિ તરફથી હા (કબૂલ) પાડવી.

**વેપાર (સોદો) સંપૂર્ણ થવા માટેની શર્તો :**

અમૂક શર્તો લેનાર-વેચનાર બન્નેવથી સબંધિત છે. જેમકે...

- બન્નેવનું સમજદાર, હોશ-હવાસવાળુ હોવુ, નાબાલિગ (બાળક) જે સમજદાર હોય. તે જ પ્રમાણે કમઅકલ (ઓછી બુધ્ધિવાળા)નો સોદો

પણ શરઈ દૃષ્ટિએ માન્ય ગણાશે.

- બન્નેવ એકબીજા તરફથી થવાવાળા સોદાના શબ્દો સાંભળી લે.

**અમૂક શર્તો વસ્તુ અને કિંમત અથવા બન્નેવ સબંધિત છે :**

- વસ્તુ અને કિંમત બન્નેવ માલ હોય.
- વસ્તુ હાજરમાં હોય.
- વેચનારની માલિકીમાં હોય.
- વેચનાર લેનારને વસ્તુ હવાલે કરવા શક્તિમાન હોય.

**અમૂક શર્તો સોદાની મંજૂરી (ઈજાબ-કુબૂલ)થી સબંધિત છેઃ**

- ઓફર (ઈજાબ) અને હા (કબૂલ)માં સમન્વય હોય. એવું ન થાય કે ખરીદનાર અલગ કિંમત બતાવે અને વેપારી અલગ બતાવે અથવા એ જ પ્રમાણે બન્નેની વાતમાં વસ્તુના પ્રમાણ-સંખ્યા વગેરેમાં ફર્ક થઈ જાય.
- ઓફર અને હા બન્નેવ એક જ મજલીસ (બેઠક)માં હોય.

**સોદો પાકો થવા માટે બે શર્તો છે :**

- વેચનાર તે સામાનનો માલિક હોય અથવા કોઈના વાલી કે વહીવટકર્તા તરીકે તેને સામાન વેચવાનો હક પ્રાપ્ત હોય.
- આ સામાનમાં વેપારી સિવાય કોઈ બીજાનો હક્ક લાગેલો ન હોય.

**સોદો સહીહ થવાની શર્તો :**

સોદો સહીહ થવાની અમૂક શર્તો સામાન્ય પ્રકારની છે. જે દરેક સોદા માટે જરૂરી છે.

- સોદો એક ખાસ મુદ્દત માટે ન હોય, બલ્કે હંમેશા (કાયમ) માટે હોય.
- વસ્તુ તથા કિંમત એવી રીતે ચોક્કસ અને સ્પષ્ટ હોય કે ભવિષ્યમાં કોઈ લડાઈ-ઝઘડો થવાની શક્યતા ન રહે.
- એવો સોદો હોય, જેનાથી કોઈ ફાયદો હોય. કોઈપણ પ્રકારના ફાયદા વગરનો સોદો ન હોય.

- કોઈ ફાસિદ શર્ત ન લગાડવામાં આવે.

**ફાસિદ શર્તોની સુરતો આ પ્રમાણે છે :**

- એવી શર્ત જે શરઈ દૃષ્ટિએ મના અને નાજાઈઝ હોય.
- એવી શર્ત જે સોદાના તકાઝા વિરૂધ્ધ હોય. અને ન આવી શર્તનો લોકોમાં રિવાજ હોય.
- સોદો કેન્સલ કરવાનો હંમેશા માટેનો (અબાધ) અખ્તિયાર અથવા ત્રણ દિવસથી વધુ અખ્તિયારની શર્ત (ઈમામ અબૂ હનીફા રહ.ના કથનુસાર) લગાડવામાં આવે.
- વસ્તુ અને કિંમત હાજર-મૌજુદ હોવા છતાં તેની સોંપવાની (અદાયગી) મુદ્દત નક્કી કરવામાં આવે.

**વેપાર સહીહ થવા માટેની અમૂક શર્તો એવી છે, જે ખાસ પ્રકારના મામલા માટે જરૂરી છે. તે આ પ્રકારની છે :**

- કિંમત ઉધાર હોય તો ચૂકવણી (અદાયગી)ની મુદ્દત નક્કી કરવામાં આવે.
- જે વસ્તુઓમાં વધારો-ઘટાડો વ્યાજુ વહેવાર બની જાય છે, તેમાં માપતોલ બરાબર સરખો હોવો જરૂરી છે. જેમકે ઘઉં, જુવાર, જવ, ખજૂરની બદલીમાં ઘઉં, જુવાર, જવ, ખજૂર વધારે-ઓછા પ્રમાણમાં વેચવા-લેવા જાઈઝ નથી. એ પ્રમાણે સોના-ચાંદીને સોના-ચાંદીના બદલામાં વેચતી વખતે બરાબર વજન કરી વેચવા જરૂરી છે.
- સોના-ચાંદીની આપસી લેવડદેવડને 'સર્ફ' કહેવામાં આવે છે. તેમાં એક જ મજલિસમાં બન્નેવ ઉપર કબ્ઝો કરવો જરૂરી છે.
- મુરાબહા, તૌલીયા અને વઝઈય્યહ જેવા સોદામાં પ્રથમ કિંમતથી વાકેફ હોવુ. (આ શબ્દોનો અર્થ આગળ પેજ નંબર ૧૬૫ પર વર્ણન કરવામાં આવશે, ઈન્શાઅલ્લાહ.)

**સોદાના લાઝિમ (જરૂરી) થવાની શર્તો :**

સોદાના લાઝિમ થવાની શર્તો એ છે કે, વેચનાર-ખરીદનાર બન્નેવમાંથી

કોઈને હવે આ સોદો રદ કરવાનો અધિકાર બાકી ન રહે. આ બાબતે ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત પ્રમાણે ચાર પ્રકારના શરઈ ઈખ્તિયાર મશહૂર છે : (૧) ખિયારે કબૂલ (૨) ખિયારે શર્ત (૩) ખિયારે રૂઅ્યત (૪) ખિયારે ઐબ.

**ગ્રાહક અને વેપારીને મળતા અધિકારો :**

ખરીદ-વેચાણના સોદા દરમિયાન વેપારી અને ગ્રાહકને કેટલાક વિકલ્પો કે અધિકારો પ્રાપ્ત થાય છે. એની વિગતો નીચે પ્રમાણે છે :

## ખિયારે શર્ત :

સોદો કરતી વખતે વેપારી અને ગ્રાહક બન્ને અથવા એ બન્ને પૈકીનો કોઈ એક એવી શરત મૂકી શકે છે કે મેં આ વસ્તુ વેચી, પરંતુ આટલા નિશ્ચિત દિવસો સુધી મને અધિકાર છે. અથવા ખરીદનાર કહે કે મેં આ વસ્તુ ખરીદી એ શરતે કે આટલા નક્કી કરેલા દિવસો સુધી મને અધિકાર છે. *(મજલ્લહ)*

આ અધિકાર કે અખત્યારની વધુમાં વધુ મુદત ઈમામ અબૂ હનીફા (રહ.)ના નજદીક ત્રણ દિવસ છે. અને સાહિબૈનના નજદીક વધુ મુદતની કોઈ મર્યાદા નથી. અલબત્ત, અખત્યારની કોઈ મુદતનો ઉલ્લેખ ન કરવાથી સોદો નાજાઈઝ ઠરશે. પરંતુ પાછળથી અખત્યાર સમાપ્ત કરી દેવામાં આવશે ત્યારે સોદો જાઈઝ બની જશે. *(મજલ્લહ)*

જો સોદો કરતી વખતે કોઈ અખત્યાર લીધો ન હોય અને ત્યારબાદ વેપારીએ ગ્રાહકને કે ગ્રાહકે વેપારીને અખત્યાર આપ્યો હોય તો એ અખત્યાર એ મજલિસ કે બેઠક સુધી જ મર્યાદિત રહેશે, જે મજલિસમાં અખત્યાર મળ્યો હતો. મજલિસ સમાપ્ત થતાં અખત્યાર સમાપ્ત થઈ જશે. *(શામી)*

અખત્યાર કે અધિકારની એક સ્થિતિ આ પણ છે કે ગ્રાહક કહે કે જો હું આટલા દિવસો સુધી કિંમત ચૂકવી નહીં શકું તો સોદો સમાપ્ત થઈ જશે અથવા વેપારી એમ કહે કે જો હું આટલા દિવસોમાં કિંમત પરત કરી દઉં તો સોદો સમાપ્ત. આ સ્થિતિને ‘‘ખિયારે નક્દ’’ કહેવામાં આવે છે. *(દુર્રે મુખ્તાર)*

અખત્યાર કે અધિકાર મળ્યા પછી નીચેની સ્થિતિઓમાં અખત્યાર સમાપ્ત થઈ જાય છે. *(દુર્રે મુખ્તાર)*

(૧) મૌખિક રીતે અખત્યાર સમાપ્ત કરવાની અથવા સોદો પાકો થઈ જવાની સ્પષ્ટતા કરી દેવામાં આવે.

(૨) અખત્યારની મુદતમાં જ અખત્યાર ધરાવનારે એ વસ્તુનો પોતાની મિલ્કતની જેમ ઉપયોગ કરી લીધો હોય ત્યારે.

(૩) અખત્યાર ધરાવનારનું અખત્યારની મુદતમાં જ મરણ થઈ જાય.

(૪) અખત્યાર ધરાવનારે કોઈ જ વાત ન જણાવી અને મુદત પુરી થઈ ગઈ.

અખત્યાર ધરાવનાર જો સોદો સમાપ્ત કરવા માગતો હોય તો તેના માટે જરૂરી છે કે તે બીજા પક્ષકારને એની જાણ કરે. બીજા પક્ષકારને જાણ કર્યા વિના પોતાની રીતે સોદો સમાપ્ત કરી શકાશે નહીં. *(દુર્રે મુખ્તાર)*

જો બે જણાને અખત્યાર પ્રાપ્ત હોય, તો એ બન્ને જણા પૈકી જે કોઈ વ્યક્તિ પહેલ કરીને અખત્યાર વિશે જે કંઈ કહેશે, તે પ્રમાણે હુકમ સાબિત થઈ જશે. પછી ભલેને બીજી વ્યક્તિ એની વિરૂધ્ધમાં કંઈક કહે. જો બન્ને જણાએ એકી સાથે વિરોધાભાસી વાત કરી હશે, તો સોદો સમાપ્ત થઈ જશે. *(દુર્રે મુખ્તાર)*

વેપારી જો અખત્યાર મેળવે તો વસ્તુ (વેચાણ-માલ) તેની મિલ્કિયતમાંથી નીકળી શકતી નથી. આ સ્થિતિમાં જો ગ્રાહકે વસ્તુ પોતાના કબ્જામાં લઈ લીધી હશે. અને તેની પાસે કોઈકે અખત્યારની મુદતમાં જ એ વસ્તુ વેડફી નાંખી હશે, તો ગ્રાહકના શિરે એની બજાર કિંમત ચૂકવવી ફરજીયાત થશે. અને જો ગ્રાહકે જાતે જ એ વસ્તુ વેડફી નાંખી હશે, કે નષ્ટ કરી નાંખી હશે તો એ કિંમતની ચૂકવણી ફરજીયાત બનશે, જે વેપારી અને ગ્રાહક વચ્ચે નક્કી થઈ હતી. *(દુર્રે મુખ્તાર)*

જો ગ્રાહકે વેપારી પાસેથી કોઈ વસ્તુ જોવા માટે લીધી. અને સોદો નક્કી કર્યો નથી, પરંતુ વેપારીએ વસ્તુ આપતી વખતે એની કિંમત કહી દીધી અને જોવા માટે લેનાર ગ્રાહકે પણ એમ કહ્યું કે ઠીક છે, જો મને ગમી જશે તો હું

રાખી લઈશ. અને પછી એ વસ્તુ ગ્રાહકના કબ્જામાં નષ્ટ થઈ જાય ત્યારે ગ્રાહક એનો જામિન હશે. અને એ વસ્તુ ગ્રાહકના જોખમ *(Risk)* પર ગણાશે. પરંતુ જો વેપારી વસ્તુ આપતી વખતે કિંમતનો ઉલ્લેખ ન કરે અથવા કિંમત જણાવે, પરંતુ ગ્રાહક એમ ન કહે કે મને પસંદ પડશે તો હું રાખી લઈશ. ત્યારે આ બન્ને સ્થિતિઓમાં એ વસ્તુ ગ્રાહક પાસે અનામત લેખાશે.

*(શામી અને શર્હે મજલ્લહ)*

જો અખત્યાર ગ્રાહક અથવા કોઈ અજાણ્યા માણસે લીધો હોય, વેપારીએ ન લીધો હોય, ત્યારે વસ્તુ વેપારીની મિલ્કિયતમાંથી નીકળી જશે. અને અખત્યાર ધરાવનાર એ વસ્તુની કિંમતનો જામીન હશે, પરંતુ અખત્યારની સ્થિતિમાં તે એ વસ્તુનો માલિક બનશે નહિ. *(દુર્રે મુખ્તાર)*

**ક્યા ક્યા વ્યવહારોમાં અખત્યાર મળતો નથી ? :**

દસ વ્યવહારો એવા છે, જેમાં ખિયારે શર્ત (શરતને લીધે મળતા અખત્યાર)ની પરવાનગી નથી : (૧) નિકાહ (૨) તલાક (૩) યમીન એટલે કસમ કે સોગંદ (૪) નઝર-મન્નત (૫) બૈએ સર્ફ (૬) બૈએ સલમ (૭) એકરાર. આની બે સ્થિતિઓ છે : એક એકરાર એવી વસ્તુમાં હોય, જેમાં ખિયારની પરવાનગી નથી. તેમ છતાં જો તે એકરાર કરશે તો પછી અકાઈદની રૂએ તે કાયદેસરનું માનવામાં આવશે. તેના એકરારની રૂએ નહીં. (૮) વકાલત (વકીલાત/પ્રતિનિધિત્વ) (૯) વસિય્યત અને (૧૦) હિબા-ભેટ.

## ખિયારે વસ્ફ

કોઈ વેપારીએ પોતાના માલના ખૂબ વખાણ કર્યા. રાતનો સમય હોવાથી ગ્રાહક ખરીદેલી વસ્તુને બહુ ધ્યાનથી જોઈ શક્યો નહિ. અને માત્ર વેપારીએ કરેલા વખાણથી પ્રેરાઈને વસ્તુ ખરીદી લીધી. પરંતુ જ્યારે ઘરે જઈને ધ્યાનથી જોયું ત્યારે ખરીદેલી વસ્તુ વેપારીએ કરેલા વખાણ પ્રમાણે ન હતી. તો હવે વેપારીને એ વસ્તુ પરત કરીને પોતે ચૂકવેલી રકમ પાછી મેળવવાનો તેને અધિકાર પ્રાપ્ત છે. આવી જ રીતે એજન્ટ કે વચેટીયાએ કોઈ સારી વસ્તુ દેખાડી અથવા કોઈ વાહન કે યંત્રના ફોટા દેખાડીને તેની વિશેષતાઓનું

વર્ણન કર્યું. ફોટા અને વર્ણનને આધારે ગ્રાહકે ઓર્ડર આપી દીધો, પરંતુ જ્યારે તે વસ્તુ આવી, ત્યારે એ ફોટા અને વર્ણન પ્રમાણેની ન હતી, તો આ સ્થિતિમાં પણ ગ્રાહકને વસ્તુ પરત કરવાનો અધિકાર પ્રાપ્ત છે. અલબત્ત જો ગ્રાહકે એ વસ્તુ કોઈ બીજાને વેચી નાખી હોય અથવા પોતે વાપરી લીધી હોય તો તેને હવે વસ્તુ પરત કરવાનો કોઈ જ અધિકાર નથી. વસ્તુ ઉપયોગમાં લેવાની કે વાપરવાની જે શરતનો ઉલ્લેખ ખિયારે શર્તમાં કરવામાં આવ્યો છે, તેને અહીં પણ સમજવું જોઈએ. ખિયારે વસ્ફની સ્થિતિમાં જો ગ્રાહકનું અવસાન થઈ જાય તો તેના વારસદારોને પણ એ માલ વેપારીને પરત કરવાનો અધિકાર બાકી રહેશે.

ખિયારે વસ્ફના અન્ય હુકમો લગભગ એવા જ છે, જેવા ખિયારે શર્ત અને ખિયારે રૂઅ્યત (વસ્તુ જોયા વગર ખરીદવી)ના છે.

જેની તાત્કાલિક તપાસ અથવા તાત્કાલિક કસોટી કરવાનું શક્ય હોય તેવી વિશેષતાની શરત મૂકીને વસ્તુનું વેચાણ કરવું જાઈઝ છે. જેમકે કોઈ માદા જાનવર એ શરતે વેચવું કે તે દૂધ આપે છે, પરંતુ જે વિશેષતાની તાત્કાલિક ચકાસણી કે તપાસ કરવાનું શક્ય ન હોય એ વિશેષતાની શરત મૂકીને વસ્તુનું વેચાણ કરવું જાઈઝ નથી. દા.ત. કોઈ માદા જાનવરનું એવી શરતે વેચાણ કે તે સગર્ભા છે અથવા આટલા કિલો દૂધ આપે છે. અલબત્ત, જો એ વિશેષતાની જવાબદારી જો તેણે ન સ્વીકારી હોય તો પછી સોદો નાજાઈઝ નહિં ગણાય.

*(દુર્રે મુખ્તાર, શર્હે મજલ્લહ)*

જો વસ્તુ કોઈ એવી વિશેષતાની શરત સાથે વેચવામાં આવી હોય કે જેના લીધે ગ્રાહક એને ખરીદવા પ્રેરાય, પાછળથી ગ્રાહકને તેમાં એ વિશેષતા ન દેખાય ત્યારે ગ્રાહકને સોદો ફોક કરવાનો અધિકાર છે. દા.ત. જમીન એ શર્તે વેચી કે એમાં વૃક્ષો છે, પરંતુ ખરીદયા પછી એમાં વૃક્ષો જોવા મળ્યા નહિ અથવા કપડું વેચ્યું એ શરતે કે આ જાપાની કપડું છે, પરંતુ એ જાપાની કાપડ નહોતું વગેરે. આમ થાય ત્યારે ગ્રાહક એ વસ્તુ પોતાની પાસે રાખી કિંમત ઘટાડવાની માંગણી કરી શકે. પરંતુ અજાણતામાં જો ગ્રાહકે એ વસ્તુ એવી રીતે વાપરી લીધી કે હવે એ વસ્તુ પાછી આપવાનું સંભવ જ રહ્યું

નથી. પાછળથી જાણવા મળ્યું કે તેમાં એ વિશેષતા પણ ન હતી, જે જણાવીને વેપારીએ એને ખરીદવાની પ્રેરણા આપી હતી, તો આવા કિસ્સામાં એ વસ્તુનું પુનઃ મૂલ્યાંકન થશે. અને હવે એ ચીજની વેપારીએ જણાવેલી વિશેષતા સાથે અને એ વિશેષતા વગર કિંમત આંકવામાં આવશે. અને કિંમતનો જે તે તફાવત વેપારી પાસેથી ગ્રાહકને અપાવવામાં આવશે.

*(દુર્રે મુખ્તાર અને શર્હે મજલ્લહ)*

જો ગ્રાહકે વસ્તુમાં પ્રેરક વિશેષતા ન હોવાનું જાણમાં આવ્યા પછી એનો પોતાના માટે ઉપયોગ કરી લીધો હશે તો હવે ગ્રાહક ન તો એ વસ્તુ પાછી આપી શકે છે, કે ન તો એની કિંમત ઘટાડવાની માંગણી કરી શકે છે.

*(દુર્રે મુખ્તાર)*

ખિયારે શર્ત (શરતને લીધે મળતો અખત્યાર) વારસદારોને તબ્દીલ થતો નથી. જ્યારે ખિયારે વસ્ફ વારસદારને તબ્દીલ થાય છે. *(દુર્રે મુખ્તાર)*

## ખિયારે રૂઅ્યત

કોઈ વસ્તુને જોયા વિના તેની ખરીદી કરવી કે તેનું વેચાણ કરવું, બન્ને જાઈઝ છે. અને સોદો થઈ ગયા પછી ગ્રાહકને એ અખત્યાર પ્રાપ્ત થાય છે કે એ પેલી વસ્તુને જોયા પછી પસંદ ન પડવાની સ્થિતિમાં સોદો ફોક કરી દે. પછી ભલેને વસ્તુને જોયા પહેલાં એણે મૌખિક રીતે પોતાના રાજી હોવાનો એકરાર કરી લીધો હોય. અને ભલેને તેમાં કોઈ ખામી કે દોષ પણ ન હોય. પરંતુ વેચનારને વસ્તુ જોયા પછી સોદો સમાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત હોતો નથી. ગ્રાહક વસ્તુને જોયા પહેલાં પણ સોદો સમાપ્ત કરી શકે છે. આને ખિયારે રૂઅ્યત કહેવામાં આવે છે. *(મજલ્લહ)*

ખિયારે રૂઅ્યત માટે કોઈ મુદત નિશ્ચિત નથી. ગ્રાહકે વસ્તુને જોયા પછી સોદો સમાપ્ત કે ફોક કરવાનો અખત્યાર રહે છે. ત્યાં સુધી કે એ આ અખત્યારને જાતે સમાપ્ત કરી દે. *(દુર્રે મુખ્તાર અને મજલ્લહ)*

ગ્રાહક વસ્તુને જોઈ લીધા પછી જો તેને વાપરી લે, અથવા વેચી નાખે, અથવા એમાં કોઈ દોષ પેદા કરી દે, જેના કારણે એ વસ્તુ પરત કરવાનું

મુશ્કેલ થઈ જાય, અથવા મૌખિક રીતે એ વસ્તુ અંગે પોતે રાજી હોવાનું જણાવી દે, તો આ તમામ સ્થિતિઓમાં ખિયારે રૂઅ્યત સમાપ્ત થઈ જાય છે.

આવી જ રીતે જો ગ્રાહકે વસ્તુને જોઈ લીધા પહેલાં તેને વેચી નાખી, ગીરો મૂકી દીધી અથવા ભાડે આપી દીધી તો એનાથી પણ ખિયારે રૂઅ્યત (જોવાથી મળતો અધિકાર) સમાપ્ત થઈ જશે. ગ્રાહકના મૃત્યુથી પણ ખિયારે રૂઅ્યત સમાપ્ત થઈ જાય છે. અને તે એના વારસદાર તરફ તબ્દીલ થતો નથી. *(દુર્રે મુખ્તાર અને મજલ્લહ)*

જોયા વગર વસ્તુ ખરીદયા પછી ખરીદનાર એ વસ્તુનો માલિક બની જાય છે. અને તેને માલિકની રૂએ વાપરી શકે છે. *(શામી)*

ખિયારે રૂઅ્યતને કારણે વસ્તુ વેપારીને પરત કરવા માટે વેપારીની ઈચ્છાની જરૂરત નથી. ગ્રાહક સ્વેચ્છાએ પણ સોદો સમાપ્ત કરી શકે છે. અલબત્ત, સોદો સમાપ્ત કરવા માટે વેપારીને તેની જાણ કરવી અને જ્યાં સોદો થયો હતો તે સ્થળ સુધી વસ્તુ લઈ જવી આવશ્યક છે. *(દુર્રે મુખ્તાર)*

કોઈપણ વસ્તુ ખરીદતાં પહેલાં તેને એટલા સુધી જોઈ લેવી જોઈએ કે જોયા પછી વસ્તુનો ઉદ્દેશ્ય અને તેના લાભો સ્પષ્ટ થઈ જાય. વસ્તુ જોવા માટે આટલું પૂરતુ છે. આ રીતે જોયા પછી જો એ જ વસ્તુ ખરીદી લેશે તો ખિયારે રૂઅ્યત પ્રાપ્ત નહિ થાય. આ બાબતનો આધાર સામાન્ય પ્રણાલી (ઉર્ફે આમ) અને રિવાજ પર છે. બજારમાં વસ્તુ જે કોઈ ઉદ્દેશ્ય માટે વેચાય છે અને તેની જે વિશેષતાઓને લીધે એની કિંમતમાં વધ-ઘટ થાય છે, એ હેતુ અને વિશેષતાઓની ચકાસણી કરવાની જે રીત અને જે માપદંડ કે ધારાધોરણો બજારમાં પ્રચલિત હોય તે રીતે વસ્તુની ચકાસણી કરી લેવી પૂરતી છે.

ખરીદી કે કબ્જો મેળવવા માટે નીમાયેલા પ્રતિનિધિ **(Agent)**એ વસ્તુ જોઈ-તપાસી લીધી હોય, ત્યાર બાદ એ જે કોઈનો પ્રતિનિધિ હોય તે અસીલને ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે નહીં. *(દુર્રે મુખ્તાર)*

ખરીદયા પછી વસ્તુ જો તેના નમૂના કરતાં ઉતરતી કક્ષાની નીકળે તો ગ્રાહકને વસ્તુ વેપારીને પરત કરવાનો અધિકાર પ્રાપ્ત થશે. વસ્તુમાં તેના

નમુનાની સરખામણીએ ઓછાપણું જો ઉર્ફે આમ (સર્વગ્રાહી ધારાધોરણો) મુજબ અથવા બજાર પ્રણાલી મુજબ દોષ કે ખામીયુક્ત હોય તો ગ્રાહકને ખિયારે ઐબ (દોષની સામે સોદો રદ કરવાનો અખત્યાર) પ્રાપ્ત થશે. અને ગ્રાહકના અવસાનથી આ અખત્યાર સમાપ્ત નહિ થાય. અને જો એ ઉણપ કે ખામી દોષની કક્ષાની નથી, તો પછી માત્ર ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે. અને ગ્રાહકના અવસાનની સ્થિતિમાં આ અખત્યાર સમાપ્ત થઈને સોદો પાકો થઈ જશે. *(શામી અને શર્હે મજલ્લહ)*

જો એક જ સોદામાં વિભિન્ન વસ્તુઓ જોયા વિના ખરીદી હોય, ત્યારે દરેક વસ્તુના સંદર્ભમાં જુદો જુદો ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે. અને જો થોડીક વસ્તુઓ જોઈ હશે, પરંતુ બીજી કેટલીક વસ્તુઓ જોઈ ન હોય ત્યારે માત્ર એ જ વસ્તુઓના સંદર્ભમાં ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે, જે વસ્તુઓ જોઈ નહીં હોય. અલબત્ત, બન્ને સ્થિતિઓમાં જો ખરીદેલી વસ્તુઓમાંથી કોઈ એક વસ્તુ પાછી કરવી હશે, તો એ સોદામાં ખરીદેલી તમામ વસ્તુઓ વેપારીને પરત કરવી પડશે. *(મજલ્લહ)*

અંધ વ્યક્તિ પોતાના માટે અને બીજાના માટે પણ ખરીદ-વેચાણ કરી શકે છે. અલબત્ત, જો એણે વસ્તુની વિશેષતા જાણ્યા વિના અને એને ચકાસ્યા વિના વસ્તુ ખરીદી હશે તો વિશેષતાની જાણ થયા પછી એ વસ્તુ પરત કરવાનો અધિકાર પ્રાપ્ત હશે.

દરેક વસ્તુની વિશેષતા અને તેની ચકાસણીના ધારાધોરણો જે તે વસ્તુ પ્રમાણે રહેશે. જો અંધ વ્યક્તિ સમક્ષ વસ્તુની સંપૂર્ણ વિશેષતાઓનું વર્ણન કરી દેવામાં આવ્યું, ત્યાર પછી એણે એ વસ્તુ ખરીદી, તો હવે તેને ખિયારે રૂઅ્યત પ્રાપ્ત નહિ થાય. અલબત્ત, જો અંધ માણસને એ વસ્તુ વિશે વર્ણવવામાં આવેલી વિશેષતાઓથી વિપરિત અથવા એનાથી ઉતરતી કક્ષાની જણાશે, ત્યારે એને ખિયારે ઐબ પ્રાપ્ત થશે. અત્રે એક સ્પષ્ટતા જરૂરી છે કે, અંધ વ્યક્તિ જો કોઈ વસ્તુનું વેચાણ કરે ત્યારે જોઈ શકતી વ્યક્તિની જેમ તેને પણ ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે નહિ. *(મજલ્લહ)*

# ખિયારે ઐબ (ખામી-નુકસાની)

વેપારીની જવાબદારી છે કે તે સર્વ દોષો અને ખામીઓથી મુક્ત એવી સારી સ્થિતિમાં વસ્તુ ગ્રાહકને સુપ્રત કરે. અને જો વસ્તુમાં કોઈ દોષ હોયુ તો એ પણ ગ્રાહકને જણાવી દે. ગ્રાહકને ધોકો આપીને કે તેને અંધારામાં રાખીને વસ્તુનું વેચાણ કરવું જાઈઝ નથી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જેણે બીજાને ધોકો આપ્યો, તે અમારામાંથી નથી.

ખરીદેલી વસ્તુમાં જો ગ્રાહકને કોઈ એવો દોષ જણાય કે જે એ વસ્તુના વેપારીઓ અને નિષ્ણાંતોના મતે દોષ ગણાતો હોય. અને તેના લીધે વસ્તુની કિંમત ઘટતી જતી હોય, ત્યારે ગ્રાહકને એ વસ્તુ નીચેની શરતોને આધિન રહીને પરત કરવાનો અધિકાર છે :

(૧) વસ્તુમાં રહેલો એ દોષ વેપારીને ત્યાં જ પેદા થયો હોય.

(૨) ગ્રાહકને એ દોષની જાણ ન તો ખરીદતી વખતે થઈ હોય કે ન એના પર કબ્જો કરતી વખતે.

(૩) વેપારીએ વસ્તુના તમામ દોષ અથવા કોઈપણ એક વિશેષ દોષ માટે પોતે જવાબદાર નથી, એવું ન જણાવ્યું હોય, અને વસ્તુ વેચી મારી હોય. એટલે કે ‘‘જ્યાં એ વસ્તુ પડી છે અને જે સ્થિતિમાં છે’’ના આધારે વસ્તુનું વેચાણ ન કર્યું હોય.

(૪) એ જૂનો દોષ વસ્તુમાં ત્યાં સુધી જળવાઈ રહે, જ્યાં સુધી ગ્રાહક એના વિશે વેપારી સાથે ખુલાસો ન કરી લે.

(૫) એ દોષનું નિવારણ ગ્રાહક માટે સરળ અને શક્ય ન હોય.

(૬) વસ્તુ ખરીદયા પછી ગ્રાહક તરફથી વસ્તુમાં એવું કંઈક ન થયું હોય, જેના લીધે એ વસ્તુને પરત કરવાનું અશક્ય બની જાય.

(૭) ગ્રાહકે વસ્તુમાં રહેલા દોષ વિશે જાણ્યા પછી એ દોષ અંગે પોતાની સ્વીકૃતિ અને રઝામંદી વ્યક્ત ન કરી હોય, અથવા એવું કોઈ કૃત્ય ન કર્યું હોય કે જેનાથી ગ્રાહકની સ્વીકૃતિ કે રઝામંદી વ્યક્ત થતી હોય.

ઉપરોક્ત સ્થિતિમાં ગ્રાહકને એ અધિકાર નથી કે તે દોષવાળી કે ખામીયુક્ત વસ્તુ પોતાની પાસે રાખી લે. અને દોષ કે ખામીને કારણે કિંમત ઘટાડવાની માંગણી કરે. પરંતુ જો વેપારી પોતે સ્વેચ્છાએ ગ્રાહકને કેટલીક રકમ પરત આપી દે. અને દોષવાળી કે ખામીયુક્ત વસ્તુ ગ્રાહકની પાસે જ રહેવા દે તો આ જાઈઝ છે. *(મજલ્લહ)*

જો વેપારી વસ્તુ ખામીવાળી હોવાનો એકરાર ન કરે. અને ગ્રાહક વેપારીની સાથે એ મુદ્દે સમાધાન કરવા માંગતો હોય કે આ ખામીવાળી વસ્તુ તમે પરત લઈ લો. અને મારી ચૂકવેલી રકમમાંથી કંઈક રકમ બાદ કરીને બાકીની રકમ મને પરત કરી દો, તો આવું સમાધાન જાઈઝ છે. અલબત્ત, જો વેપારી તેની વસ્તુ દોષવાળી કે ખામીયુક્ત હોવાનો એકરાર કરે, પરંતુ સાથે જ વસ્તુ પાછી લેવાની સ્થિતિમાં થોડીક રકમની પણ માંગણી કરે તો આ સ્થિતિમાં તેને રકમ આપવી જાઈઝ નથી. કારણકે આ લાંચ-રૂશ્વત છે.

*(શામી અને શર્હે મજલ્લહ)*

ખિયારે ઐબ ગ્રાહક માટે બિનશરતી ધોરણે પુરવાર થાય છે. આ અધિકારની કોઈ જ મુદત નથી. આ અધિકાર વારસદારો તરફ પણ તબ્દીલ થાય છે. *(શર્હે મજલ્લહ)*

ખિયારે ઐબના લીધે જો વસ્તુ ઉપર કબ્જો મેળવતા પહેલાં વસ્તુ પરત આપવાની હોય તો ગ્રાહક વેપારીની પરવાનગી વિના પણ એમ કરી શકે છે. અને જો વસ્તુ ઉપર કબ્જો મેળવ્યા પછી વસ્તુ પરત કરી રહ્યો હોય ત્યારે વેપારીની પરવાનગી અથવા અદાલતી ચૂકાદો જરૂરી છે.

*(શામી અને શર્હુલ મજલ્લહ)*

જો ગ્રાહકે કોઈ દોષને કારણે વસ્તુ વેપારીને પરત કરી. અને વેપારીએ મૌખિક રીતે એનો સ્વીકાર પણ કરી લીધો અથવા ગ્રાહક એ વસ્તુ વેપારી પાસે લઈને ગયો અને ખામી જણાવી, તો વેપારીએ કંઈ પણ કહ્યા વિના વસ્તુ લઈને પોતાની પાસે રાખી લીધી. અને ગ્રાહકને તેના પૈસા પાછા કરી દીધા તો આમ કરવાથી વસ્તુ પરત કરવાનું પુરવાર થઈ જશે. અને એ વસ્તુ વેપારીના જોખમ (Risk) હેઠળ આવી જશે. પરંતુ જો વેપારીએ એ વસ્તુનો મૌખિક

સ્વીકાર કર્યો ન હોય અથવા ગ્રાહકના પૈસા પાછા આપ્યા ન હોય. ત્યારે આ બન્ને સ્થિતિઓમાં વેપારી પાસે વસ્તુ છોડી મૂકવા માત્રથી એ વસ્તુ પરત કરી હોવાનું પુરવાર નહીં થાય, બલ્કે એ વસ્તુ વેપારી પાસે અનામત લેખાશે. જો નષ્ટ થઈ જશે તો ગ્રાહકની વસ્તુ નષ્ટ થશે. *(શામી)*

જો કોઈ વસ્તુના વેપારીઓ વચ્ચે એવો વિવાદ સર્જાય કે ફલાણી બાબત આ વસ્તુમાં દોષ (ખામી) છે કે દોષ નથી, ત્યારે વિવાદને કારણે એ બાબત એ વસ્તુમાં દોષ ગણાશે નહીં. *(શર્હુલ મજલ્લહ)*

જો કોઈ વસ્તુ એ શરતે ખરીદી હોય કે હું એના તમામ દોષો પર રાજી છું, તો હવે ખિયારે ઐબને કારણે વસ્તુ વેપારીને પરત કરી શકશે નહીં. તમામ દોષોની જવાબદારીમાંથી મુક્તિમાં જાનવરોના રોગો અંગેની જવાબદારીમાંથી પણ મુક્ત થઈ જાય છે.

જો સોદો કરતી વખતે વેપારીએ જણાવી દીધું હોય કે આમાં ફલાણા ફલાણા દોષો છે. અને ગ્રાહક એ દોષો સાથે વસ્તુ ખરીદવા રાજી થઈ ગયો હોય તો હવે એ દોષોને કારણે વસ્તુ પરત કરી શકશે નહીં. અલબત્ત, જો એમાં કોઈ એવો જૂનો દોષ જણાઈ આવે, જેનો ઉલ્લેખ વેપારીએ કર્યો ન હતો, તો હવે આ દોષને કારણે ગ્રાહકને ખિયારે ઐબ પ્રાપ્ત થશે.

*(દુર્રે મુખ્તાર, મજલ્લહ)*

દોષ જણાઈ આવ્યા પછી નીચેના કામોથી ખિયારે ઐબ સમાપ્ત થઈ જાય છે. *(દુર્રે મુખ્તાર)*

(૧) વસ્તુમાં રહેલા દોષો અંગે રઝામંદી કે સ્વીકૃતિની સ્પષ્ટતા હોય.

(૨) ખરીદેલી વસ્તુને પોતીકી સમજીને વાપરી લેવી.

(૩) વેચાણ કે ભાડે આપવાની ઓફર કરવી.

(૪) વસ્તુની મરામત કરાવવી. જાનવરનો ઈલાજ કરાવવો. જ્યારે એના વગર પણ વસ્તુ પરત કરવાનું શક્ય હોય.

(૫) વસ્તુ ગીરો મૂકવી.

(૬) વસ્તુ ભેટમાં આપી દેવી.

(૭) ખરીદેલી જમીનની સિંચાઈ કરવી વગેરે....

જો જૂના દોષની જાણ થતાં પહેલાં ગ્રાહકે કોઈ એવું કામ કરી દીધું હોય, જેના કારણે વસ્તુ પરત કરવાની મનાઈ થઈ ગઈ હોય. ત્યાર પછી જૂના દોષની જાણ થાય ત્યારે ગ્રાહક એટલી કિંમત પરત મેળવવાની માંગણી કરી શકે છે. જે વસ્તુમાં રહેલા દોષને કારણે ઓછી થઈ શકતી હતી. *(દુર્રે મુખ્તાર)*

**નીચેની સ્થિતિમાં વસ્તુ વેપારીને પરત કરવાની મનાઈ છે :**

(૧) ખરીદેલી વસ્તુનો કબ્જો મેળવ્યા પછી ગ્રાહક પાસે એ વસ્તુમાં કોઈ નવો દોષ પેદા થઈ જાય. (૨) સીવવા માટે કાપડ વેતરી નાખે અથવા જાનવરને ઝબહ કરી નાખે. (૩) કાપડ વેતર્યા પછી વેચી નાખે. (૪) સત્તૂમાં પાણી વગેરે ભેળવી દે, ખરીદેલા લોટની કણક બાંધી દે. (૫) જમીનમાં વાવણી કરી દે અથવા એમાં બાંધકામ કરી નાખે અથવા જમીનને મસ્જિદ બનાવી દે. (૬) કાચો માલ ઓગાળી નાખ્યા પછી જાણવા મળ્યું કે એમાંથી જોઈતી વસ્તુ નહિં બની શકે. (૭) ખાવાની વસ્તુ ખાઈ લીધી, ત્યાર પછી એમાં રહેલા દોષની જાણ થઈ.

વસ્તુમાં દોષ (ઐબ) જણાતા તેની કિંમતમાં ઘટાડો નિષ્પક્ષ નિષ્ણાંત વ્યક્તિઓ પાસે નક્કી કરાવવામાં આવશે. તે લોકો વસ્તુમાં દોષ હોવાની સ્થિતિમાં અને વસ્તુ દોષરહિત હોવાની સ્થિતિમાં એમ બન્ને સ્થિતિઓમાં કિંમત આંકશે. એ બન્ને કિંમતો વચ્ચે જે કોઈ તફાવત હશે, ગ્રાહક તેટલી જ રકમની માંગણી વેપારી પાસે કરી શકશે.

ગ્રાહક પાસે વસ્તુમાં જે નવો દોષ પેદા થઈ ગયો હતો, તે સમાપ્ત થઈ જાય તો જુના દોષને કારણે વેપારીને પરત કરી શકાય છે.

*(દુર્રે મુખ્તાર અને મજલ્લહ)*

જો વેચનાર માણસ નવા દોષ સાથે વસ્તુ પરત લેવા માંગતો હોય તો તે વસ્તુ પરત કરી શકાય છે. પરંતુ નીચે જણાવેલી કેટલીક સ્થિતિઓ એવી

છે કે વેચનાર માણસ વેચેલી વસ્તુને નવા દોષ સાથે પરત લઈ શકતો નથી.

(૧) વસ્તુમાં ગ્રાહક તરફથી એવો વધારો થઈ જાય કે જે એની સાથે જોડાયેલો હોય અને જુદો થઈ શકતો ન હોય. જેમકે કાપડ વેતરીને સીવી નાખે અથવા એના પર રંગ ચઢાવી નાખે.

(૨) વસ્તુ ઉપર કબ્જો કર્યા પછી વસ્તુમાં કોઈ એવો વધારો થયો હોય કે જે એની સાથે જોડાયેલ ન રહેતો હોય. દા.ત. ખરીદેલા ઝાડમાં ફળ આવી જાય, ખરીદેલા જાનવરને બચ્ચાં પેદા થઈ જાય, તો આ સ્થિતિઓમાં વેચનાર જો વસ્તુ પરત લેશે તો એ વધારો વ્યાજ ગણાશે. *(દુર્રે મુખ્તાર)*

જો અનાજ વગેરે ખરીદયું હોય અને તેમાં માટી અને કાંકરા જેવા નકામા પદાર્થો જોવા મળ્યા. જો માટી અને કાંકરા જૂજ માત્રામાં હોય તો ખરીદનારને એ અનાજ વેપારીને પરત કરવાનો અધિકાર નથી. અને જો એટલા વધુ પ્રમાણમાં હોય કે જેને સામાન્ય ચલણ (ઉર્ફે આમ)માં દોષ ગણવામાં આવે છે, તો ખરીદનારને અધિકાર પ્રાપ્ત થશે કે તે માટીવાળુ અનાજ વેપારીને પરત કરી દે. *(મજલ્લહ)*

જેનો એકે એક દાણો જુદો-જુદો થતો હોય તેવી વસ્તુ ખરીદવામાં આવી હોય. દા.ત. અખરોટ, ઈંડા કે ફળ વગેરે. અને તે પૈકી એટલા દાણા (કે નંગ) ખરાબ નીકળ્યા, જે સામાન્ય ચલણમાં વધુ ગણાતા નથી. દા.ત. પાંચ કે છ ટકા, તો આટલું માફ છે. અને જો એના કરતાં વધારે નંગ (દાણા) ખરાબ નીકળે અને એવા ખરાબ હોય કે કોઈ જ ઉપયોગમાં પણ ન આવી શકતા હોય, ત્યારે એ સોદો ફોક થઈ જશે. અને ખરીદનાર માલ પરત કરીને પોતાની રકમ મેળવી લેશે. અને જો માલ તદ્દન ખરાબ નથી, પરંતુ પશુઓના કે બાળવાના કે અન્ય કોઈ ઉપયોગમાં આવી શકતો હોય ત્યારે જો માલ મૂળ સ્થિતિમાં મૌજૂદ હોય. અને ખરીદનારને તેમાં દોષ હોવાની જાણ થઈ ગઈ, તો ખરીદનાર એ માલ વેપારીને પરત કરી શકશે. પરંતુ જો એ માલ પોતાની મૂળ સ્થિતિમાં મૌજૂદ ન હોય અને કાપવા કે છોલ્યા પછી તેમાં દોષ હોવાનું જાણવા મળ્યું હોય તો હવે ખરીદનાર માત્ર

દોષને કારણે એની કિંમતમાં ઘટાડો કરવાની માંગણી કરી શકે છે, માલ પરત કરી શકશે નહીં. *(શર્હુલ મજલ્લહ)*

**ગબને ફાહિશ (છેતરપિંડી સામે પ્રાપ્ત થતો અધિકાર) :**

જો કોઈ વસ્તુ એટલી વધારે કિંમતે વેચી દેવામાં આવી હોય કે જે કિંમત તે વસ્તુના કોઈપણ વેપારીના મતે યોગ્ય ન હોય ત્યારે આ કારણસર ગ્રાહકને સોદો ફોક કરવાનો અધિકાર નથી, પરંતુ જો યતીમના માલમાંથી કે વકફની મિલ્કતના માલમાંથી અથવા બૈતુલમાલ માટે ગબને ફાહિશ એટલે કે અત્યંત ઉંચા ભાવે વસ્તુ ખરીદવામાં આવી હશે તો સોદો સમાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત રહેશે. *(શર્હુલ મજલ્લહ)*

જો કોઈને છેતરીને કોઈ વસ્તુ આપી દેવામાં આવી હોય અને ગ્રાહકે વેપારી ઉપર વિશ્વાસ રાખીને એ વસ્તુનું નિરીક્ષણ કર્યું ન હોય. પાછળથી જાણવા મળ્યું કે એ વસ્તુ તેવી નથી, જેવી માંગવામાં આવી હતી. અને એ પ્રમાણે નથી, જે પ્રમાણે એની વિશેષતાનું વર્ણન કરવામાં આવ્યું હતું. ત્યારે ખરીદનારને સોદો સમાપ્ત કરવાનો અધિકાર છે. *(મજલ્લહ)*

જે ગ્રાહક સાથે છેતરપિંડી થઈ, તેણે છેતરપિંડીની જાણ થયા પછી ખરીદેલી વસ્તુ પોતીકી વસ્તુની જેમ વાપરી નાખી હોય ત્યારે તેનો આ અધિકાર સમાપ્ત થઈ જશે. *(મજલ્લહ)*

જો ખરીદનાર વેપારીની સાથે છેતરપિંડી કરે ત્યારે વેપારીને પણ સોદો સમાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત થશે. અને આ અધિકાર જળવાઈ રહેવા અને સમાપ્ત થવા અંગે એ જ હુકમો છે, જે ખરીદનાર (ગ્રાહક) અંગેના હુકમો છે. *(મજલ્લહ)*

## ઈકાલા : (સોદાની સમાપ્તિ)

સોદો સંપન્ન થઈ ગયા પછી વેચનાર કે ખરીદનાર પૈકીનો કોઈ એક પક્ષકાર સ્વેચ્છાએ સોદો સમાપ્ત કરી શકતો નથી. ઘણીવાર ખરીદનાર (ગ્રાહક) કોઈ એક વસ્તુ ખરીદયા પછી કોઈ કારણસર એ સોદો સમાપ્ત

કરવા માંગે છે. આ સ્થિતિમાં સોદો સમાપ્ત કરવા માટે વેચનારની રાજીખુશી પણ જરૂરી છે. પરસ્પરની સમજૂતીથી સોદો સમાપ્ત કરવાની પ્રક્રિયાને “ઈકાલહ” કહેવામાં આવે છે.

હદીષ શરીફમાં છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે કોઈ માણસે કોઈક એવા મુસલમાન સાથે ઈકાલહ (સોદો સમાપ્ત) કર્યો કે જે ખરીદવાને કારણે લજ્જિત (નાદિમ) અને પરેશાન હોય તો અલ્લાહપાક કિયામતના દિવસે એની ભૂલોને માફ કરી દેશે.

*(કન્ઝુલ ઉમ્માલ)*

વેચનાર અને ખરીદનારની પરસ્પર સમજૂતીથી પાછલી કિંમતે સોદો સમાપ્ત કરવો જાઈઝ છે. પાછલી કિંમતથી વધારા કે ઘટાડાની શરત લગાડવી ઈકાલા (સોદા સમાપ્તિ)માં નાજાઈઝ છે. આ શરત બિન અસરકારક હશે અને માત્ર પાછલી કિંમત લાગુ પડશે. *(દુર્રે મુખ્તાર)*

ઈકાલહ વેચનાર અને ખરીદનાર વચ્ચે સોદો સમાપ્ત કરવાના હુકમમાં છે. અને તદુપરાંત ત્રીજા પક્ષકારના હુકમમાં નવેસરથી કરવામાં આવેલા સોદાના હુકમમાં છે. *(દુર્રે મુખ્તાર)*

મૌખિક રીતે મૂકવામાં આવેલા પ્રસ્તાવ (ઈજાબ) અને તેના સ્વીકાર (કબૂલ) ઉપરાંત વ્યવહારમાં કરવામાં આવેલી લેવડદેવડથી પણ ઈકાલહ (સોદાની સમાપ્તિ) સહીહ થઈ જાય છે. *(મજલ્લહ)*

સહીહ અને કાયદેસર સોદા સમાપ્તિ (ઈકાલહ) માટે આવશ્યક છે કે ઈજાબ (દરખાસ્ત) અને કબૂલ (સ્વીકાર) એક જ બેઠક (મજલિસ)માં થાય અને વેચાણ માલ (મબીઅ) હાજર હોય. જો વેચાણ માલ નષ્ટ થઈ ગયો હશે તો સોદો સમાપ્ત (ઈકાલહ) નહિ થઈ શકે. જો વેચાણ માલ (મબીઅ)નો કોઈક અંશ કે ભાગ બાકી બચ્યો હોય તો તેટલા માલનો જ સોદો સમાપ્ત (ઈકાલહ) થઈ શકશે. જો સમન (માલની કિંમત) નષ્ટ થઈ ગઈ હોય ત્યારે પણ સોદો સમાપ્ત (ઈકાલહ) થઈ શકે છે. *(દુર્રે મુખ્તાર)*

### હુકમો પ્રમાણે વેપારના પ્રકારો :

વેપાર (સોદા)નો હુકમ એ છે કે, તેના મારફતે વેપારીની માલિકી કિંમત ઉપર અને ખરીદનારની માલિકી સામાન ઉપર સાબિત થઈ જાય છે. અને આ પ્રમાણે બન્નેવની જરૂરતો પૂરી થાય છે.

અહકામ પ્રમાણે વેપારના છ પ્રકાર છે. ત્રણ પ્રકાર જાઈઝ વેપારના અને ત્રણ નાજાઈઝ વેપારના છે.

**પ્રથમ ત્રણ :** (૧) નાફિઝ લાઝિમ (૨) નાફિઝ ગેરલાઝિમ (૩) મૌકૂફ.
**બીજી ત્રણ :** (૧) બાતિલ (૨) ફાસિદ (૩) મકરૂહ.

### નાફિઝ લાઝિમ :

નાફિઝ લાઝિમ તે વેપાર છે, જે પોતાની અસલ (વાસ્તવિક) અને બાહ્ય શર્તો વગેરે પ્રમાણે સહીહ હોય. વેચનાર વસ્તુથી કોઈનો કોઈપણ પ્રકારનો હક્ક સબંધિત ન હોય. અને વેચનાર-ખરીદનાર બન્નેવમાંથી કોઈનો કોઈપણ પ્રકારનો ઈખ્તિયાર પણ બાકી ન રહે.

### નાફિઝ ગેરલાઝિમ :

જે પોતાના અસલ અને ગુણ અર્થાત્ વેપારની શર્તો ઉપર બન્નેવ પ્રકારે સંપૂર્ણ રીતે દુરૂસ્ત હોય. પરંતુ વેપારી-ખરીદનારમાંથી કોઈ એકના ખિયારને લઈ તાત્કાલિક લાઝિમ અને જરૂરી ન હોય. જેમકે ૧૦૦ રૂપિયાના બદલામાં કોઈ કિતાબ ખરીદવામાં આવે. અને કોઈ નામુનાસિબ શર્ત ન લગાડવામાં આવે. ખરીદનાર કિતાબ સારી રીતે જોઈ ચૂક્યો હોય, તેની ખામીઓથી વાકેફ થઈ ચૂક્યો હોય, તે છતાં કિતાબ ખરીદવા તૈયાર થયો હોય, તો આ સોદો સહીહ-દુરૂસ્ત થઈ ગયો. કારણ કે શરીઅતની વિરૂધ્ધ કોઈ શર્ત લગાડવામાં નથી આવી. બન્નેવની સંપૂર્ણ રજામંદી છે. માટે આ સોદો પરિપૂર્ણ થઈ ગયો છે. અને બન્નેવમાંથી કોઈ એકને પણ સોદો રદ કરવાનો અખ્તિયાર નથી. માટે સોદો પાક્કો (લાઝિમ) થઈ ગયો. અને જો બન્નેવમાંથી કોઈ એક વિચારવા માટે મોહલત માંગે તો આ સોદો સહીહ નાફિઝ થશે, પરંતુ મોહલતને કારણે લાઝિમ થશે નહીં.

**મૌકૂફ સોદો :**

જે સોદામાં વેચાનાર વસ્તુથી કોઈનો હક્ક સબંધિત હોય, જેમકે નાબાલિગ અને કમસમજ બાળક કોઈ વસ્તુ વેચી નાંખે, તો આ સોદો તેના બાપની પરવાનગી ઉપર મૌકૂફ (અટકેલો) રહેશે. એટલા માટે કે નાબાલિગ-નાસમજ બચ્ચાના માલમાં વાલી તરીકે તેના બાપને અધિકાર છે. (મૌકૂફ સોદાના ૩૦ થી વધુ પ્રકારો છે.) આ પ્રકારો તો જાઈઝ સોદાના હતા.

નાજાઈઝ સોદાના પણ ત્રણ પ્રકાર છે : (૧) બાતિલ (૨) ફાસિદ (૩) મકરૂહ.

**મકરૂહ સોદો :**

જે સોદો પોતાની અસલના એઅતેબારથી સહીહ હોય, પરંતુ કોઈ બાહ્ય વાત જેમકે જગ્યા અથવા વખતને લઈ નાપસંદ હોય. જેમકે મસ્જિદમાં સોદો કરવો અથવા જુમ્આની અઝાન થઈ ગયા બાદ પણ લેવડદેવડ કરવી.

**બાતિલ સોદો :**

બાતિલ સોદો તેને કહે છે, જેમાં વેચાનાર વસ્તુ શરઈ રીતે પોતાની અસલથી જ સહીહ ન હોય. જેમકે કોઈ મુસલમાન સુવ્વર (ડુક્કર)નો વેપાર કરે તો તે બાતિલ સોદો છે. કારણકે સુવ્વર મુસલમાનના હકમાં માલ જ નથી. આ પ્રમાણેનો સોદો પોતાના પાયા અને સ્થંભથી જ મના છે.

**ફાસિદ સોદો :**

જે સોદો પોતાની અસલ (વેચાનાર વસ્તુ)ના આધારે તો સહીહ હોય, પરંતુ બીજા કોઈ કારણસર તેમાં ફસાદ પેદા થઈ જાય. જેમકે ખરીદનાર અથવા વેચનાર પોતાના તરફથી કોઈ એવી શર્ત લગાડે, જેમાં તેનો ફાયદો હોય.

કિંમત અને ભાવ પ્રમાણે સોદાના ચાર પ્રકાર છે : (૧) વઝઈય્યહ (૨) તવલિયહ (૩) મુરાબહા (૪) મુસાવમા.

**વઝઈય્યહ** : વઝઈય્યહનો ભાવાર્થ એ કે, વેપારી પોતાની ખરીદ કિંમત જણાવી તેનાથી ઓછી કિંમતે વસ્તુ વેચી દે. જેમકે દસ રૂપિયામાં ખરીદેલ વસ્તુ આઠ રૂપિયામાં વેચી દે.

**તવલિયહ** : જે કિંમતે વસ્તુ ખરીદી, એ જ કિંમતે (પડતર ભાવે) કિંમત જણાવી વસ્તુ વેચી દે.

**મુરાબહા** : જે કિંમતે વસ્તુ ખરીદી, તે જણાવી તેના ઉપર નફો લઈ વસ્તુ વેચવી. જેમકે દસ રૂપિયામાં ખરીદીને પંદર રૂપિયામાં વેચવી.

**મુસાવમા** : જેમાં પડતર કિંમત જણાવ્યા વગર વેચનાર-ખરીદનાર સોદો કરે. ચાહે નફા-નુકસાનથી વેચે અથવા પડતર કિંમતે વેચે. મતલબ કે પહેલા ત્રણ પ્રકારના સોદાઓમાં પડતર કિંમતનો ઉલ્લેખ કરી સોદો થાય છે, જ્યારે મુસાવમામાં ખરીદ-પડતર કિંમતનો કોઈ ઉલ્લેખ થતો નથી.

**વેચાનાર વસ્તુ (મબીઅ)ના આધારે સોદાના પ્રકારો :**

વસ્તુ (મબીઅ)ના આધારે સોદાના ત્રણ પ્રકાર છે : (૧) મુકાયઝા (૨) સર્ફ (૩) મુતલક સોદો.

**મુકાયઝા** : મુકાયઝાનો અર્થ એ કે, ખરીદનાર-વેચનાર બન્નેવ તરફથી કિંમત અને વસ્તુ સામાન સ્વરૂપે હોય. સોના-ચાંદી (જેને શરીઅત કિંમત અને ભાવ સમજે છે) અથવા રકમ (નાણું) ન હોય. જેમકે ચોખાના બદલામાં ઘઉં વેચવા.

**સર્ફ** : તે સોદાને કહેવામાં આવે છે, જેમાં સોનાના બદલામાં સોનુ, ચાંદીના બદલામાં ચાંદી અથવા નાણાંના બદલામાં નાણું વેચવામાં આવે. આ સોદામાં જરૂરી છે કે, ખરીદનાર-વેચનાર બન્નેવ તરફથી વસ્તુ અને કિંમતની અદાયગી (હવાલો) એક જ બેઠકમાં થાય. કોઈના તરફથી ઉધાર ન હોય. અને જો બન્નેવ વસ્તુ એક જ પ્રકારની હોય, જેમકે સોનાના બદલામાં

સોનુ, તો બન્નેવનો વજન પણ બરાબર હોવો જરૂરી છે. અને એક દેશના નાણા (કરન્સી)ના બદલામાં તે દેશનું જ નાણું હોય તો તેમાં પણ સરખી રકમ હોવી જરૂરી છે. જો બે દેશોની કરન્સી હોય તો તેમાં વધારે-ઓછી રકમથી વેચવી જાઈઝ છે.

**મુતલક સોદો :** સામાનનો સોદો નાણાનાં બદલામાં હોય.આ સોદો રોજીંદા જીવનવ્યવહારમાં થતો રહે છે.

**મુદ્દતના આધારે સોદાના પ્રકારો :** (૧) સલમ (૨) બૈએ મુઅજ્જલ.

વેપાર-સોદામાં અસલ તો એ જ છે કે, ખરીદનાર-વેચનાર બન્નેવ વસ્તુ તથા કિંમત તરત જ સુપુર્દ કરી દે. કોઈના તરફથી ઉધાર ન હોય. પરંતુ માનવીય જરૂરતોને લઈ શરીઅતે ઉધારની પણ ગુંજાઈશ આપી છે. માટે જો કિંમત રોકડ દેવામાં આવે અને વસ્તુ ઉધાર રાખવામાં આવે. એક મુદ્દત પછી વસ્તુ સોંપવાની હોય તેવા સોદાને ‘‘સલમ’’ કહેવામાં આવે છે. અને જો વસ્તુ તાત્કાલિક સોંપવાની હોય, પરંતુ કિંમત ઉધાર રાખવામાં આવે તો તેને બૈએ મુઅજ્જલ (ઉધાર સોદો) કહેવામાં આવે છે.

## ઈસ્લામી સજાઓ-દંડ વિધાનો

ઈસ્લામ માનવી માટે સૃષ્ટિના સર્જનહાર તરફથી ઉતરેલી એક જીવન વ્યવસ્થા છે. જીવન વ્યવસ્થા હોવાને કારણે માનવજીવનને તે પૂર્ણ આયોજન અને સલામતીની ખાતરી આપે છે. ઈસ્લામ આ અંગે સંપૂર્ણ કટિબદ્ધ છે કે, આયોજન અને સલામતી માટે આવશ્યક ધોરણો કોઈ પણ પ્રકારના અવરોધનો શિકાર ન બનતાં સાહજિક ઢબે પાંગરે અને માનવજીવન એના નિર્ધારીત લક્ષ્ય પ્રતિ ગતિ કરી શકે. ઈસ્લામની આ કટિબદ્ધતાનું જ પરિણામ છે કે, તે જીવનના પ્રત્યેક વિભાગ માટે એક ચોક્કસ પ્રકારની આચાર-સંહિતા આપે છે. માનવજીવનનું કોઈ પણ પાસુ એવું નથી, જે અંગે ઈસ્લામે એક મૌલિક વ્યવસ્થા ન દર્શાવી હોય.

રાજ્ય, ન્યાય, નીતિ, સમાજ, કુટુંબ જેવી મહત્વપૂર્ણ વ્યવસ્થાઓથી માંડીને ઈન્સાની ઝિંદગીને જે જે વ્યવસ્થાઓની જરૂર પડી શકે છે, તેમાં ઈસ્લામનું માર્ગદર્શન મૌજૂદ છે. આ દૃષ્ટિએ ઈસ્લામ જીવનની વિભિન્ન વ્યવસ્થાઓના એક સમૂહ તરીકે આપણી સામે આવે છે. વ્યવસ્થાઓના આ સમૂહમાં જુદા જુદા વિભાગો માટેની જુદી જુદી વ્યવસ્થાઓનો સમાવેશ થાય છે. આ પૈકીની દરેક વ્યવસ્થા બીજી વ્યવસ્થા સાથે અતૂટ સબંધ ધરાવે છે. કોઈ એક વ્યવસ્થાને બરાબર સમજવા માટે સામૂહિક રીતે તમામ વ્યવસ્થાઓનો અભ્યાસ જરૂરી બની જાય છે. જો આ પદ્ધતિ અપનાવવામાં ન આવે તો ઈસ્લામની કોઈ ચોક્કસ વ્યવસ્થા અંગેનો અભ્યાસ કોઈ મોટા ગજાના વિદ્વાન માટે પણ નિરાશામાં પરિણમી શકે છે. આજે મોટામાં મોટી સમસ્યા જ આ છે. મોટા મોટા વિચારકો પણ ઈસ્લામની કોઈ બાબત ઉપર જ્યારે વિચાર કરે છે ત્યારે તે વ્યવસ્થાતંત્ર ઉપર સર્વગ્રાહી દૃષ્ટિ નથી નાંખતા, જેની સાથે તે બાબત અતૂટ રીતે જોડાયેલી છે. બલ્કે સમગ્ર વ્યવસ્થાતંત્રથી અલગ પાડીને માત્ર તે ચોક્કસ મુદ્દાની ચર્ચા કરવા મંડી પડે છે. પરિણામસ્વરૂપ તે આખો મુદ્દો જ તેમને નિરર્થક અને હેતુવિહિન હોય તેવું જણાય આવે છે. જેમકે જુદા જુદા સ્પેરપાર્ટસને એકત્ર કરીને બનાવવામાં આવેલી એક કિંમતી ઘડીયાળના પ્રત્યેક સ્પેરપાર્ટસ અલગ-અલગ કરી દેવામાં આવે તો હકીકતમાં તે 'ઘડીયાળ' ઘડીયાળ નથી રહેતી, બલ્કે તેના બે કાંટા જ કાઢીને ઘડીયાળને જોવામાં આવે તો પણ આખી ઘડીયાળ જાણે નિરર્થક બની જાય છે. અને તેનો મૂળ હેતુ જ ખલાસ થઈ જાય છે.

### ઈસ્લામી કાયદાઓનો એકબીજા સાથે વ્યવસ્થિત સબંધ :

હકીકત એ છે કે, ઈસ્લામની બધી જ વ્યવસ્થાઓ એકબીજા સાથે સંકળાયેલી અને એકબીજામાં વિલીન છે. આ કારણે ઈસ્લામના કોઈ પણ મુદ્દાને ત્યાં સુધી ન્યાયી રીતે સમજી શકાતો નથી, જ્યાં સુધી સર્વગ્રાહી અભ્યાસનો અભિગમ અપનાવવામાં ન આવે. ગુનાહખોરીની સજાઓ અંગેનો ઈસ્લામી કાનૂન પણ વિદ્વાનોની આ જ પ્રકારની અન્યાયી અભ્યાસ પદ્ધતિનો શિકાર છે. હવે આપ સ્વયં નિર્ણય કરો કે, શું આ પ્રકારનો દોષપૂર્ણ

અભિગમ કોઈ પણ અભ્યાસીને હકીકતોના મૂળ સુધી પહોંચાડી શકે છે ? ઈસ્લામી દંડવિધાન (સજાઓ) વિશે લોકોમાં પ્રવર્તતી અધૂરી કે ખોટી સમજનું આ એક મોટું કારણ છે. ગેરસમજનું બીજુ કારણ છે પૂર્વગ્રહ અને દ્વેષભાવ. આ એક સીધી સાદી વાત છે કે, કોઈ પણ સિદ્ધાંતનો અભ્યાસ કરતાં પહેલાં માનસ કોરી સ્લેટ જેવું અર્થાત્ તમામ પ્રકારના પૂર્વગ્રહોથી બિલ્કુલ ખાલી હોવું જોઈએ. જો પૂર્વગ્રહો સાથે કોઈ વ્યવસ્થાને સમજવાનો પ્રયાસ થાય તો સ્વાભાવિક રીતે જ વ્યક્તિ એ વ્યવસ્થાના મૂળ સત્વને પામી શકતી નથી. અને પૂર્વગ્રહો સાથે જે કોઈ વ્યક્તિ સમજવા માંગે છે, તે વાતને તિવ્રતાથી પાછી ધકેલી દે છે. આ એક મનોવૈજ્ઞાનિક સત્ય છે, જેને સમજવું આપણા માટે તદન સરળ છે. આ મોટા દુઃખની વાત છે કે, ઈસ્લામની હકીકતને સમજવાના પ્રગતિવાદીઓના પ્રયાસો પૂર્વગ્રહ અને દ્વેષભાવથી ખાલી નથી. પરિણામે તેઓને ઈસ્લામી વ્યવસ્થાના કોઈ પણ પાસામાં ખામી અને ઉણપ જ દેખાય છે.

## ગુનાહ બાબતે ઈસ્લામી દષ્ટિકોણ :

હકીકત એ છે કે, ઈસ્લામી દંડવિધાનને ઈસ્લામના સૃષ્ટિ, માનવી અને જગત અંગેના મૌલિક દષ્ટિકોણ સાથે ઘનિષ્ઠ સબંધ છે. એક આગવા જીવનદર્શનનું આ પરિણામ છે કે, અહીં જીવનની તમામ વ્યવસ્થાઓનું સ્વરૂપ સંસારની અન્ય વ્યવસ્થાઓથી અલગ પડી જાય છે. આજના પ્રગતિ-વાદીઓની એક મોટી ભૂલ આ છે કે, તેઓ ઈસ્લામી દંડવ્યવસ્થાને પણ સંસારની અન્ય દંડવ્યવસ્થાઓ જેવી જ એક વ્યવસ્થા ધારી બેઠા છે. અને તેના મૂળ આધારોનો અભ્યાસ કર્યા વિના જ પોતાના અભિપ્રાયો દર્શાવી રહ્યા છે. તેમની બીજી ભૂલ આ છે કે, તેઓ ઈસ્લામી સમાજની તુલના પણ પોતાના જ સમાજ સાથે કરે છે. ઈસ્લામી સમાજને પોતાના સમાજ જેવો જ ધારે છે કે, જ્યાં માનવીનું માનસ અલ્લાહ અને આખિરતના ભયથી ખાલી હોય છે અને માનવજીવનનું ધ્યેય કેવળ ભૌતિકવાદ અને મનેચ્છા-ઓની પૂર્તિનું છે. વાસ્તવમાં ઈસ્લામી સમાજ સંસારના તમામ માનવ-સમાજોથી વિચાર, વર્તન, રહેણીકરણી, સિદ્ધાંતો, સ્વરૂપ જેવી પાયાની

બાબતોમાં એક જુદો જ સમાજ છે. જ્યાં બાહ્ય કાયદાઓના ભયને સ્થાને અલ્લાહ તઆલા અને આખિરતનો ભય વ્યક્તિ માટે વધારે મહત્વનો છે. પ્રગતિવાદીઓ આ અગત્યના મુદ્દાને ભૂલી જાય છે. પરિણામે ઈસ્લામી સજાઓમાં આ પ્રગતિવાદીઓને કેવળ ક્રૂરતા સિવાય બીજું કંઈ દેખાતું નથી.

ઈસ્લામી સજાને બર્બરતાપૂર્ણ સમજવાના કેટલાક અન્ય કારણો પણ છે. એક મોટું કારણ એ છે કે, ભૌતિકવાદી વલણોને કારણે માનવીની નૈતિક ચેતનાઓ મરી પરવારી છે. નૈતિક ચેતના એક એવી જબરદસ્ત શક્તિ છે, જે સમાજજીવનમાં નૈતિક દુર્ગુણોની વ્યાપકતાને જોઈને ખળભળી ઉઠે છે. અને માનવીને વ્યાકુળ અને બેચેન બનાવી મૂકે છે. પ્રગતિવાદીઓના સુધરેલા સમાજોમાં આ પ્રકારની ચેતનાઓને ભોગવિલાસ અને ભૌતિકવાદ પાછળની આંધળી દોટે કોરી ખાધી છે. આ ઉપરાંત માનવી પ્રત્યક્ષ નુકસાનથી વધારે પ્રભાવિત થતો હોય છે. અને પરોક્ષ રીતે સમજી-અનુભવી ન શકાય તે રીતે થતા વ્યાપક નુકસાનો પ્રત્યે આંખ આડા કાન કરતો હોય છે. આ જ કારણે અપરાધીને સજા આપવાના અભિગમને તે ક્રૂરતામાં ખપાવે છે, પરંતુ અપરાધને કારણે સમાજજીવન ઉપર પરોક્ષ રીતે પડતી અત્યંત વ્યાપક અસરો માનવીની દૃષ્ટિ જોઈ શકતી નથી. તેથી આ મોટા નુકસાનને તે કોઈ મહત્વ આપવા કે ગંભીર ગણવા તૈયાર હોતો નથી.

સ્વાભાવિક રીતે જ આ પ્રકારની વિચારશૈલી અને અભિગમ કોઈ વ્યવસ્થાના મૂળ સ્વરૂપને સમજવા આડે મોટો અવરોધ સર્જે છે. સત્યપ્રેમ અને અભ્યાસનિષ્ઠાના અભાવને કારણે વ્યક્તિ વાસ્તવિક્તાને પામવાથી વંચિત થઈ જતી હોય છે. આ હકીકતનો કોણ ઈન્કાર કરી શકે છે ?

પશ્ચિમના વ્યક્તિવાદી દેશોમાં વ્યક્તિ સ્વાતંત્ર્યની આ વિચારધારાએ નિરંકુશ સ્વરૂપ ધારણ કર્યું છે. અને સ્વતંત્રતાને સ્થાને સ્વચ્છંદતાએ માઝા મૂકી છે. પરિણામે સામાજિક હિતો અને સામૂહિક વિકાસના માર્ગો અત્યંત ભૂંડી રીતે દુષ્પ્રભાવિત થયા છે. વ્યક્તિની સ્વચ્છંદી ચેષ્ટાઓને કારણે સામૂહિક જીવનની સલામતી છીનવાઈ ગઈ છે અને કાયદાઓ લાચાર અને મૂક પ્રેક્ષક બનીને આ દૃશ્ય જોઈ રહ્યા છે.

## વ્યક્તિ સ્વતંત્રતાની સ્વચ્છંદતા સામે કાયદાની લાચારી :

કાયદાઓ એક અસામાજિક વ્યક્તિનું બગાડી શકવા જાણે લેશમાત્ર સમર્થ ન હોય તેવી દયનીય અવસ્થાનો શિકાર બની ગયા છે. વ્યક્તિ સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મૂકવાની બાબતમાં અહીં રાજ્યના અધિકારો એકદમ મર્યાદિત હોવાથી અપરાધોની સજાઓના નિર્ધારણમાં પણ સહિષ્ણુતા અને નરમાશની નીતિ પ્રવર્તે છે. આ સહિષ્ણુતા અને નરમાશમાં આશ્ચર્યજનક હદ સુધી અતિશયોક્તિ જોવા મળે છે. અહીંયાં ગુનેહગારોને સહાનુભૂતિને પાત્ર માનવામાં આવે છે. અપરાધીઓ વાતાવરણની કટુ અસરો અને મનોવૈજ્ઞાનિક સમસ્યાઓના ઉંડા પ્રભાવને કારણે અપરાધ તરફ પ્રેરાતા હોવાનું માનવામાં આવે છે. તેથી કેટલીકવાર તો અપરાધીને સજાને બદલે ‘સામૂહિક સન્માન’ મળતું હોય છે. આ ઉપરાંત, અપરાધીના અપરાધ માટે સમગ્ર સમાજને જવાબદાર ઠેરવવામાં આવે છે. અપરાધીની તરફેણમાં એવી દલીલ કરવામાં આવે છે કે, તે સમાજના કડક અંકુશોના સકંજામાં ફસાયેલો છે. અને તેના વ્યક્તિગત સ્વાતંત્ર્યને આ ક્રૂર અંકુશોના ફંદા વડે રુંધી નાખવામાં આવ્યું હોય છે. આ રીતે સ્વયં અપરાધી સમૂહના અત્યાચારોનો ભોગ બનેલ એક સહાનુભૂતિપાત્ર વ્યક્તિ છે. સમાજે પોતાના આ અત્યાચાર બદલ વ્યક્તિને વળતર ચૂકવવું જોઈએ અને તેની માફી માંગવી જોઈએ, ન કે તેને કોઈ સજા ફટકારવી જોઈએ. મૂડીવાદી દેશોની આ પ્રકારની વિચારશૈલીને કારણે આ દેશોનું દંડવિધાન જાણે “મરેલા વાઘ”નો પર્યાય બની ગયું છે. અપરાધીઓના હૃદયમાં કાયદાઓ કે સજાઓનો કોઈ ભય હોતો નથી. વિશેષ કરીને નૈતિક (અખ્લાકી) અપરાધોને તો અહીં ‘અપરાધ’ની વ્યાખ્યામાં જ ગણવામાં નથી આવતા. અહીં અપરાધ તે જ છે, જે મૂડીવાદી વ્યવસ્થાના વિકાસને અવરોધતો હોય.

ઉપરોક્ત મુદ્દાને સમજવા માટે એક દાખલો જ પૂરતો થઈ પડે એમ છે. ફ્રાન્સમાં ચોરી કાયદાની દૃષ્ટિએ એક ગુનાહિત કૃત્ય છે. પરંતુ ત્યાંના કાયદાની રૂએ એક લાખ પાઉન્ડની ચોરી માટે માત્ર છ મહિનાની કેદની સજા છે. આ છ મહિના જેલવાસ દરમિયાન અપરાધીના તમામ ખર્ચાઓની

જવાબદારી શાસનની છે. જેલ પણ તે કે જ્યાં દરેક પ્રકારની સગવડો ઉપલબ્ધ હોય છે. જ્યારે અપરાધી સજા ભોગવીને જેલ બહાર આવે ત્યારે શું ચોરી બદલ તેને કોઈ બોધપાઠ મળશે કે તે પુનઃ ચોરી કરવા તરફ પ્રેરાશે ? તે જરૂર વિચારશે કે, આટલા દિવસો નિરાંતે જેલમાં વિત્યા અને એક લાખ પાઉન્ડની કમાણી થઈ. આ રીતે અપરાધી મજૂરી કે પરિશ્રમ દ્વારા કમાવવાને બદલે ચોરી દ્વારા જ જીવન વિતાવવામાં વધારે રાહત અને સુખ જોશે. બતાવો ! આ પ્રકારની સજા પદ્ધતિ દ્વારા અપરાધો અંકુશમાં આવશે કે તિવ્ર ગતિથી આગળ વધશે ?

**અપરાધ અને ઈસ્લામ :**

ઈસ્લામનો માનવી અને સમાજ પ્રત્યેનો દષ્ટિકોણ સંસારની તમામ વિચારશૈલીઓ કરતાં બુનિયાદી રીતે જ જુદા આધારો ઉપર સ્થિત છે. અને માનવજીવનની દિશાને તે અસાધારણ મહત્વ આપે છે. તેથી સ્વાભાવિક રીતે જ અપરાધો પ્રત્યેનો તેનો અભિગમ પણ અત્યંત ગંભીર પ્રકારની વિભિન્નતાઓ ધરાવે છે. આ ગંભીર પ્રકારની ભિન્નતાઓના કારણો સમજવા ત્યાં સુધી શક્ય નથી, જ્યાં સુધી ઈસ્લામના માનવજીવન અંગેના મૌલિક દર્શનને એના મૂળ આધારોની રોશનીમાં સમજી લેવામાં ન આવે.

ઈસ્લામ માનવી પ્રત્યે માન અને વિશ્વાસની દષ્ટિએ જુએ છે. માનવી વિશે ઈસ્લામનો દષ્ટિકોણ કાયદેસર અને વાસ્તવનિર્ભર છે. આ દષ્ટિકોણ અનુસાર માનવી જગતમાં એક ઉચ્ચ, સ્વતંત્ર અને સર્વોચ્ચ સ્થાનનો માલિક છે. દુનિયામાં તે અલ્લાહપાક સિવાય કોઈનો ગુલામ નથી. સમગ્ર સૃષ્ટિને માનવની સેવા કાજે સર્જનહારે માનવ આધિન બનાવી દીધી છે. આ રીતે આ સૃષ્ટિમાં માનવીને સૃષ્ટિના સર્જનહાર તરફથી વ્યાપક અધિકારો આપવામાં આવ્યા છે. કુર્આન શરીફ માનવી પ્રત્યેના પોતાના સન્માનજનક દષ્ટિકોણની દઢતાપૂર્વક જાહેરાત કરતાં ફરમાવે છે :

“અમે માનવીનું સર્વાંગ સુંદર (આંતરબાહ્ય) માળખામાં સર્જન કર્યું.” *(૯૫:૪)*

"અમે આદમીને શ્રેષ્ઠતા પ્રદાન કરી છે." *(૧૭:૭૦)*

"અને જેટલી વસ્તુઓ આકાશો અને જમીનમાં છે, તે તમામને એણે (અલ્લાહપાકે) પોતાના તરફથી તમારા તાબે કરી દીધી છે." *(૪૫:૧૩)*

આ રીતે ઈસ્લામ માનવીમાં રહેલી શક્તિઓ, યોગ્યતાઓ અને લાયકાતો પ્રત્યે અત્યંત વિવેક દાખવે છે. આ વિવેકદષ્ટિનું જ સ્વાભાવિક પરિણામ છે કે, ઈસ્લામ માનવપ્રકૃતિમાંથી પ્રગટ થતા સારા-નરસા લક્ષણો અંગે જુદા જ પ્રકારની વિચારધારા ધરાવે છે. આ અનુસાર માનવી ન તો માત્ર વાસનાઓ અને બૂરાઈઓનું પૂતળુ છે, અને ન એવું કોઈ ચમત્કારિક વ્યક્તિત્વ છે, જેમાંથી કેવળ સુગંધની છોળો ઉડતી રહે. ઈસ્લામની મોટામાં મોટી ખૂબી જ આ છે કે, તે માનવીને તે જેવો છે તેવો જ સ્વીકારે છે. તે માનવીમાં રહેલા વાસનાત્મક પ્રેરકબળોની સાથે સાથે એની સંયમશક્તિ-ઓને પણ એટલું જ મહત્વ આપે છે. માનવચેતના ઈસ્લામની દૃષ્ટિએ માનવજીવનના ઘડતરમાં વધારે પ્રભાવક બળ છે, નહીં કે પરિસ્થિતિઓ અને વાતાવરણ.

માનવી પ્રત્યેના આ આગવા દૃષ્ટિકોણને આધારે ઈસ્લામે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સબંધોની રૂપરેખા તૈયાર કરવામાં પણ એટલી સાવચેતી રાખી છે કે, જેના કારણે ન તો સામ્યવાદી વિચારશૈલીની જેમ વ્યક્તિનો સાવ છેદ ઉડી જાય છે, અને ન જ મૂડીવાદી વ્યવસ્થામાં બને છે તેમ વ્યક્તિની સ્વચ્છંદતાને પાંગરવાનો કોઈ અવકાશ મળે છે.

વ્યક્તિ અને સમૂહ વચ્ચેના સબંધો અંગેના આ ઈસ્લામી ધોરણોને ઈસ્લામના અપરાધ અને સજાઓ અંગેના ધોરણો સાથે કુદરતી સબંધ છે. આપણે જોયું કે, ઈસ્લામને વ્યક્તિ અને સમાજ વચ્ચે સમતુલા જાળવવામાં કેટલો ઉંડો રસ છે. આ જ કારણે જ્યાં વ્યક્તિની સ્વચ્છંદતાને કારણે સામૂહિક જીવન કોઈ પણ રીતે ભારે ચિંતાજનક હદ સુધી દુષ્પ્રભાવિત થતું હોય અથવા સમાજના કોઈ અન્યાયકારી વલણથી વ્યક્તિના વ્યાજબી હિતો ઘવાતાં હોય ત્યાં ઈસ્લામી દંડવિધાન આ પ્રકારની જરા સરખી પણ

અસમતુલા સાંખી લેવા તૈયાર નથી. અપરાધોની સજાઓ અંગેનું ઈસ્લામી માળખું આ રીતે માનવી તથા સમાજના સંયુક્ત હિતોની જાળવણીને એકી સાથે એકસરખું મહત્વ આપે છે. આ ઉપરાંત, ઈસ્લામની દૃષ્ટિએ અપરાધોનું મૂળ કારણ આર્થિક પરિસ્થિતિઓમાં પડેલું નથી. જેમકે કમ્યુનિઝમનો દાવો છે. જો કે ઈસ્લામ એ બાબતનો ધરાર ઈન્કાર નથી કરતો કે આર્થિક લાચારી સમજવા માટે કોઈ સમસ્યારૂપ મુદ્દો જ નથી. ઈસ્લામની આર્થિક વ્યવસ્થાનો અભ્યાસ કરનાર સારી પેઠે સમજી શકે છે કે, ઈસ્લામને સમાજજીવનની આર્થિક સ્થિતિઓની સદ્ધરતામાં કેટલો રસ છે. પરંતુ ઈસ્લામ આર્થિક મજબૂરીઓને અપરાધોના એકમાત્ર કારણ તરીકે સ્વીકારવા તૈયાર નથી. એ જ પ્રમાણે મૂડીવાદીઓ અને મનોવિજ્ઞાનીઓ અપરાધ તથા એના કારણો અંગે જે કાંઈ કહે છે, તે બધું જ એના એ જ સ્વરૂપે સ્વીકારી લેવા ઈસ્લામ તૈયાર નથી. વ્યક્તિ ઉપર સમાજના અંકુશો, વાતાવરણ અને માનસિક મૂંઝવણો જરૂર અસરકર્તા છે, પરંતુ ઈસ્લામના મતે માનવી આવા પડકારો સામે તદ્દન વિવશ (મજબૂર) નથી. તેની દૃષ્ટિએ માનવી માત્ર સંજોગોના હાથનું રમકડું નથી. દરેક સમયે અપરાધીને એક માનસિક દર્દી સમજી લેવો ઈસ્લામને જરા પણ સ્વીકાર્ય નથી. કેમકે અપરાધ માટે વ્યક્તિનો ઈરાદો એક ઘણું મોટું ચાલકબળ હોય છે. કેવળ સમાજના અંકુશો અપરાધીના અપરાધ માટેના ઈરાદાની ગેરહાજરીમાં પ્રેરણાબિંદુ નથી બની શકતા. વાસ્તવમાં ઈરાદો જ તે વસ્તુ છે, જે વ્યક્તિને ગુનાહની તૈયારી અને પ્રયત્ન કરવા તરફ દોરી જાય છે.

ઈસ્લામના મત અનુસાર અલ્લાહપાકે માનવીનું સર્જન કર્યું છે. અને તેને દરેક પ્રકારની બાહ્ય સુંદરતાઓ, આંતર બાહ્ય સુંદરતાઓ અને યોગ્યતાઓ અર્પણ કરી છે. જેથી તે પોતાના સર્જનહાર અને સમાજ પ્રત્યેની જવાબદારીઓને ઉચિત રીતે નિભાવી શકે છે. જે રીતે એક વાહનને ગતિમાં લાવવા માટે એમાં યંત્ર હોય છે, તે રીતે વાહનની ગતિ ઉપર અંકુશ મૂકવા માટે બ્રેક પણ હોય છે. એમ માનવીમાં જ્યાં કોઈ કૃત્ય આચરવા માટેનું પ્રેરકબળ કામ કરે છે, ત્યાં એ પ્રેરકબળ ઉપર અંકુશ મૂકનાર સંયમશક્તિ

પણ મૂળભૂત રીતે જ મૌજુદ હોય છે. ઈસ્લામ માનવીને (મનોવિજ્ઞાનીઓ માને છે તેમ) કોઈ બ્રેક વગરનું વાહન નથી માનતો. બસ, આ જ દૃષ્ટિકોણને આધારે ઈસ્લામની નજરે અપરાધી એની કુદરતી અનુસાશન શક્તિઓને ઉપયોગમાં ન લેવા બદલ સજાને પાત્ર ઠરે છે. આમ, ગુનેહગારને ઈસ્લામ સજા આપીને એની ઉચ્ચ શક્તિઓનો એહસાસ અપાવે છે.

## ઈસ્લામી સજાઓ (દંડ વિધાન)નું સ્વરૂપ :

ઈસ્લામી સજા-દંડવિધાનના સ્વરૂપની વિચારણા કરતી વેળા આપણા માટે જરૂરી છે કે, ઈસ્લામના માનવી અને સમાજ અંગેના મૌલિક અભિગમને ધ્યાનમાં રાખવામાં આવે. સજાઓના પ્રકાર અને માળખામાં જોવા મળતી આગવી પ્રતિભા આ જ મૌલિક અભિગમને આભારી છે.

## ઈસ્લામી સમાજની માન્યતારૂપે અમુક ખાસીયતો :

સામાન્ય રીતે લોકો જ્યારે ઈસ્લામી સજાઓ વિશે પોતાના અભિપ્રાય આપે છે, ત્યારે એમના માનસમાં સમાજ અંગેનું જે ચિત્ર હોય છે, એ જ ચિત્રના આધારે તેઓ ઈસ્લામી સમાજને સમજવાનો પ્રયાસ કરે છે. આ જ તે બુનિયાદી ભૂલ છે, જે અભ્યાસીને ઈસ્લામી દંડવિધાન વિશે ચિત્ર-વિચિત્ર ગેરસમજો અને શંકાઓમાં સંડોવી દે છે. જ્યાં સુધી ઈસ્લામી સમાજની લાક્ષણિક્તાઓ (ખાસીયતો)નો પૂરો અભ્યાસ ન કરી લેવામાં આવે, ત્યાં સુધી અપરાધોની સજાઓના સ્વરૂપને અને તેમાં રહેલા વ્યાપક રહસ્યોને સમજવા એક મોટા વિદ્વાન માટે પણ ભારે મુશ્કેલ બની રહે છે.

ઈસ્લામી સમાજની સૌથી મોટી અને ઉડીને આંખે વળગે એવી લાક્ષણિકતા એ છે કે, અહીં અલ્લાહપાકનો ભય અને મૃત્યુ પછી અલ્લાહ તઆલા સામે હાજરીનો વિશ્વાસ વ્યક્તિ માટે એક શક્તિશાળી અંકુશ બની રહે છે. સરકારી કાયદાઓનો ભય અન્ય સમાજોમાં છે એ પ્રકારે મુખ્ય અંકુશ સ્વરૂપે નથી. ઈસ્લામી સમાજમાં વ્યક્તિ સ્વેચ્છાએ સદ્કાર્યોને અપનાવે છે અને દુષ્કૃત્યોને ત્યજે છે. કેમકે કેવળ બાહ્ય અંકુશો દ્વારા માનવી સજ્જન નથી બની શકતો. માનવીને માનવી બનાવવા માટે કેવળ પ્રાકૃતિક

આધારો જ અસરકર્તા નિવડી શકે છે. ઈસ્લામ આ પ્રાકૃતિક આધારોના બળે જ સલામત સમાજનું નિર્માણ કરે છે. જેથી વ્યક્તિ માટેનો સૌથી મોટો અંકુશ અર્થાત્ અલ્લાહપાકનો ભય સમાજજીવનને સ્થાયી સુરક્ષા પ્રદાન કરવામાં સૌથી અગત્યનું પરિબળ બની રહે છે.

ઈસ્લામી સમાજમાં વ્યક્તિની સમાજ પ્રત્યેની નૈતિક, આર્થિક અને સામાજિક જવાબદારીઓને અસાધારણ મહત્વ પ્રાપ્ત છે. આ અનુસાર સમાજનો પ્રત્યેક સભ્ય સામૂહિક વિકાસની પ્રક્રિયાઓને આગળ ધપાવવા બંધાયેલો છે. જો વ્યક્તિ પોતાની આ નૈતિક ફરજ પ્રત્યે ઉપેક્ષા સેવે તો ઈસ્લામી સમાજના લક્ષ્યો નિશ્ચિત બિંદુ સુધી પહોંચી ન શકે. આથી વ્યક્તિને વિવિધ રીતે ચેતવવામાં આવી છે. જેથી એ પોતાની જવાબદારી પ્રત્યે સજાગ બને. આમ, ઈસ્લામી સમાજ એ પોતાની જવાબદારીઓ પ્રત્યે જાગ્રત વ્યક્તિઓના સમૂહનું નામ છે. આવા સમૂહમાં અપરાધો મોટા કલંકરૂપ ગણી શકાય. તેથી સજાઓના સ્વરૂપમાં આ બાબતનો પૂરતો ખ્યાલ રાખવામાં આવ્યો છે કે, વ્યક્તિ પોતાની જાતને સમાજની અપકીર્તિ (બદનામી) માટેનું નિમિત્ત બનતાં બચાવી શકે.

ઈસ્લામી સમાજની એક મોટી લાક્ષણિકતા એ છે કે, તે ધરતી ઉપરનું જવાબદાર માનવજૂથ છે. સ્વાભાવિક રીતે જ એક જવાબદાર માનવજૂથની પોઝીશન સંસારમાં પ્રભાવશાળી હોવી જોઈએ. આ પોઝીશન ત્યારે જ પ્રભાવ પાથરી શકે, જ્યારે તેનું સામાજિક ચારિત્ર્ય નિષ્કલંક હોય. આમ, ચારિત્ર્યની ઉચ્ચતાઓને ઈસ્લામી સમાજ અસામાન્ય મહત્તા પ્રદાન કરે છે. ચારિત્ર્યક અધઃપતન સંસારના એક જવાબદાર માનવસમૂહ માટે કદાપિ શોભાસ્પદ નથી હોઈ શકતું. વળી, એનાથી ઈસ્લામી વ્યવસ્થા લોકો સામે એના સાચા સ્વરૂપમાં નથી આવી શકતી. ઈસ્લામી દંડવિધાને આ મુદ્દાને દૃષ્ટિ સમક્ષ રાખીને સજાઓના પ્રકાર અને સ્વરૂપને આગવો ઘાટ આપ્યો છે. જે એક ઉચ્ચ ધ્યેય ધરાવતા જવાબદાર માનવજૂથની જીવન દિશાને અંકુશિત કરવામાં અત્યંત અસરકારક પૂરવાર થયો છે. સાર એ છે કે, સંપૂર્ણપણે મૌલિક આધારો ઉપર નિમાયેલા સમાજની લાક્ષણિકતાઓ પોતે

જ માંગણી કરે છે કે, એની સુરક્ષા માટેનો અસરકારક પ્રબંધ કરવામાં આવે. ‘‘ઈસ્લામી દંડવિધાન’’ આ અસરકારક પ્રબંધની વ્યાખ્યાને ચરિતાર્થ કરે છે.

**સજામાં ક્રૂરતાના આક્ષેપની હકીકત :**

ઈસ્લામી સજાઓ ઉપર મોટો આરોપ આ છે કે, તે ક્રૂર અને બર્બરતા-પૂર્ણ છે. અત્યાર સુધી આપણે જે મુદાઓની ચર્ચા કરી તે આ આરોપમાં રહેલી સત્યતાને ઉઘાડી પાડી દે છે. ઈસ્લામી દંડવિધાનના આધારોને સમજતાં પહેલાં ઉચ્ચારાયેલા અભિપ્રાયો જ આ સજાઓને ક્રૂર અને બર્બરતાપૂર્ણ ઠેરવી શકે છે. સંનિષ્ઠ અભ્યાસી કોઈ પણ રીતે એમાં ક્રૂરતા નથી જોઈ શકતો. આજે વ્યક્તિ અને સમૂહ વચ્ચેના સબંધોમાં સર્જાયેલી વિષમતાઓથી ત્રસ્ત આધુનિક રાષ્ટ્રો, અપરાધોને નાથવા વિવશ છે. ત્યાંના સમાજશાસ્ત્રીઓ કેટલીકવાર અપરાધોની આ વકરેલી સ્થિતિને જોઈ નાછૂટકે ઈસ્લામી કાયદાઓ જેવી કડકાઈ અપનાવવાના આડકતરા ઉલ્લેખો કરે છે. વાસ્તવિક્તા પણ આ જ છે કે, ‘‘મરેલા વાઘ’’ જેવા કાયદાઓ અને કેદ-ખાનાઓની શાહી સગવડો અપરાધીને કોઈ બોધ પાઠવવાને બદલે અપરાધોને પ્રોત્સાહન જ પુરૂં પાડે છે. યુરોપનું દૃષ્ટાંત જ આપણા માટે આ હકીકત સમજવા પૂરતું છે.

ઈસ્લામે સજાઓનું સ્વરૂપ નક્કી કરતી વેળા સજાના હેતુઓને ખાસ ધ્યાનમાં રાખ્યા છે. જો સજાઓ પોતાના હેતુઓ પૂર્ણ ન કરી શકે, તો સ્પષ્ટ રીતે જ એના સ્વરૂપ કે પ્રકારને ખામીયુક્ત ગણવું પડે. ઈસ્લામે આ અંગે પૂરતી સાવચેતી દાખવી છે કે, સજાઓ ‘‘મરેલા વાઘ’’ જેવી પૂરવાર ન થાય. પરંતુ તે એના હેતુઓને અસરકારક રીતે પૂરા કરી શકે. હેતુઓની પૂર્તિમાં નિષ્ફળ નીવડેલું દંડવિધાન સાચા અર્થમાં દંડવિધાન નહીં પણ એક તૂટ માત્ર ગણી શકાય. સજાના મુખ્યત્વે ચાર હેતુઓ છે :

૧. ભય જગાડવો **(Deterrent).**

૨. અટકાવવો **(Preventive).**

૩. સુધારવો (Reformative).

૪. પ્રતિ હિંસા કરવાનો-બદલો લેવો (Retribuative).

સ્વાભાવિક રીતે જ સજાના આ મહત્વપૂર્ણ હેતુઓ ત્યાં સુધી સફળ નથી થઈ શકતા, જ્યાં સુધી દંડવિધાનને લાગણીશીલતાના પ્રભાવોથી બચાવવામાં ન આવે. ઈસ્લામી દંડવિધાનનો આ જ મુખ્ય ગુણ છે કે, તે સજાઓના હેતુઓને સાર્થક બનાવવા ‘‘લાગણીવેડા’’ અને ‘‘સહાનુભૂતિના દંભ’’માં નથી માનતું. પરંતુ અધૂરા અભ્યાસને કારણે લોકોને એના એક રચનાત્મક ગુણમાં ક્રૂરતાના દર્શન થાય છે તો એમાં દોષ કોનો ?

આશ્ચર્યની વાત તો એ છે કે, આ સજાઓને બર્બરતાપૂર્ણ કહીને અપરાધી પ્રત્યે હમદર્દીનો ડોળ આચરનાર કહેવાતા ‘‘પ્રગતિવાદીઓ’’ બોસ્નીયા, ઈરાક, અફઘાનિસ્તાન અને ફલસ્તીનમાં હજારો નિર્દોષ લોકોની ઘાતકી હત્યા થતી નિહાળે છે, પરંતુ તેમના હૃદયમાંથી સહાનુભૂતિનું એકાદ ઝરણું પણ નથી ફુટતું. અને એમની દૃષ્ટિ એમાં ક્રૂરતાનું આછુ-પાતળુ તત્વ પણ નથી જોતી !

બીજી તરફ વ્યવહારિક અનુભવો પણ સાક્ષી આપે છે કે, ઈસ્લામી દંડવિધાને પોતાના મક્કમ અભિગમને કારણે સજાઓના હેતુઓને પૂર્ણ કરવામાં સંસારના તમામ કાયદાઓ કરતાં વધારે અસરકારક ભૂમિકા ભજવી છે. આજે જે જે રાજ્યોમાં આ સજાઓ એની મૂળ વિભાવનાઓ સહિત અમલી છે, ત્યાં અપરાધોનું પ્રમાણ આશ્ચર્યજનક હદ સુધી કાબૂમાં છે. આ પ્રત્યક્ષ અને વ્યવહારિક અનુભવો પછી પણ ઈસ્લામી સજાઓને ક્રૂર, ઘાતકી, બર્બરતાપૂર્ણ, જંગલી જેવા વિશેષણો આપવા એ દ્વેષભાવ અને પૂર્વગ્રહથી વિશેષ કાંઈ જ નથી.

## મામૂલી શંકાને લઈ સજાનું ટળી જવું :

ઈસ્લામી ન્યાયશૈલીના સિદ્ધાંતો પૈકી એક મહત્વપૂર્ણ સિદ્ધાંત એ છે કે, કોઈ અપરાધીને કાનૂની સજા આપવાની બાબતમાં ન્યાયાલયનું વલણ અત્યંત ગંભીર અને જવાબદારીભર્યું હોવું જોઈએ. શંકાનો એક છાંટો પણ

કાનૂની સજાને અપરાધીના શિરેથી ટાળી દેવા માટે પૂરતો છે. ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું કથન છે : ‘‘સંદેહની સ્થિતિમાં હદો (અર્થાત્ કાનૂની સજાઓ)ને ટાળી દો.’’

પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું આ પણ કથન છે : ‘‘જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી મુસલમાનો ઉપરથી કાનૂની સજાઓને ટાળતા રહો. જો લેશમાત્ર પણ અવકાશ હોય તો આરોપીનો રસ્તો ન રોકો. કેમકે ન્યાયાધીશ આરોપીને સજા આપવામાં ભૂલ કરે એનાથી સારૂં એ છે કે, તે નિર્દોષ ઠેરવવામાં ભૂલ કરે.’’ *(તિરમિઝી, સુનને ઈબ્ને માજહ)*

આ સિદ્ધાંત એક વ્યાપક વિભાવના ધરાવે છે. આરોપીને દરેક પ્રકારની શંકાઓનો પૂરેપૂરો લાભ આપવામાં આવે છે. જેથી અપરાધી સાથે કોઈ પણ પ્રકારના અન્યાય કે અત્યાચારની તમામ શક્યતાઓ સદંતર નિર્મૂળ થઈ જાય છે. કાનૂની સજાઓને લાગુ કરવાની બાબતમાં ઈસ્લામી દંડ-વિધાનની આ અસાધારણ ચીવટ જ એ બાબત પૂરવાર કરે છે કે, સજાઓ દ્વારા ઈસ્લામ ક્યો આશય સિધ્ધ કરવા ચાહે છે ? આ ચોખવટથી સ્પષ્ટ થાય છે કે, ઈસ્લામનો મૂળ આશય અપરાધોને અટકાવવાનો છે, નહીં કે ક્રૂરતા આચરવાનો.

## સજા માટે ઈસ્લામી રાજ્ય હોવું અનિવાર્ય :

ઈસ્લામી સજાઓને લાગુ કરવા માટેની મહત્વપૂર્ણ શરતો પૈકી એક ઈસ્લામી રાજ્યના અમલને લગતી છે. જ્યાં ઈસ્લામી શાસન વ્યવસ્થા પ્રચલિત ન હોય ત્યાં આ સજાઓ લાગુ કરી શકાય નહીં. કેમકે ઈસ્લામના દંડવિધાનને ઈસ્લામની જીવન વ્યવસ્થા સાથે અતૂટ સબંધ છે. જ્યાં ઈસ્લામી વ્યવસ્થા ન હોય ત્યાં આ દંડવિધાનને લાગુ કરવું ન તો તાર્કિક છે અને ન જ અનુકૂળ પણ.

ઈસ્લામી સજાના અમલીકરણ માટે સમાજ એ તમામ ગંદા પરિબળોથી મુક્ત હોવો જોઈએ, જે અપરાધો માટે કારણરૂપ બની શકતા હોય. આ પ્રકારના સમાજનું નિર્માણ ઈસ્લામી વ્યવસ્થાની સ્થાપના વિના કદાપી શક્ય

નથી. ઈસ્લામી વ્યવસ્થાની અત્યંત મહત્વપૂર્ણ વિશેષતા આ છે કે, તે શુદ્ધ અને દૂષણ મુક્ત સમાજનું નિર્માણ કરે છે. જ્યાં વ્યક્તિ માટે અપરાધો તરફ દોરી જનારા પ્રેરણાબળો મુક્તપણે પાંગરી શકતા નથી. આ દૃષ્ટિએ ઈસ્લામના ફોજદારી કાયદાઓ ઈસ્લામી રાજ્ય અમલ સિવાય લાગુ કરવામાં આવે તો આ કાયદાઓ સામાજિક પ્રતિકૂળતાઓને કારણે એક દૂષિત માળખામાં બંધ બેસી શકે નહીં.

**સાક્ષીઓ અંગેના આકરા ધોરણો :**

ઈસ્લામી અદાલતમાં સાક્ષી અંગેના ધોરણો સંસારની તમામ ન્યાય વ્યવસ્થાઓ કરતાં અત્યંત આકરા છે. ફરીયાદીના શિરે સાક્ષીઓ રજૂ કરવા ફરજિયાત છે. ઈસ્લામી ન્યાયના નિયમ અનુસાર વાદી **(Plaintiff)** ભલે ગમે તેટલો સત્યનિષ્ઠ, પ્રામાણિક અને સુવિખ્યાત હોય અને પ્રતિવાદી ગમે તેવો અત્યાચારી કે અપ્રામાણિક હોય, તો પણ માત્ર વાદીની રજૂઆતને આધારે તેના દાવાને સ્વીકારી શકાય નહીં. તેના માટે સાક્ષીઓ રજૂ કરવા જરૂરી છે. આ નિયમના વ્યવહારિક દૃષ્ટાંત તરીકે ઈસ્લામના ઈતિહાસનો એક પ્રસંગ અત્રે ઉલ્લેખનીય છે. ઈસ્લામના ચોથા ખલીફા હઝરત અલી (રદી.) જેવા મહાન સત્યનિષ્ઠ અને ઈસ્લામી રાજ્યના વડાએ પણ પોતાના દાવાને પૂરવાર કરવા માટે અદાલતમાં સાક્ષીઓ રજૂ કરવા પડ્યા.

સાક્ષી અંગેના નિયમો અત્યંત કડક છે અને ઈસ્લામના મૂળભૂત જીવનદર્શનનો તેની ઉપર ઘનિષ્ઠ પ્રભાવ છે.

**ઈસ્લામી દંડવિધાનમાં સજાઓના પ્રકારો :**

ઈસ્લામી દંડવિધાન અનુસાર સજાઓના પ્રકાર ત્રણ વિભાગોમાં વહેંચાયેલા છે. જે આ મુજબ છે :

**(૧) કિસાસ :** 'કિસાસ'નો અર્થ 'બરાબરી'નો છે. અર્થાત્ એક વ્યક્તિ બીજી વ્યક્તિ સાથે જે પ્રકારનું વર્તન આચરે, તે જ પ્રકારનું વર્તન તેની સાથે પણ કાયદાકીય ધોરણે કરવું. જો હત્યા કરે તો હત્યારાને પણ મૃત્યુદંડ આપવો, જો ઘાયલ કરે તો એને (ઘાયલ કરનારને) પણ ઘાયલ કરવો. અલબત્ત,

કિસાસના કાયદામાં ઈસ્લામી દંડવિધાનનો અભિગમ અનેક પ્રકારની સામાજિક પરિસ્થિતિઓને ધ્યાનમાં રાખે છે. આ અનુસાર ઈસ્લામી દંડવિધાને કિસાસ માટે આર્થિક વળતર (દિયત)નો વિકલ્પ ઉઘાડો રાખ્યો છે. આ ઉપરાંત અસરગ્રસ્તને તથા તેના વારસદારોને એ અધિકાર આપ્યો છે કે, તેઓ આ પ્રકારના અપરાધમાં અપરાધીને માફી આપી શકે છે.

**(૨) હુદૂદ** : 'હુદૂદ' એટલે તે સજાઓ કે જે કેટલાક અપરાધો માટે સ્વયં સૃષ્ટિના સર્જનહારે નિર્ધારીત કરી દીધી છે. આ સજાઓના સ્વરૂપ સાથે જરા પણ છેડછાડ કરવાનો અધિકાર શાસનતંત્રને પ્રાપ્ત નથી.

હુદૂદના વર્તુળમાં આવતા અપરાધો આ મુજબ છે : (૧) વ્યભિચાર (૨) વ્યભિચારનો આક્ષેપ (૩) મદ્યપાન (૪) ચોરી (૫) બળવાખોરી (૬) આતંક અને લૂંટફાટ (૭) સત્ય માર્ગને સ્વીકાર્યા પછી ઠુકરાવી દેવો.

આ અપરાધોમાં સજાની હદો સૃષ્ટિના સર્જનહારે પોતાના માર્ગદર્શનના માધ્યમો દ્વારા સૂચવી દીધી છે. જો અપરાધ પૂરવાર થઈ જાય તો ન્યાયાધીશ માટે નિર્ધારીત સજા આપવી અનિવાર્ય બની જાય છે. જો કે આ પ્રકારની સજાઓને અમલી બનાવવાના ધોરણો અત્યંત કડક છે.

**(૩) તઅઝીરાત** : કિસાસ અને હુદૂદ સિવાય જે અન્ય અપરાધોની સજાઓને ઈસ્લામી શરીઅતે નિર્ધારીત નથી કરી. શરીઅતની પરિભાષામાં આ સજાઓને તઅઝીરાત કહેવામાં આવે છે. ન્યાયાધીશ ઈસ્લામી દંડ-વિધાનની મર્યાદામાં રહીને પોતાની વિવેકબુદ્ધિથી આ પ્રકારની સજાઓ લાગુ કરવાનો અધિકાર ધરાવે છે.

અપરાધીની પરિસ્થિતિ, અપરાધનો પ્રકાર, સંજોગો અને સામાજિક પરિબળોને ધ્યાનમાં લઈને રાજ્યતંત્ર આ પ્રકારના ગુનાઓ માટે સજાનું સ્વરૂપ નક્કી કરી શકે છે. અલબત્ત, આ પ્રકારની સજાઓમાં ઈસ્લામી દંડવિધાને મહત્વપૂર્ણ સિદ્ધાંત નિર્ધારીત કર્યો છે તે એ છે કે, તઅઝીરી સજા હુદૂદના વર્તુળમાં આવતા અપરાધોની કાનૂની સજાથી વધારે સખ્ત ન હોવી જોઈએ. પયગમ્બર (સલ.)એ ફરમાવ્યું : "જેણે કાનૂની સજાને પાત્ર

અપરાધો સિવાયના અન્ય અપરાધોમાં કાનૂની સજાના પ્રમાણને ઓળંગી દીધું (અર્થાત્ તઅઝીરી સજાનું પ્રમાણ કાનૂની સજા કરતાં વધારી દીધું) તે ન્યાયની સીમા ઓળંગનાર છે.'' *(બયહકી)*

તઅઝીરી સજાઓ કેદ, કોરડામાર વગેરે કોઈ પણ સ્વરૂપે હોય શકે છે. આ સ્વરૂપ સંજોગોની અનુકૂળતા-પ્રતિકૂળતા મુજબ બદલાય શકે છે. શરત એટલી જ છે કે, હુદૂદ કરતાં તા'ઝીરાતનું સ્વરૂપ હળવું હોવું જોઈએ.

**શ્રીલંકામાં મૃત્યુદંડની સજા રદ કરી ફરીથી અમલી બનાવવી પડી :**

મૃત્યુદંડની સજાને રદ કરી દેવા અંગે આધુનિક યુગના બુધ્ધિજીવી-ઓએ મોટી બૂમરાણ મચાવી મૂકી છે. એમના મત મુજબ મૃત્યુદંડની સજાનો અર્થ એ છે કે, એક માનવીના પ્રાણના પગલે-પગલે બીજા માનવીનો પ્રાણ પણ ગુમાવી દેવામાં આવે. છેલ્લા કેટલાક વર્ષોથી દુનિયાના અનેક રાષ્ટ્રોમાં આ અભિગમે જોર પકડ્યું છે અને મૃત્યુદંડને સ્થાને કેદ જેવી સજાઓ નક્કી કરવામાં આવી રહી છે. પરંતુ દુનિયા આ પ્રકારના દોષપૂર્ણ અભિગમના સ્ફોટક પરિણામો જાણે-અજાણે ભોગવી રહી છે. હત્યારાઓને જેલની અદ્યતન સુવિધાઓ અને શાંત વાતાવરણમાં કોઈ બોધપાઠ મળવાની વાત તો દૂર રહી, સજા ભોગવ્યા બાદ એ જ હત્યારાઓ બમણા આક્રમક બનીને નિર્દોષોના જીવનમાં આગ ચાંપતા રહે છે. સમાજશાસ્ત્રીઓના સંશોધનો અને મોજણીઓ દ્વારા જણાયું છે કે, મૃત્યુદંડની સજાનો અમલ અટકાવી દેનાર રાષ્ટ્રોમાં અપરાધોનું પ્રમાણ અગાઉની સરખામણીમાં વધ્યું છે અને ખૂનના બનાવોમાં લગભગ ૧૨% જેટલો વધારો નોંધાયો છે. એવા પણ ઉદાહરણો છે કે, કેટલાક રાષ્ટ્રોને અપરાધોની આ આગેકૂચ જોઈ પોતાના અભિગમ બદલ પસ્તાવું પડ્યું અને પુનઃ મૃત્યુદંડનો અમલ ચાલુ કરવો પડ્યો. જેમકે સિલોન એસેમ્બલીએ ઈ.સ. ૧૯૫૬માં એક ખરડો પસાર કરીને મૃત્યુદંડની સજાને રદ કરી નાંખી. આ ખરડો પસાર થવા પછી સીલોનમાં અપરાધોનું પ્રમાણ આશ્ચર્યજનક હદ સુધી વધી ગયું. શરૂ શરૂમાં તો લોકોને આ અંગેનું અનુમાન ન થઈ શક્યું, પરંતુ ૧૯૫૯ના સપ્ટેમ્બરની

૨૬મી તારીખે જ્યારે એક વ્યક્તિએ સિલોનના વડાપ્રધાન ભંડાર નાયકને એમના નિવાસસ્થાને ભારે ક્રૂરતાપૂર્વક મોતને ઘાટ ઉતારી દીધા ત્યારે સિલોનના કાનૂન નિષ્ણાંતોમાં ખળભળાટ મચી ગયો. વડાપ્રધાનની અંતિમ ક્રિયાથી ફારિગ થયા પછી તાત્કાલિક સિલોન એસેમ્બલીની એક બેઠક બોલાવવામાં આવી. જેમાં આશરે ચાર કલાકની ચર્ચા પછી જાહેરાત કરવામાં આવી કે, સિલોન સરકાર ખૂન અંગેના ૧૯૫૬ના કાયદાને રદ કરીને મૃત્યુદંડની સજાને પુનઃ અમલી બનાવવાનો નિર્ણય કરે છે.

*(મઝહબ ઔર જદીદ ચેલેન્જ : પૃ.૨૦૦)*

હત્યારા પ્રત્યેની સહાનુભૂતિ વાસ્તવમાં એક દોષપૂર્ણ જીવનદષ્ટિનું પરિણામ છે, જે વ્યવહારની દુનિયામાં સમાજજીવનને ઘડીભર માટે પણ કામ લાગી શકે એમ નથી. સમાજજીવનની સલામતી અને શાંતિ, પ્રાકૃતિક અભિગમમાં રહેલી છે. અને ઈસ્લામી કાયદો આ જ પ્રાકૃતિક અભિગમનો પર્યાય (બદલો) છે. હત્યારાને મૃત્યુદંડની સજા દ્વારા ઈસ્લામ મુખ્યત્વે બે બાબતો સિદ્ધ કરવા માંગે છે. એક તો એ કે, સમાજના નિર્દોષ વ્યક્તિની ઈરાદાપૂર્વક હત્યા કરીને અપરાધીએ જે દુષ્કૃત્ય આચર્યું છે, તે સદાને માટે જડમૂળમાંથી કપાઈને નાશ પામે અને બીજું એ કે, અપરાધીના અંજામને નિહાળીને અન્ય કોઈ આ પ્રકારની હિંમત ન કરી શકે.

જો કે ઈસ્લામી સમાજમાં વ્યક્તિની કેળવણી જ એ પ્રકારે થાય છે કે, તે સમાજ માટે રાક્ષસ બનવાને બદલે સમાજનો મોટો હિતેચ્છુ અને માનવ-પ્રેમનો સમર્થક બને છે. અહીં વ્યક્તિ એ રીતે ઘડાય છે કે, કેવળ ભૌતિક કારણોની બુનિયાદ ઉપર તે કોઈ નિર્દોષનું જીવન રહેંસી નાખે તેટલી ક્રૂર બની શકતી જ નથી. આ જ કારણ છે કે, જો સમાજનો કોઈ સભ્ય આવી ક્રૂરતા આચરે તે ઈસ્લામ માટે અસહ્ય બાબત છે. ઈસ્લામની નજરે માનવ-જીવન એક મોંઘેરી મતા છે, અને અલ્લાહપાકની અમાનત પણ. કુર્આન માનવજીવનના મૂલ્યની જાહેરાત કરતાં આદેશ આપે છે :

"અને જે પ્રાણને અલ્લાહપાકે હરામ ઠેરવ્યો છે (અર્થાત્ સુરક્ષિત ઠેરવ્યો છે) તેને અધિકાર વિના રહેંસી ન નાંખો." *(૬:૧૫૧)*

"જે કોઈએ કોઈ એવા માણસને મારી નાંખ્યો, જેણે કોઈનું ખૂન કર્યું ન હોય અથવા ધરતી ઉપર આતંક મચાવ્યો ન હોય (અર્થાત્ જેણે કોઈ નિર્દોષ માણસની હત્યા કરી નાંખી) તેણે જાણે સઘળા માણસોને મારી નાંખ્યા. અને જે કોઈએ કોઈ નિર્દોષનો જીવ બચાવ્યો, તેણે જાણે સઘળા માણસોને બચાવી લીધા." *(સૂરએ માઈદહ : ૩૨)*

હત્યારો એક નિર્દોષની હત્યા કરીને માનવજીવનની ઈસ્લામે સ્થાપેલી મહત્તાને પડકારે છે. ઈસ્લામ આ પ્રકારના અસામાજિક તત્વોના પડકારને સમાજજીવન માટે ખતરનાક સમજે છે અને આ કાયરતાપૂર્ણ પડકાર એની ઉગ્રતા ધારણ કરે એ પહેલાં જ કચડી નાંખે છે. જેથી નિર્દોષોના જીવન સલામત વાતાવરણમાં શ્વાસ લઈ શકે. કુર્આને કિસાસના આ રહસ્યને સમજાવતાં ફરમાવ્યું કે, "અય બુદ્ધિશાળીઓ ! તમારા માટે કિસાસમાં જીવન છે." *(૨:૧૭૯)*

## બળાત્કારની સજા : એક મંતવ્ય

અલ્લાહ તઆલાએ આ દુન્યાને એવી રીતે વસાવી છે કે, તેમાં માનવીની ઈચ્છાઓ સંતોષવા માટે એકથી એક વસ્તુ મૌજૂદ છે. પરંતુ ક્યારેક આ ઈચ્છાઓ સંતોષવા માટે એક માનવી તથા બીજા માનવી વચ્ચે અથડામણ થાય છે.

આખિરતનો મામલો જુદો હશે. ત્યાં ઈચ્છાઓ હશે અને તેની પૂર્તિ (તકમીલ) પણ હશે. ત્યાં અથડામણ નહીં હશે. ત્યાં કોઈ અભાવથી નહીં પીડાશે. એટલે ત્યાં ગુનાહો માટે કોઈ પ્રેરક નહીં હશે.

આ દુન્યામાં માનવી સ્પર્ધાના વાતાવરણમાં જીવન પસાર કરે છે. એટલે તેમાં દુશ્મનાવટ જન્મે છે. અમુક લોકો પોતાની ઈચ્છાઓ સંતોષવામાં સફળ થઈ જાય છે, અને અમુક લોકો વંચિત રહી જાય છે. વંચિતોના મનમાં બદલાની ભાવના જન્મે છે. અને આ જ ભાવના ગુનાનું સ્વરૂપ ધારણ કરી લે છે. વિશ્વના દરેક વર્ગને બીજા વર્ગથી ફરિયાદ છે. ગરીબોને માલદારોથી, મજૂરોને શેઠ સાહેબોથી, પ્રજાને હાકેમોથી ફરિયાદ છે. આ

વહેંચણી વિશ્વમાં હંમેશ યથાવત્ રહેશે. કારણ કે તેનાથી જગતનું વૈવિધ્ય (વિવિધતા) જળવાયેલું છે. એટલે આખિરતથી પહેલાં એવી દુન્યાની કલ્પના ન કરી શકાય, જે ગુનાહ અને ગુનાહની ભાવનાઓથી સંપૂર્ણપણે મુક્ત હોય. અલબત્ત, ગુનાહને રોકવાના યથા-શક્તિ પ્રયાસો કરી શકાય, કરવામાં આવે છે તેમજ કરવા પણ જોઈએ.

ક્રાઈમ (ગુનાહ)ને રોકવા માટે ત્રણ પ્રેરકો છે. પહેલું પ્રાકૃતિક (સ્વભાવિક) સજ્જનતા, બીજું કાનૂનનો ડર અને ત્રીજું આખિરતમાં જવાબ આપવાનો વિશ્વાસ.

અલ્લાહપાકે માનવીના સ્વભાવમાં નેકી રાખી છે. માનવી સ્વભાવે વરૂ નથી હોતો. અત્યાચારી માનવીનો અંતરાત્મા તેને ડંખે છે. એટલે જ હત્યા કરનારા માનસિક બીમારીઓનો ભોગ બની જતા હોય છે. ગુનાહિત લાગણી તેમનો પીછો કરતી રહે છે. ત્યાં સુધી કે આવા લોકો ક્યારેક દબાણવશ આત્મહત્યા કરી બેસે છે. ઘણાંબધા લોકો એવા છે કે, તેમનો અંતરાત્મા જ તેઓને ખોટું કાર્ય કરવાથી રોકી દે છે. ભલેને તેઓ નાસ્તિક જ કેમ ન હોય. તે છતાં પણ અલ્લાહપાકે દિલમાં ખોટા કાર્ય પર ટોકવાની જે ખૂબી રાખી છે, એ તેને રોકી રાખે છે.

ગુનાહને રોકવાનો બીજો અસરકારક ઉપાય કાનૂન છે. આ વિશ્વમાં જ્યારથી માનવીની વસાહતો વસી છે, તે કોઈ ને કોઈ કાનૂન સાથે બંધાયેલો રહ્યો છે. ઘણાં બધા લોકો એવા છે, જેમણે અંતરાત્માનો અવાજ સાંભળવાનું બંધ કરી દીધું છે. કાનૂનના દંડા સિવાય તેઓને કોઈ ક્રાઈમ (ગુનાહ) આચરવાથી રોકી ન શકે. ઈસ્લામે પણ કેટલાક ગુનાહોની સજાઓ નક્કી કરી છે, અને તે આ છે :

વ્યભિચાર, દારૂ, લૂંટફાટ, ઈસ્લામથી ફરી જવું વગેરે. આ ગુનાહ સબંધી સજાઓને 'હુદૂદ' કહેવામાં આવે છે. આ ગુનાહોને અલ્લાહ તઆલાના અધિકારો સાથે સબંધિત માનવામાં આવે છે. એટલે 'અદાલત' કે ખુદ 'પક્ષકાર' પણ ગુનેહગારને માફ કરી દેવાનો હક્ક નથી ધરાવતો.

ઈસ્લામની ગુનાહ તથા સજાની વ્યવસ્થામાં બીજી એક મહત્વપૂર્ણ બાબત 'કિસાસ તથા દિયત' છે. આ કાનૂન હત્યા તથા આંશિક શારીરિક નુકસાન સાથે સબંધ ધરાવે છે. આ ગુનાહોને બંદાઓના હક્કો સાથે સંલગ્ન સમજ-વામાં આવ્યા છે. એટલે પક્ષકાર કે તેના વાલી (વારસો) ગુનેહગારને માફ કરી શકે છે. અને માલની વિશેષ માત્રાની શરતે સંધિ પણ કરી શકે છે. તેમના સિવાય જે ગુનાહો છે, તેમના વિશે અદાલત પોતાની મુનસફી મુજબ સજાનો ચૂકાદો આપી શકે છે. અને મુસ્લિમ દેશની સંસદ માટે પણ આવા ગુનાહો વિશે કાનૂન ઘડવાની ગુંજાઈશ છે. આ ગુનાહો સબંધી સજા-ઓને ફિકહ (ઈસ્લામી કાયદાશાસ્ત્ર)ની પરિભાષામાં 'તઅઝીર' કહે છે.

પાપ (ગુનાહ) આચરવાથી રોકવાનું સૌથી અસરકારક પ્રેરક આખિરતમાં જવાબ આપવાનો અહેસાસ છે. કાનૂન એ દિનના અજવાળામાં માનવીનો હાથ રોકી શકે છે, પરંતુ તે રાતના અંધકાર સુધી પહોંચી નથી શકતો. પરલોક (આખિરત)માં જવાબ આપવાનો અહેસાસ જ એક એવું પરિબળ છે, જે માનવીને એકાંતમાં પણ પાપ (ગુનાહ) આચરવાથી રોકી રાખે છે. વાસ્તવિક્તા એ છે કે, જો કોઈ માણસ ગુનાહિત વૃત્તિ ધરાવતો હોય અને તેની અંદર ખુદાપાકનો ખૌફ ન હોય, તો તેને ગુનોહ આચરવાથી કોઈ રોકી ન શકે. એટલે જ કુર્આન શરીફ જ્યારે કોઈ બાબતની મનાઈ ફરમાવે છે, ત્યારે ખુદાપાકના ખૌફ અને મૃત્યુ પછી જવાબ આપવાનો અચૂક ઉલ્લેખ કરે છે.

ઝિના-વ્યભિચારનો સમાવેશ ઈસ્લામી દષ્ટિબિંદુએ "હુદૂદ"માં થાય છે. અવિવાહિત માટે તેની સજા એકસો કોરડા છે. અને વિવાહિત માટે પથ્થર મારીને મારી નાંખવાની સજા છે. દેખીતી વાત છે કે, આ અત્યંત સખત સજા છે. તેનું કારણ એ છે કે, વ્યભિચારના નુકસાનો પણ એટલા જ સખત છે. એક વ્યભિચાર સ્ત્રી તથા પુરૂષ બન્નેને તથા બન્નેના કુટુંબને લાંછન લગાડે છે. જો વ્યભિચાર કુમારિકા (નાબાલિગા) સાથે કરવામાં આવે તો તેના કોમાર્યભંગ (શર્મગાહ)ની પૂર્તિ કોઈ સંજોગોમાં શક્ય નથી. જો વિવાહિત સાથે કરવામાં આવે તો આ તેના પતિ પર અત્યાચાર છે. જો તેનાથી બાળક

અવતરે તો તેનો કોઈ વાલી નથી હોતો. ક્યાં તો તેનો પિતા શંકાસ્પદ રહે છે. એટલે જ ઈસ્લામે વ્યભિચાર માટે આકરી સજા ફટકારી છે.

ઈસ્લામે આવા પ્રકારના ગુનાહો માટે શારીરિક શિક્ષા નક્કી કરી છે. કારણ કે અનુભવ એમ કહે છે કે, શારીરિક સજા ગુનેહગારો માટે જેટલી અસરકારક નીવડે છે, માત્ર જેલમાં બંધ રાખવાથી તે પરિણામ નથી મળતું. બલ્કે આંકડાઓ એમ કહે છે કે, જે ગુનેહગારોને જેલની સજા ફટકારવામાં આવે છે, તેઓ વધારે મોટા ગુનેહગારો બની જતા હોય છે. જે દેશોમાં શારીરિક સજાઓ આપવામાં નથી આવતી, તેનો ક્રાઈમરેટ વધતો જ જાય છે. એનાથી વિપરિત શારીરિક સજાઓ ગુનાહોથી રોકવામાં વધારે અસર-કારક પૂરવાર થાય છે. સઉદી અરબમાં ૧૯૭૪ સુધી ચોરીની માત્ર બાર એવી ઘટનાઓ ઘટી હતી, જેમાં હાથ કાપવાની નોબત આવી. લીબિયામાં એક કાળે શરઈ કાનૂન લાગુ થયો હતો, તો ત્રણ વર્ષમાં માત્ર છ ગુનેહગારોના હાથ કાપવાની નોબત આવી. એટલે એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે, શારીરિક શિક્ષા જેલ કરતાં વધારે અસરકારક પૂરવાર થાય છે.

જ્યારે બળાત્કારની ઘટના ઘટે છે, ખાસ કરીને ઉચ્ચ વર્ગની સ્ત્રી પર નીચલા વર્ગના પુરૂષ દ્વારા દુષ્કર્મ આચરવામાં આવે છે, ત્યારે તેનો બહુ જોરદાર વિરોધ થાય છે. આવી ઘટનાઓ વખતે જો કે કેટલાક લોકો ન્યાયી વલણ પણ અપનાવે છે, અને એમ કહે છે કે, બળાત્કારને રોકવા માટે ઈસ્લામી સજા આપવી જોઈએ. પરંતુ જ્યારે ઉચ્ચ વર્ગના કે બહુમતી વર્ગના પુરૂષ દ્વારા નીચલા વર્ગ કે લઘુમતી વર્ગની સ્ત્રી પર બળાત્કાર ગુજારવામાં આવે છે ત્યારે ભીનું સંકેલી લેવામાં આવે છે.

બળાત્કારની સજા બાબતે ખાસ કરીને ભારતના સંદર્ભમાં વિચાર કરવાની જરૂર છે. ઈસ્લામ જ્યારે કોઈ ગુનાહ માટે સખત સજા નક્કી કરે છે, તો એ ગુનાહથી રોકવા માટે યોગ્ય વાતાવરણ પણ સર્જે છે. દા.ત. આ વ્યભિચારની સજાને જ લઈ લો તો તેના માટે તેણે પરદાનો હુકમ આપ્યો, શરાબને હરામ કરવામાં આવી. ત્યાર પછી વ્યભિચારની આટલી સખત

સજા નક્કી કરે છે. તેને પૂરવાર કરવા માટે ગવાહોનો કાનૂન (કાયદો) પણ એટલો જ સખત રાખવામાં આવ્યો છે.

ભારતમાં સર્વપ્રથમ તો પાપાચારના પ્રેરકબળોને ખૂલ્લી છૂટ આપી દેવામાં આવી છે. પરદાની કોઈ વ્યવસ્થા નથી. અશ્લીલતા (બેશર્મી)નું બજાર ગરમ છે. બલ્કે અવિવાહિત સ્ત્રી અને પુરૂષો પરસ્પર સંમતિથી શારીરિક સબંધ સ્થાપે છે, તો તે વ્યભિચાર જ નથી. પછી ગવાહીનો કાનૂન એટલો બેદરકારીભર્યો છે કે માત્ર એક માણસની ગવાહી પર મહત્વપૂર્ણ ચૂકાદાઓ આપવામાં આવે છે.

વ્યભિચારી માણસ નિઃશંક કડક સજાને લાયક છે, પરંતુ ન્યાયનો તકાદો એ છે કે, તેને ગુનાહથી બચવા માટેનું વાતાવરણ પણ આપવામાં આવે. જ્યાં ડગલેને પગલે ગુનોહ આચરવાની પ્રેરણા મળતી હોય, તો તે વાતાવરણમાં ગુનેગારને આ પ્રકારની સજા આપવી ચોક્કસ જ વિચારણીય છે. એટલે જ ભારતની સરકારે તથા સમાજે પહેલાં એવું વાતાવરણ બનાવવું જોઈએ, જે ગુનાહોના પ્રેરક બળોને ખત્મ કરી શકે અને એવા પવિત્ર સમાજનું નિર્માણ કરી શકે, જેમાં માનવી ગુનાહ તરફ કદમ ઉઠાવતાં પહેલાં સો વખત વિચારવા માટે મજબૂર બની જાય. ત્યાર પછી તેની વાસ્તવિક સજા નક્કી કરે.

## મૃત્યુદંડમાં જીવન છે

કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ‘‘હે સમજદારો ! મૃત્યુદંડમાં તમારા માટે જીવન છે. આશા છે કે તમે અલ્લાહપાકથી ડરતા રહો.’’ *(૨:૧૭૯)*

આ આયતમાં ઈસ્લામમાં મૃત્યુદંડના કાનૂનની ઉપયોગિતા અત્યંત સ્પષ્ટ શૈલીમાં બતાવવામાં આવી છે. આ આદેશ એમ જુઓ તો હત્યારા તથા તેના કુટુંબીજનોને નાપસંદ પડી રહયો હશે, પરંતુ તેના અંદર સમગ્ર માનવજાત માટે જીવનનો સંદેશો છૂપાયેલો છે. કારણ કે જે દેશમાં હત્યારાને યોગ્ય સમયે દંડરૂપે મારી નાંખવાની વ્યવસ્થા હશે, ત્યાં સૌથી પહેલા

તો કોઈ માણસ કોઈ નિર્દોષની હત્યાની હિંમત નહીં કરશે. અને જો ક્યારેક એવી સ્થિતિ આવી પણ પડે તો કસૂરવારને તત્કાળ સજા મળી જવાના કારણે મરનારના વારસોમાં હત્યારાના સગા-સબંધીઓથી બદલો લેવાની ભાવના ઉત્પન્ન થઈ શકશે નહીં. અને સમાજમાં કાયદા વ્યવસ્થાની સ્થિતિ જળવાયેલી રહેશે.

ઈસ્લામ પૂર્વે (ઝમાનએ જાહિલિય્યતમાં) મૃત્યુદંડના બદલે ટોળાશાહી (Tribal) ઢબે બદલો લેવાનો રિવાજ હતો. જેના કારણે અંદરો-અંદર વર્ષો સુધી યુધ્ધો ચાલતા હતા. અને એક હત્યાના બદલામાં અગણિત નિર્દોષોને મોતને ઘાટ ઉતારી દેવામાં આવતા હતા. આ અજ્ઞાનતાભર્યા વાતાવરણમાં જ્યારે ઈસ્લામનો મૃત્યુદંડ સબંધી કાનૂન લાગુ થયો ત્યારે આશ્ચર્યજનક રીતે માનવિય હિંસા પર અંકુશ આવી ગયો.

આજે પણ જે દેશોમાં ઈસ્લામની આ કાનૂન વ્યવસ્થા કોઈ પણ સ્તરે લાગુ છે, ત્યાં ગુનાઓની ટકાવારી અન્ય દેશોની તુલનામાં સૌથી ઓછી છે. અને જે દેશોએ ‘માનવતા’ના આંચળા હેઠળ તેને નાબૂદ કરી નાંખી છે, ત્યાં ખૂનરેજી આજે પણ ચાલુ છે. આ ઘટનાકીય પુરાવાઓથી કુર્આને કહેલી વાત સાચી ઠરે છે.

## સજાના વિકલ્પોનું અન્ય સ્વરૂપ અને મહત્વ :

કિસાસનો આ કાનૂન એક વ્યાપક રૂપરેખા અને દૃષ્ટિ ધરાવતો કાયદો છે. આ કાયદા અનુસાર અસરગ્રસ્ત વ્યક્તિ અને હત્યાના કેસમાં અસરગ્રસ્ત (અર્થાત્ જેની હત્યા થઈ હોય તે) વ્યક્તિના વારસદારો સામે ઈસ્લામી દંડવિધાને ત્રણ વિકલ્પો મૂક્યા છે. મૃતકના વારસદારોને ત્રણ પૈકી કોઈ પણ વિકલ્પ પસંદ કરવાનો અધિકાર છે. આ ત્રણ વિકલ્પો પયગમ્બરે ઈસ્લામ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ મુજબ સૂચવ્યા છે :

“જેની હત્યા થાય અથવા શારીરિક ઈજા થાય તો તેના વારસદારોને ત્રણ વિકલ્પો પૈકી કોઈ એકની પસંદગીનો અધિકાર છે. તેઓ ચાહે તો હત્યારાને બદલા સ્વરૂપે મૃત્યુદંડ અપાવે, ચાહે તો મૃત્યુદંડને બદલે આર્થિક

વળતર સ્વીકારી લે અથવા તો હત્યારાને માફ કરી દે.''

*(ઈબ્ને માજહ : પેજ-૧૯૨)*

ઉપરોક્ત હદીષ બુખારી શરીફમાં પણ છે. અલબત્ત, બુખારી શરીફમાં આ હદીષ સળંગ નથી, બલ્કે ''બાબુ મન કુતિલ લહૂ કતીલુન ફહુવ બિખયૂરિન્નઝરૈન''માં બે વિકલ્પો ''કિસાસ'' (મૃત્યુદંડ) અને ''દિયત'' (વળતર) પૈકી કોઈ એક વિકલ્પ પસંદ કરવાના અધિકારનો ઉલ્લેખ છે. અને ''બાબુલ અફ્વ ફિલ્ ખતા બઅ્દલ્ મવત''માં માફીના વિકલ્પનો ઉલ્લેખ છે. *(બુખારી શરીફ : પેજ-૧૦૧૬/૧૭)*

પયગમ્બરે ઈસ્લામ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો મુબારક અભિગમ આ હતો કે, જ્યારે કોઈ 'કિસાસ'ના વર્તુળમાં આવતો મુકદ્દમો રજૂ થતો ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરીયાદીને આર્થિક વળતર (દિયત) ઉપર રાજી થઈ જવાની ભલામણ કરતા હતા. ક્યારેક આપ એકવારની ભલામણ પછી ફરી પણ ભલામણ કરતા હતા અને મોટે ભાગે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સૌજન્યપૂર્ણ ભલામણ ફરીયાદી ઉપર રચનાત્મક પ્રભાવ છોડતી હતી.

## ગુનાહો પર અંકુશ મેળવવાની ઈસ્લામી પદ્ધતિ

આપણાં દેશમાં બે વસ્તુઓ બહુ ઝડપથી વધી રહી છે. એક મોંઘવારી અને એક ગુનાખોરી. ભલભલા લોકો આ માટે ચિંતાતુર જોવા મળે છે. કોઈ બળાત્કારીને ફાંસીની સજા આપવાની તરફેણ કરી રહ્યો છે, તો કોઈ વિદ્યાર્થીનીઓ માટે ગણવેશ-યુનિફોર્મમાં સ્કર્ટ-ટોપના બદલે શર્ટ, શલવાર અને ઓઢણીને જરૂરી ઠરાવવાની વાત કરી રહ્યો છે. દેશના મોટા કે નાના શહેરોમાં ગુનાના જે આંકડાઓ બહાર આવી રહ્યા છે તેના લીધે દરેક માણસ વિચારવા માટે મજબૂર થઈ ગયો છે. આ કહેવાતા આધુનિકોએ આજ સુધી તેને અંકુશમાં લેવા માટે જે યુક્તિઓ સૂચવી છે, તે વાસ્તવમાં ગુના તથા સજા સબંધી ઈસ્લામી વિભાગના અને તેણે સૂચવેલા ઉકેલનો ખામોશ સ્વીકાર છે.

ઈસ્લામી પયગમ્બર (સલ.) જે સમાજમાં જન્મ્યા, તે ગુનાઓથી ખદબદતો સમાજ હતો. ચોરી, લૂંટફાટ, હત્યા, શરાબ તથા વ્યભિચારનું ચલણ હતું. ઉચ્ચ વર્ણ મેળવવા માટે પત્નીને અન્ય પાસે મોકલવામાં પણ તેમને છોછ ન હતી. એક સ્ત્રી સાથે અનેક પુરૂષો સહશયન માણતા. અને પછી પગીઓ દ્વારા વંશની ઓળખ કરાવતા હતા. *(બુખારી શરીફ, ૨/૭૬૯)* લોકો પોતાની બેહયાઈની દાસ્તાન કઅબા પર લટકાવતા. અને પોતાની કવિતામાં તેનો અનાયાસે ઉલ્લેખ કરતા. લડાઈ ઝઘડો તો જાણે તેમનો સ્વભાવ હતો. નાની અમથી વાતના લીધે પેઢીઓ સુધી લડતા રહેતા.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સમાજની આવી બદતર સ્થિતિ સુધારવા માટે ત્રણ પધ્ધતિ અપનાવી. સર્વપ્રથમ તેમનો વિચાર શુધ્ધ કરવામાં આવ્યો. ત્યાર પછી તે કારણો તથા સાધનો પર પાબંદી લગાવી દેવામાં આવી, જે ગુના કરવા માટે સહાયક નીવડે છે. ત્રીજી રીત એ અપનાવી કે સંગીન ગુનાઓ પર કડક સજાઓની જોગવાઈ રાખવામાં આવી.

અલ્લાહના રસૂલ (સલ.)એ સર્વપ્રથમ લોકોના દિલમાં ખુદાનો ડર એવો બેસાડયો કે માણસ સમક્ષ જીવતે જીવ મૃત્યુ પછીનું જીવન આવી જાય. આ પરિવર્તનના કારણે જ સહાબાએ કિરામ મામૂલી મામૂલી ગુનાઓના કારણે બેચેન બની જતા હતા.

એક સહાબી હઝરત માઈઝ (રદી.) તથા એક સહાબીયા હઝરત ગામિદિય્યહ (રદી.)થી માનવીય નિર્બળતાઓના લીધે ભૂલ થઈ ગઈ. તો કોઈ તેનો સાક્ષી કે તેમની વિરૂધ્ધ કોઈ દાવેદાર ન હતો. તો પણ તેમની ઈમાનવાળી અંતરાત્મા અપરાધ ભાવનાના કારણે એટલી બેચેન બની ગઈ કે, તેઓ અલ્લાહના રસૂલ (સલ.)ની સેવામાં આવ્યા, અને પોતાનો ગુનોહ કબૂલી લીધો. અને કબૂલ્યો પણ કેવા શબ્દોમાં કે, ‘‘હે અલ્લાહના રસૂલ (સલ.) ! હું લૂંટાય ગયો, મને પવિત્ર કરી દયો.’’ એટલે કે પાપાચારને એ લોકો પોતાની બરબાદી સમજતા હતા. તેમના એકરાર પછી રસૂલુલ્લાહ

(સલ.)એ મોઢું ફેરવી લીધું. આમ એટલા માટે કર્યું કે તેઓ પોતાના એકરારને બીજું અર્થઘટન આપી આટલી સખત સજાથી બચી જાય. પરંતુ તેઓ પોતાના એકરાર પર અચળ રહ્યા. આખરે કાનૂની સાબિતી મળી જવાના કારણે તેમને દંડરૂપે સજા ફટકારવામાં આવી. યાદ રહે કે જે ગુનાઓ પર કોરડા વીંઝવાની કે પથ્થરો મારીને મારી નાંખવાની આકરી સજાઓ રાખવામાં આવી છે, હુઝૂર (સલ.)ના કાળમાં તેને લાગુ કરવાની છ-સાત ઘટના જ બની છે. આમ એટલા માટે બન્યું કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આવી સજાઓ લાગુ કરવા માટે બહુ ઉત્સાહી ન હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ લોકોને ગુનાઓથી રોકવા માટે સામાવાળાની માનસિકતા સામે રાખી દાખલા દલીલો વડે પણ સમજાવતા હતા. એક માણસે કહયું કે, ‘‘તે બધા ગુનાઓથી બચી શકે છે, પરંતુ વ્યભિચારથી રોકાવું તેના માટે શક્ય નથી.’’ તો રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને પ્રશ્ન કર્યો કે, ‘‘કોઈ માણસ તમારી માં, બહેન, પત્ની કે પુત્રી સાથે વ્યભિચાર કરે તો તમને સારૂં લાગશે ?’’ તેમણે કહયું, ‘‘નહીં.’’ આપ (સલ.)એ કહયું કે, ‘‘તમે જેની સાથે વ્યભિચાર કરશો તે પણ કોઈની માં, બહેન કે બેટી હશે ને ?’’ તેમની સમજમાં વાત આવી ગઈ. અને તેમણે તેનાથી તૌબા કરી લીધી. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યભિચારથી બચવાની એક યુક્તિ એ પણ બતાવી છે કે, ‘‘જો પારકી સ્ત્રી પર નજર પડી જાય, અને તેના પ્રત્યે આકર્ષણ થઈ જાય, તો ઘરે આવી જાઓ. કારણ કે તમારી પત્ની પાસે પણ ઈચ્છાપૂર્તિનું તે જ સાધન છે, જે તે પારકી સ્ત્રી પાસે હતું.’’

ગુનાખોરી પાછળ માલો-દૌલતની લાલચ એક બહુ મોટું કારણ હોય છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વારંવાર એક વાત પ્રતિ પોતાના અનુયાયીઓનું ધ્યાન દોર્યું કે, ‘‘ખરું એશ-આરામ, મોજ-મજા તો આખિરતમાં મળશે-આવશે, અહીં નહીં.’’ આપના આ અભિગમના કારણે લાલચનું નિર્મૂલન થાય છે.

એક કેસ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ આવ્યો. જમીનનો ઝઘડો હતો. ગવાહો ન હતા. બન્નેની વાતો સાંભળી લઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક ભાઈના પક્ષે ચૂકાદો આપી દીધો. પરંતુ સાથે તેમને એમ પણ કહયું કે, ‘‘શક્ય છે કે તમારી વાકપટૂતાના કારણે મેં તમારી તરફેણમાં ચૂકાદો આપી દીધો હોય, જો કે જમીન વાસ્તવમાં તમારી ન હોય. જો આવું હશે તો આ તમારા માટે જમીનનો નહીં જહન્નમનો ટૂકડો હશે.’’ આટલું સાંભળતાવેંત પેલા ભાઈ કહેવા લાગ્યા કે, ‘‘હું મારો અધિકાર જતો કરૂં છું.’’ બીજો પક્ષ પણ જમીન લેવા તૈયાર ન હતો. આખરે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તે જમીન અડધી અડધી કરી બન્નેને આપી દીધી. જ્યાં સુધી દિલની દુનિયા નહીં બદલાય, ત્યાં સુધી સમાજને ગુનાઓથી મુક્ત  કરવું શક્ય નથી.

બીજો મુદો તપાસીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ગુનાહો તો દૂર રહ્યા, પરંતુ ત્યાં સુધી દોરી જતા સાધનો-કારણો-માર્ગો ઉપર પણ પાબંદી લાદી. ઝિના (વ્યભિચાર) હરામ છે. તેને રોકવા માટે શરીઅતે શક્ય એટલા પ્રયત્નો પણ કર્યા છે. પરદાની વ્યવસ્થા કરી, પારકી સ્ત્રીઓ સાથે એકલા રહેવાની મનાઈ ફરમાવી, સહશિક્ષણ તથા સ્ત્રી-પુરૂષની સાથે પ્રાર્થનાની મનાઈ કરી, શરાબ તથા કોઈ પણ જાતનો નશો હરામ કર્યો. કારણકે નશો વ્યભિચારનું સૌથી પ્રબળ પ્રેરક છે.

નિકાહ-લગ્નને પ્રોત્સાહન આપવામાં આવ્યું. નિકાહમાં વિલંબ કે બ્રહ્મચર્યને પસંદ કરવામાં ન આવ્યું. અશ્લીલ સાહિત્યની કોઈ ગુંજાઈશ રાખવામાં ન આવી. સારાંશ કે તે બધા રસ્તાઓ બંધ કરી દેવામાં આવ્યા, જે માણસને વ્યભિચાર સુધી લઈ જતા હોય. આ કારણે જ્યારે ઝિનાનો નિષેધ થયો, તો તેના પર અમલ કરવાનું લોકોને મુશ્કેલ ન લાગ્યું. તેને અમલમાં મૂકવા માટે કોઈ ઝૂંબેશ ઉપાડવી ન પડી.

આવું જ શરાબ માટે પણ કરવામાં આવ્યું. તેને પીવા પર જ પાબંદી ન લગાવી, બલ્કે બનાવવા, વેચવા, ખરીદવા, લાવવા, લઈ જવાને પણ

હરામ ઠેરવ્યું. આમ, શરાબ મળવી-મેળવવી જ મુશ્કેલ થઈ ગઈ. જે લોકો નશાખોરીમાં સપડાયેલા છે, જો આવું વાતાવરણ ઉભુ કરવામાં આવે તો પહેલાં આવા લોકો મજબૂરીથી વ્યસન છોડી દેશે. પછી ધીરે ધીરે વ્યસન છોડવાનું પણ વ્યસન થઈ જશે.

ગુનાહો પર અંકુશ મેળવવાનો ત્રીજો રસ્તો છે કાનૂન. અમુક લોકો પ્રેમના પુષ્પના બદલે કાનૂનની તલવારથી જ વશ થાય છે. આવા લોકો માટે આકરી સજાઓ અનિવાર્ય છે. આજે ગુનેહગારો પ્રત્યે રહેમ દર્શાવવાની એક ફેશન ચાલી રહી છે. ગુનાઓની સાબિતી માટે એવા કાનૂનો ઘડવામાં આવ્યા છે, જેનાથી ગુનાઓ મુશ્કેલીથી પુરવાર થાય. અને સજાઓ મામૂલી રાખવામાં આવી છે. મતલબ કે ગુનેહગારોને બેવડો લાભ આપવામાં આવી રહ્યો છે. ઈસ્લામની ગુનાઓ વિશેની વિભાવના એ છે કે, સાબિતી માટે યોગ્ય પુરાવાઓ તો હોવા જરૂરી છે. જેથી નિર્દોષ સપડાય ન જાય. પરંતુ જ્યારે આરોપ પુરવાર થઈ જાય તો સજા એટલી સખત હોવી જોઈએ કે દાખલો બેસે. આવી સજા લાગુ કરવામાં કોઈપણ જાતનું નરમ વલણ અખત્યાર કરવામાં ન આવે. સિવાય કે કોઈ હકદાર પોતાનો હક્ક માફ કરી દે. જો મોટા ગુનાઓની સજાઓ હળવી હશે, તો તેના લીધે ગુનેહગારોની હિંમત વધે છે. આજકાલ મોટા મોટા ગુનાઓ પર બે-ચાર હજારનો દંડ કે એક-બે વર્ષની જેલ હોય છે. આ પુરતું નથી. આ કારણે એક જ માણસ એક જેવા ગુના વારંવાર આચરે છે. કારણકે તેને ખબર છે કે જેલ તેના માટે ‘મહેમાનખાનું-અતિથિભવન’ છે. ત્યાંથી કેવી રીતે બહાર આવવું એ પણ તેને ખબર છે.

જો ગુનાની સજા આકરી ન હોય અથવા સજાથી બચવાનું સરળ હોય તો ઝુલ્મ-અત્યાચારના ભોગ બનનારને સંતોષ નથી થતો. તેના દિલમાં બદલાની ભાવના જાગે છે. અને તે અદાવત રાખી હુમલો કરે છે. આમ, સમાજમાં ગુનાખોરી વધે છે. કાનૂન હાથમાં લેવાની વૃત્તિ વધે છે. કુર્આનમાં છે કે, “મૃત્યુદંડમાં તમારા માટે જીવન છે.” *(૨:૧૭૯)*

આપણે જો ગુનામુક્ત સમાજ બનાવવા માંગીએ છીએ, તો આપણે પાછળ જવું પડશે. આજે લોકોનું માનસ ઘડતર નથી થઈ રહ્યું. અંતરાત્માને સંકોરવાનો કોઈ પ્રયત્ન નથી થતો. સરકારીતંત્ર નખશિખ ભ્રષ્ટાચારમાં ડુબેલું છે. ગુનાઓના સાધનોની રોજબરોજ શોધ કરવામાં આવી રહી છે. ફિલ્મો, ટી.વી; વીડિયો ઓછા હતા કે હવે ઈન્ટરનેટ તથા મોબાઈલ વડે અશ્લીલતાનો પ્રચાર કરવામાં આવી રહ્યો છે. અખબારો પણ હવે તેમાં પાછળ નથી. સભ્ય આધારિત ક્રાઈમ સ્ટોરીઓ છપાય છે. જેથી યોગ જામે તો તે મોડસ ઓપરેન્ડીથી જે તે ગુનો આચરી શકાય. આવી પરિસ્થિતિમાં ગુનાઓથી મુક્ત સમાજનું સ્વપ્ન સાકાર થઈ શકશે ?

# ગુનાહખોરીનો અભૂતપૂર્વ કિસ્સો

હઝ. મવ. તકી ઉસ્માની સા. (દા.બ.) લખે છે કે, પાછલા દિવસોમાં એક સભામાં એ પ્રશ્ન ચર્ચાના એરણ પર રહ્યો કે ગુનેગારોને સખત સજાઓ આપવી માનવઅધિકારની સાથે કેટલો તાલમેલ રાખી શકે તેમ છે. કેટલાક યુરોપિય દેશોમાં ફાંસીની સજા નાબુદ કરી દેવામાં આવી છે. સભામાં ઉપસ્થિત લોકો પૈકી કેટલાક આ વાત સાથે સહમત હતા. મને તે સમયે ચાર વર્ષ પૂર્વે ઘટેલી એક ઘટના યાદ આવી. આ ઘટના મેં પોતે એક અખબારમાં વાંચેલી, નહિતર હું તે વાત પર માત્ર સાંભળીને ભરોસો કરત નહિ.

સને ૧૯૮૯ના ઓકટોબર માસની આ વાત છે. હું તે સમય દરમ્યાન અમેરિકા-કેનેડાના પ્રવાસ પર હતો, અને ટોરોન્ટોથી ન્યૂયોર્ક જઈ રહ્યો હતો. વિમાનમાં મારી પાસે કેનેડાનું પ્રખ્યાત અઠવાડિક “National Enuquirer” હતું. તેના પેજ નંબર ૫૦ ઉપર તસ્વીર સાથે એક સમાચાર છાપવામાં આવ્યા હતા. સમાચારમાં લખ્યું હતું કે, કેનેડાના એક પ્રદેશ બ્રિટિશ કોલમ્બિયામાં કિલફર્ડ ઓસન નામી એક નામચીન, ખતરનાક ગુનેગારને વ્યભિચાર અને કત્લના ગુનાહ સબબ પકડવામાં આવ્યો. આ શખ્સ કિશોર-કિશોરીઓને કામ આપવાના બહાના હેઠળ ઉઠાવી જતો, અને તેમને નશીલી ગોળીઓ ખવડાવી તેમની સાથે શારીરિક સબંધ

બાંધતો, અને આખરે તેમને તે મારી નાંખતો. ઘરપકડ થયા બાદ તેણે એ વાત કબૂલ કરી કે તેણે અગિયાર કિશોર-કિશોરીઓ સાથે આવો દુર્વ્યવહાર કરી તેમને મારી નાખ્યા છે. કત્લ કરવાની તેની રીત એવી જંગલિયતભરી હતી કે, જયારે એક લાશ શોધી કાઢવામાં આવી ત્યારે તેમણે જોયું કે તેના મસ્તકમાં લોખંડના ખીલા ઠોકવામાં આવ્યા હતા.

ઘરપકડ બાદ પોલિસે તેને કહ્યું કે આ બધી લાશો તેં કયાં દાટી છે તે બતાવી દે. આ અત્યાચારીએ તેના પ્રત્યુત્તરરૂપે કહ્યુ કે તે સ્થળોની માહિતી હું ત્યારે જ આપીશ જયારે મને દરેક શબ દીઠ દસ હજાર ડોલર ચૂકવવામાં આવશે! આ પ્રકારની વાત ગુનાખોરીના ઈતિહાસમાં આ પૂર્વે કદી કરવામાં આવી ન હતી.

વધુ ચોંકાવનારી ઘટના તો એ હતી કે, પોલિસે તેને તેની માંગણી મુજબ ડોલરો ચૂકવી દીધા. અખબારનું કહેવું હતું કે લાશો મેળવવા માટે ગુનેગારને મજબૂર કરી શકાય તેવો કોઈ કાયદો અસ્તિત્વમાં ન હતો. ગુનેગારનું કહેવું હતું કે દસ શબ પેટે પોલિસ જો મને ૧ લાખ ડોલર ચૂકવે તો હું અગિયારમું શબ મફત શોધી આપીશ.

પોલિસે તેની આ દરખાસ્ત સ્વીકારી લીધી. ત્યાર બાદ તેણે કેનેડાના જુદા જુદા શહેરોમાંથી તે લાશો શોધી પોલિસને સોંપી. એ ૧૧ બાળક-બાળકીઓની તસ્વીરો અખબારમાં પ્રસિધ્ધ કરવામાં આવી. તસ્વીરો જોઈને એમ લાગતું કે તેમની ૧૮ વરસથી વધુ ઉમર ન હતી.

આટલો નફો મેળવ્યા બાદ તેના પર કેસ કરવામાં આવ્યો. કેનેડામાં ફાંસીની સજાને તિલાંજલિ આપવાને લઈ, તેને આજીવન કેદની સજા કરવામાં આવી. અલબત્ત તેને પેરોલ પર છોડવાની છૂટ આપવામાં ન આવી. પાછલી સજા ભલામણ રૂપે હતી. અખબારનું કહેવું હતું કે, કદાચ આ સજા ન્યાયાધિશના અધિકાર ક્ષેત્રની બહારની હતી.

આ અગિયાર બાળકોના માં-બાપોને જ્યારે ખબર પડી કે આ અત્યાચારીએ ચોરી કરી સાથે સીનાજોરી પણ કરી છે. ત્યારે તેમણે તેની

પાસેથી પૈસા વસુલ કરવા મુકદ્દમો દાખલ કર્યો. એમાં કહેવામાં આવ્યું હતું કે આ એક લાખ ડોલર કોર્ટ તેની પાસેથી વસુલ કરી આ બાળકોના માં-બાપમાં વહેંચી દે. પરંતુ દુર્ભાગ્યપૂર્ણ વાત એ હતી કે, આ કેસ કાઢી નાંખવામાં આવ્યો.

ગુનેહગારે કોર્ટમાં રજૂઆત કરી કે તેને જેલમાં સારી સગવડો આપવામાં આવે. તેની આ રજૂઆત કોર્ટે મંજૂર કરી.

આ અગિયાર બાળકોના માં-બાપોએ એક સંસ્થા સ્થાપી, જેનું નામ હતું "હિંસાના શિકાર". આ સંસ્થાએ સરકાર સામે દરખાસ્ત મૂકી કે મોતની સજા દાખલ કરવામાં આવે.

દયા ઘણો સારો ગુણ છે. પરંતુ દરેક ચીજ માટે એક મોકો હોય છે. જો દયાનો ગુણ કસમયે દાખવવામાં આવે તો અન્ય માટે તે ઝુલ્મ બની જાય છે. સાંપ-વીંછી પર દયા ખાવી એટલે માસૂમ લોકોને તેના ઝેરનો શિકાર બનાવવા !

કુર્આન કહે છે : હે બુધ્ધિવાનો ! તમારા માટે કિસાસ (બદલો લેવા)માં જીવન છે.

એ વાત સાચી છે કે, માત્ર સજાથી ગુનાખોરી અટકતી નથી. એ માટે કેળવણી પહેલું પગથિયું છે. એવી કેળવણી આપવામાં આવે કે દરેકમાં આખિરતની ફિકર અને અલ્લાહ તઆલાનો ડર પેદા થાય. પરંતુ જે લોકો પર આવી શિખામણની વાતોની કોઈ અસર પેદા ન થાય તો, તેમના માટે અરબની પેલી કહેવત યોગ્ય છે. ઘણા લોકો માટે તલવાર સિવાય બીજી કોઈ શિખામણ નથી.



# ઈસ્લામી કાયદાઓની વિવિધ ખાસીયતો-વિશિષ્ટતાઓ

**અલ્લાહપાકના હુકમોની સર્વોપરિતા :**

કુર્આન શરીફની સંખ્યાબંધ આયતોમાં અલ્લાહપાકના હાકેમ હોવાનો દૃષ્ટિકોણ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરવામાં આવ્યો છે. *(સૂ. યૂસુફ-૪૦, સૂ. અન્આમ-૫૭, સૂ.માઈદહ-૫૦)* આ દૃષ્ટિકોણ ઈસ્લામના તૌહીદ (એકેશ્વર-વાદ)ના દૃષ્ટિકોણનું કુદરતી પરિણામ છે અને તૌહીદ ઈસ્લામનો બુન્યાદી અકીદો છે.

(૧) આ બન્નેવના સંયોજનથી ઈસ્લામમાં અકીદા (માન્યતા) અને શરીઅતના દૃષ્ટિકોણનો મઝબૂત સબંધ જાહેર થાય છે. આ મઝબૂત સબંધ વગર અકીદો એક જીવ વગરના મુડદા સમાન બની જાય છે. જેના લોકોની ઝિંદગી અને માનવસમાજમાં કોઈ અસર હોતા નથી. અને તેના જ પરિણામ રૂપે જીવનનો જે દૃષ્ટિકોણ અલ્લાહપાકની હિદાયત અને માર્ગદર્શન વગર માનવજીવન ઉપર રાજ કરશે તે નફ્સની ખ્વાહિશ, શહવતો તથા મનેચ્છાઓવાળો બનીને રહેશે. જેના ખરાબ પરિણામોનો આપણે રોજીંદા જીવનમાં અનુભવ કરી રહ્યા છે.

(૨) તૌહીદનો દૃષ્ટિકોણ અલ્લાહપાક સિવાય બધા જ મઅ્બૂદોનો ઈન્કાર કરે છે. આ અકીદો માનવીને પોતાના પાક સર્જનહારની ઓળખ આપે છે કે, તે જ સર્વશક્તિમાન છે. નફો-નુકસાન, જીવન-મરણ, ગરીબી-માલદારી, સન્માન-અપમાન વગેરે તેના કબ્ઝામાં છે. તે સમગ્ર સૃષ્ટિનો અન્નદાતા છે. તેને તમો જીવનની પ્રત્યેક પળે પોકારી શકો છો અને તે તમારી પોકારને કોઈ પણ પ્રકારની રૂકાવટ કે એજન્સી વગર ડાયરેક્ટ સાંભળે છે તથા તેને પૂરી પણ કરી શકે છે.

તૌહીદના અકીદાએ માનવજીવનને સ્વાસ્થ્ય જીવન પ્રત્યે માર્ગદર્શન પુરૂ પાડ્યું છે અને માનવતાના ઉત્થાન તથા પ્રગતિમાં બુન્યાદી અને મહત્વપૂર્ણ ભૂમિકા અદા કરી છે.

આ પ્રમાણે અલ્લાહપાકના સર્વ સર્જક અને સર્વ શક્તિમાન હાકેમ હોવાના સહારે માનવી અલ્લાહપાક તરફ ધ્યાન કેન્દ્રિત કરી ભૌતિક અને સામાજિક દેવો અને મઅબૂદોથી છૂટકારો પ્રાપ્ત કરી શકે છે. અને જગતની અન્ય શક્તિશાળી તથા મૂંડીવાદી હુકૂમતોને ઝુકાવી શકે છે. સમાજને આર્થિક તથા રાજકીય રીતે પરિપકવ અને સદ્ધર બનાવી શકે છે.

## સર્વશક્તિમાન હાકેમ ફક્ત અલ્લાહપાક જ છે :

કાયદા-કાનૂનના બધા જ સ્ત્રોતો તેના કહેવા પ્રમાણે જ અસ્તિત્વ ધરાવે છે. અલ્લાહપાક જ બધી સત્તાઓ (હોદ્દાઓ, અધિકારો)નો મૂળ સ્ત્રોત છે. ચાહે ખલીફા (સર્વસંમતિથી ચૂંટાયેલા વડા) કે બાદશાહ હોય અથવા મુજતહીદ (ઈસ્લામી કાયદાશાસ્ત્રી) કે કાઝી (ન્યાયાધિશ) હોય. બધા જ લોકો અલ્લાહપાક તરફથી પ્રજા ઉપર અધિકાર ધરાવે છે (પોતાની મનમાની રીતે નહીં). કારણ કે અલ્લાહ તઆલાએ જ તેમને પ્રજા ઉપર આ મર્યાદિત અધિકારો (શરઈ શરતોને આધારે) આપ્યા છે. તેમને આ અધિકારો ત્યાં સુધી જ મળશે, જ્યાં સુધી તે પોતાની જવાબદારીઓ અને ફર્ઝોમાં શરીઅતના પાબંદ રહે. જો તે શરીઅતની વિરૂદ્ધ કરે તો પછી ‘‘સર્વશક્તિમાન અલ્લાહ તઆલાના હુકમનો ઈન્કાર અને વિરોધ કરી હાકેમનો આદેશ માનવામાં આવશે નહીં.’’ જેમકે બીજા ખલીફા હઝરત ઉમર (રદી.)એ કહ્યું હતું કે, ‘‘જ્યાં સુધી હું અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાતો માનું, ત્યાં સુધી તમો મારી તાબેદારી કરો. અને જો હું તેમના હુકમનો અનાદર કરૂં, તો મારી તાબેદારી કરવી જરૂરી નથી.’’ સરકાર પોતાના બધા જ ખાતાઓમાં શરીઅતની પાબંદ રહેશે. સૌપ્રથમ ખલીફાએ શરીઅતની પાબંદી કરવી જરૂરી છે. માનવીય કાયદાઓની જેમ ઈસ્લામી શરીઅત સરકારને તાબે રહેશે નહીં.

## શરીઅતની સર્વોપરિતા :

ઈસ્લામી વ્યવસ્થામાં સરકાર શરીઅતને તાબે હોવાને લઈ તેમાં માનવીય કાયદાઓથી વિપરિત તબક્કાવાર કાયદાઓનો ક્રમ બદલાતો

રહેશે. માનવીય કાયદાઓમાં સૌથી પ્રથમ દરજ્જો બંધારણ ઘડનાર બુન્યાદી શક્તિશાળી સત્તાધિશોનો હોય છે. કાયદા બનાવવાવાળી સંસ્થા કાયદા બનાવતી વખતે કાનૂની બુન્યાદી વાતો (સમાનતા, સ્વતંત્રતા, માનવીય હક્કો)ને ધ્યાનમાં લઈ કાનૂન બનાવે છે. પરંતુ આ બુન્યાદી વાતો નકારાત્મક હોય છે. તેમનો હકારાત્મક વિચાર સ્પષ્ટ હોતો નથી. પછી બંધારણના વર્તુળમાં રહીને કાયદાશાસ્ત્રીઓ કાયદાઓ બનાવે છે. ત્યાર બાદ કાનૂનની મર્યાદામાં રહી નોટીફિકેશન અને અહકામો જારી કરે છે. નોટીફિકેશન અને ઓર્ડીનન્સના પણ ક્રમ અને દરજ્જા નક્કી છે. તેની મહત્વતા જે તે સંસ્થાની હેસિયત પ્રમાણે હોય છે. જેમકે રાષ્ટ્રપ્રમુખનો જારી કરેલ ઓર્ડીનન્સ કેબીનેટના જારી કરેલ આદેશોથી ઉપરવટ હોય છે.

આ ઐતિહાસિક વ્યવસ્થામાં બંધારણ ટીકા-ટીપ્પણીથી ઉપરવટ હોય છે. ત્યાર બાદ કાનૂનનો દરજ્જો આવે છે. કાનૂન જો બંધારણની વિરૂદ્ધ હોય તો તેના ઉપર ટીકા-ટીપ્પણી થઈ શકે છે. નોટીફિકેશન તથા આદેશો પણ જો પોતાનાથી ઉપરવટ કાયદાઓની વિરૂદ્ધ જાય તો તેના ઉપર પણ ટીકા-ટીપ્પણી થઈ શકે છે.

માનવીય કાયદાઓનો આ ક્રમ અને તબક્કાઓની તુલનામાં ઈસ્લામી હુકૂમતમાં કુર્આન અને હદીષ શરીફને બુન્યાદી દરજ્જો પ્રાપ્ત છે. જો ખલીફા કે બાદશાહ કોઈ કામ કુર્આન શરીફ, હદીષ શરીફના વિરૂદ્ધ કરે તો સામાન્ય નાગરિક પણ તેના ઉપર ફક્ત ટીકા-ટીપ્પણી જ નહીં, બલ્કે તેની વિરૂદ્ધ ઈસ્લામી અદાલતમાં ચેલેન્જ કરી શકે છે.

એક મોકા પર ખલીફા હઝરત ઉમર (રદી.)એ સ્ત્રીઓની મહેરની રકમની હદ નક્કી કરવાનું વિચાર્યું. તો એક સ્ત્રીએ કુર્આન શરીફની એક આયત ટાંકીને હઝરત ઉમર (રદી.)થી વિરોધ જાહેર કર્યો, તો હઝરત ઉમર (રદી.)એ તરત જ પોતાની ભૂલ સ્વીકારી ઐતિહાસિક વાક્ય કહ્યું કે, "ઉમરે ભૂલ કરી અને સ્ત્રીએ સાચી વાત કહી." હઝરત ઉમર (રદી.)ના ખિલાફતકાળમાં આ પ્રમાણેના ઘણા દાખલાઓ છે. ઈસ્લામી વ્યવસ્થામાં

ઉપરોક્ત કાયદાને લઈ કોઈ પાર્ટી કે કેબીનેટ કોઈ એવો કાનૂન ઘડે, જે કુર્આન શરીફના વિરૂદ્ધ હોય, તો તેનો વિરોધ કરવાનો કોઈને પણ અધિકાર રહેશે.

અત્રે આ ચોખવટ કરવી યોગ્ય છે કે, કુર્આન શરીફ વર્તમાનયુગની પરિભાષા પ્રમાણે કોઈ બંધારણીય પુસ્તક નથી. જે સત્તા અને અધિકારની કોઈ હદબંદી કરે. બલ્કે કુર્આન શરીફ એક ઘણો ઉચ્ચ અને પવિત્ર કાનૂન છે, જે ઈસ્લામના બુન્યાદી આચાર-વિચારો અને પ્રાથમિક બાબતોને શામેલ છે. પરંતુ ફક્ત કુર્આન શરીફમાં જ ઈસ્લામી બુન્યાદોનું વર્ણન નથી, બલ્કે હદીષ શરીફમાં પણ ઘણા બધા ઈસ્લામી બુન્યાદી સિદ્ધાંતોનું વિગતવાર વર્ણન છે.

**વિચાર-વાણીની સ્વતંત્રતા :**

વિચાર-વાણી-ઈરાદો અને બુધ્ધિની સ્વતંત્રતા આ બુન્યાદી હક્કો બધા જ માનવીઓને પ્રાપ્ત છે. અલ્લાહ તઆલાની બધી જ મખ્લૂક (સૃષ્ટિ)માં માનવીને સર્વશ્રેષ્ઠ બનાવવામાં આવ્યો છે. માટે તેને બીજી મખ્લૂક કરતાં વધુ બુધ્ધિવાન, સમજદાર, સલાહિય્યત તથા જવાબદારીવાળો બનાવ્યો છે. અને આ પ્રમાણેની વિભિન્ન લાયકાતોને લઈને જ તેને અલ્લાહપાકનો ખલીફા (નાયબ) બનાવવામાં આવ્યો છે. અલ્લાહપાકની ન્યાયિક સિફત (વિશેષણ)નો તકાદો હતો કે, માનવીને વિચાર-વાણી, ઈરાદો-બુધ્ધિ, ચેતના અને સંપૂર્ણ સ્વતંત્રતા સાથે તેના આદેશો ઉપર ચાલવાનો હુકમ કરવામાં આવે. અને એટલા જ માટે દરેક પ્રકારના આદેશોમાં માનવીની લાયકાતનો ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો. અને તેટલી જ જવાબદારી સોંપવામાં આવી જે તે વેઠી શકે. જ્યાં તેની કમઝોરી અને અશક્તિમાન હોવાનું સાબિત થયું, ત્યાં તેને માટે ઈબાદતો, અહકામો વગેરેમાં સહુલત કરી આપી.

માનવીય સ્વતંત્રતા ઈસ્લામી શરીઅતના બુન્યાદી હેતુઓમાંથી મહત્વની છે. કારણ કે તેના આધારે જ બંદાની પરીક્ષા લેવામાં આવે છે કે તે અલ્લાહ તઆલાના અહકામો પોતાની મરજી અને સ્વતંત્રતાથી બજાવે છે કે પછી

મજબૂરી અને લાચારીવશ અહકામો ઉપર અમલ કરે છે. અને એટલે જ કુર્આન શરીફમાં સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું કે, **"લા ઈકરાહ ફી દીન"** અર્થાત્ ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી.

આનો એ અર્થ નથી કે માનવી સંપૂર્ણ બે-લગામ છે, તેના ઉપર કોઈ પણ પ્રકારની પાબંદી નથી. માનવી ઉપર અમુક પાબંદીઓ તેની લાયકાત પ્રમાણે લાદવામાં આવી છે. અને અમુક પાબંદીઓ સંજોગો અને માહોલ પ્રમાણે લગાડવામાં આવી છે.

જો માનવીને તેની તાકાત અને લાયકાતથી વધુ વસ્તુનો જવાબદાર (તકલીફ ઉઠાવનાર) બનાવવામાં આવે તો પછી તેમાં અને નિર્જીવ વસ્તુમાં કોઈ ફર્ક રહેતો નથી. એટલા જ માટે ઈસ્લામી અર્થશાસ્ત્રીઓએ લખ્યું છે કે, શરઈ અહકામોની પાબંદી માટે બુધ્ધિની જેમ લાયકાત હોવી પણ જરૂરી શર્ત છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું છે : **"લા યુકલ્લિફુલ્લાહુ નફસન ઈલ્લા વુસ્અહા, લહા મા કસબત વઅલય્હા મક્તસબત."** (અર્થ) અલ્લાહપાક કોઈ વ્યક્તિને તેની લાયકાત (તાકાત) પ્રમાણે જ મુકલ્લફ (પાબંદ) બનાવે છે. તેણે જે કમાયું તે તેને મળશે અને તેના શિરે તે વસ્તુની જવાબદારી રહેશે, જે તેણે કરી.

શરીઅતમાં જવાબદારી વ્યક્તિગત છે. એટલા માટે એકનો ગુનોહ (પાપ) બીજાના શિરે થોપવામાં આવશે નહીં. જેમકે તેના નેક અમલો-કૃત્યો તેના હિસાબમાં જ જમા થશે.

ઈસ્લામી શરીઅતમાં અમુક સામૂહિક જવાબદારીઓ પણ ચોક્કસ છે. કારણ કે સમાજમાં થતી નેકીઓનું ફળ જેમ સમગ્ર સમાજને મળે છે, તેમ સમાજમાં થતી બૂરાઈઓના નુકસાનો પણ સમગ્ર સમાજે ભોગવવા પડે છે. માટે અમુક સંજોગોમાં સમાજ ઉપર પણ સામૂહિક જવાબદારીનો બોજ લાદવો અત્યંત જરૂરી બની જાય છે. ઈસ્લામમાં અમુક બાબતો ફર્ઝે કિફાયા છે. એટલે એવી ઈબાદતો છે, જે સમગ્ર સમાજ ઉપર જરૂરી છે.

પરંતુ અમુક વ્યક્તિ પણ તે બજાવી લેશે તો બધા તરફથી તે અદા થઈ જશે. અને જો એક વ્યક્તિ પણ ન બજાવે, તો પૂરો સમાજ ગુનેહગાર થશે. જેમકે જનાઝા (મય્યિત)ની નમાઝ તથા ભલાઈનો હુકમ કરવો અને બૂરાઈથી રોકવા. આ બન્નેવ કામો માટે બીજી વ્યક્તિના વિશેષ અધિકારોમાં દખલગીરી કરવી પડે છે. જેથી સમાજ સારા કૃત્યો કરે અને ખરાબ કૃત્યોથી બચે. એ જ પ્રમાણે એક વ્યક્તિ તરફથી બીજાનું ખૂન થઈ જાય ત્યારે ‘‘આઈલા’’ એટલે કે ખૂન કરનારના સગા-સબંધીઓ, યુનીયનો ઉપર પણ તેની દિયત (એક મોટી રકમ વળતર પેટે લેવી) લાગુ પાડવાનો હેતુ એ જ છે કે, આ લોકો આ પ્રમાણેનું વાતાવરણ સર્જાતા પહેલાં જ ખૂન કરનારને રોકે, કે તારા આ કૃત્યથી અમારી ઉપર પણ માલી (આર્થિક) બોજ આવશે.

## બુધ્ધિ અને અનુભવના આધારે :

ઈસ્લામી શરીઅત બુધ્ધિ અને અક્કલ ઉપર ભરોસો રાખે છે. તેમાં ગૈબનો હિસ્સો ઓછો છે.

(૧) અલ્લાહ તઆલાના વુજૂદ (અસ્તિત્વ) વિશે અકીદાનો આધાર સ્વતંત્ર વિચાર-વિમર્શ આધારિત છે. આ પ્રમાણેની ભાવાર્થ દર્શાવતી સંખ્યાબંધ આયતો છે.

(૨) ઈસ્લામી અકીદામાં ગૈબની વાતો મર્યાદિત છે. અલ્લાહ તઆલા, ફરિશ્તા, આકાશી પુસ્તકો, રસૂલો, આખિરતનો દિવસ અને સારી-ખરાબ તકદીર (ભાગ્ય) ઉપર ઈમાન લાવવું. આ બુન્યાદી બાબતો વિશે પણ તે જ વાતો માનવી જરૂરી છે, જે કુરૂઆન શરીફ અને હદીષ શરીફના સ્પષ્ટ આદેશોથી સાબિત હોય.

(૩) કુરૂઆન શરીફ અને હદીષ શરીફમાં સંખ્યાબંધ જગ્યાએ ખુદાઈ વહીને ‘હિકમત’ (ડહાપણ-સમજદારી)ના શબ્દોથી સંબોધિત કરી છે. એનાથી સ્પષ્ટ થાય છે કે, ઈસ્લામી શરીઅત સમજદારી અને વિવેકપૂર્ણ બુધ્ધિ આધારિત છે. મનેચ્છાઓ, બેવકૂફી અને નાદાની તથા અધૂરા કામો આધારિત નથી. તે એક હેતુપૂર્ણ અને હેતુલક્ષી શરીઅત છે.

(૪) માનવીય કાનૂનની તુલનામાં ઈસ્લામી શરીઅતમાં બુધ્ધિનું પ્રમાણ વધારે છે. કારણ કે ઈસ્લામી શરીઅત સમજદારી, વિવેક, સચ્ચાઈ અને ન્યાય વગેરે બાબતોનો ખાસ ખ્યાલ રાખે છે અને મનેચ્છાઓ તથા ખોટા વિચારોથી દૂર રાખે છે.

(૫) ઈસ્લામી શરીઅતે બુધ્ધિ અને સમજદારીનો ઉપયોગ ગ્રિક લોકોના જ્ઞાનભંડારની જેમ ફક્ત લોજિક અને તાર્કિક પ્રકારના કાયદાઓના આધારે નથી વર્ણન કર્યો, બલ્કે તેમાં પ્રગતિ કરી અને મુસ્લિમ કાયદાશાસ્ત્રીઓએ તેના માટે સખ્ત પરિશ્રમ અને અનથક પ્રયાસો કર્યા બાદ ભાષાકિય અને અનુમાનિત મૂળભૂત સિદ્ધાંતો ઘડ્યા. જેના આધારે સચોટ નિષ્કર્ષણ કરી દરેક યુગમાં પેદા થયેલ ગૂંચવડભર્યા પ્રશ્નો હલ કર્યા. આ વિષયને ઉસૂલે ફિકહનું નામ આપી તેમાં ખૂબ પ્રગતિ કરી.

મુસ્લિમ કાયદાશાસ્ત્રીઓના આ સચોટ સિદ્ધાંતો એટલા વ્યાપક પ્રમાણમાં ફાયદાઓ અને પરિણામ આપવા માંડ્યા કે વિજ્ઞાનમાં પણ તેમને આધારભૂત માની લેવામાં આવ્યા. આપને અચંબો થશે કે મુસ્લિમો પહેલાં યુનાની ફિલોસૂફીમાં જે તાર્કિક દલીલો ચાલતી હતી તેના ઉપર જ તે સમયના વિજ્ઞાન-ફિલોસૂફીનો આધાર હતો. પરંતુ જ્યારે મુસ્લિમોએ યુનાની ફિલોસૂફી છોડી ઉસૂલે ફિકહને આધારશિલા બનાવી અને વિજ્ઞાનમાં પણ મુસ્લિમોએ તેને જ અપનાવી, તો ત્યાર બાદ યુરોપમાં મુસ્લિમો મારફતે જે વૈજ્ઞાનિક ક્રાંતિ આવી તેમાં પણ ઉસૂલે ફિકહ (કિયાસ-અનુમાન)નું જ ચલણ રહ્યું. અને યુરોપે પણ પોતાના વૈજ્ઞાનિક નિયમો, ચિંતનો અને પરિક્ષણો માટે પણ મુસ્લિમ ઉસૂલે ફિકહના નિયમોને જ આધાર બનાવ્યો. આ મુસ્લિમ કાયદાઓ સ્પેનના તલીતલા અને સકલિય્યહ શહેરોના વૈજ્ઞાનિકો મારફત ફ્રાન્સ અને ઈંગ્લેન્ડની યુનિવર્સિટીઓમાં પહોંચ્યા. માટે એ સમજવું જરૂરી છે કે, આધુનિક વિજ્ઞાન યુરોપની યુનાની ફિલોસૂફી અને અરસ્તુની લોજિક આધારિત નથી, બલ્કે મુસ્લિમોની બૌદ્ધિક અને તાર્કિક દલીલોના આધારે યુરોપ બીજા વખતે ઉભુ થયું છે. તેના માટે તેણે મુસ્લિમ વૈજ્ઞાનિકોનો આભાર માનવો જરૂરી છે.

## શરીઅતનું સામૂહિક હોવું તથા પ્રજાના બધા વર્ગોનું સંગઠિત પ્રતિનિધિત્વ હોવું :

(૧) ઈસ્લામી શરીઅત સામૂહિકતા અને એકજૂથતાને મહત્વ આપે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જો કોઈ વ્યક્તિ એ રીતે મરણ પામી કે તે કોઈને પણ પોતાના નેતા (ખલીફા) ન માનતી હતી, તો તેણે જાહિલિય્યત (ઈસ્લામ પૂર્વેના જીવન)વાળી મૌત પામી.

અહિંયા સુધી કે થોડીવાર માટે પણ લોકો સંગઠિત થાય તો પણ તેમણે કોઈ એકને પોતાનો અમીર (વડો) બનાવવો જરૂરી છે. એક હદીષ શરીફમાં છે કે, જ્યારે તમો ત્રણ વ્યક્તિ ભેગા થાવ તો એકને પોતાનો અમીર બનાવો.

મદીના શરીફ હિજરત કર્યા બાદ આપ (સલ.)એ પ્રજાના બધા વર્ગોનું સંગઠન બનાવ્યું, તો મદીનાના અન્સાર, મક્કાના મુહાજિરો અને મદીનાના યહૂદીઓને પણ સંગઠનમાં શામેલ કર્યા. આ બનાવથી માલૂમ પડે છે કે, ઈસ્લામી શરીઅત એક સામૂહિક સામાજિક સંગઠન સ્થાપવા માંગે છે. જેથી માનવસમાજના બધા જ વર્ગોને પ્રતિનિધિત્વ મળે.

(૨) શરીઅત ફક્ત સામૂહિકતા જ નથી ચાહતી, બલ્કે તેનાથી આગળ વધીને કાયદાકીય વ્યવસ્થા (Institution-alite)નો પણ આદેશ આપે છે. એટલા જ માટે મદીનાના યહૂદીઓને પણ ''મદીના ઘોષણા'' નામી કરારમાં ભાગીદાર બનાવવામાં આવ્યા.

## માનવીય કામકાજમાં શરીઅતની દરમ્યાનગીરીની હદો :

શરીઅત સમાજની રચનામાં ફક્ત માનવીઓના સબંધોને જ સંગઠિત નથી કરતી, બલ્કે તેના વર્તુળમાં માનવીનો પોતાના પાક સર્જનહાર અલ્લાહ તઆલા સાથેનો સબંધ તથા વ્યક્તિ અને સમાજના અખ્લાકી (નૈતિકતા) વર્તાવનો પણ સમાવેશ થાય છે.

શરીઅતના બધા જ આદેશો અને વ્યવસ્થાઓ માનવીય મસ્લેહત (હેતુ) આધારિત છે. ત્યાં સુધી કે, અકીદાઓ (માન્યતાઓ-શ્રદ્ધાઓ) અને ઈબાદતો

(ઉપાસનાઓ) પણ લોકોની મસ્લેહતો અને ફાયદા માટે છે. અલ્લાહપાક દરેક પ્રકારની ખામીઓ અને કમીઓથી સંપૂર્ણ પાક છે. માટે તેને પોતાના અકીદાઓ કે ઈબાદતો મારફતે પોતાની ખુદાઈ સિફતો અને ગુણોમાં (નઉઝુબિલ્લાહ) વધારો કરવાની જરૂરત જ નથી. તેણે (એક હદીષે કુદસીમાં) ફરમાવ્યું છે કે, હે માનવીઓ ! તમો બધા જ માનવી અને જિન્નાતો (ફક્ત ઈન્સાન અને જિન્નાતનું વર્ણન એટલા માટે છે કે, આ બન્ને મખ્લૂક-સૃષ્ટિ અલ્લાહપાકના બાહ્ય આદેશોને આધિન અને બંધનકર્તા છે.) બધા જ સૌથી પરહેઝગાર, નેકદિલ અને તકવા (આત્મશુધ્ધિ)વાળુ જીવન ગુઝારવા માંડો તો પણ મારી સલ્તનતમાં કોઈ વધારો થવાનો નથી. અને તમો બધા જ માનવી તથા જિન્નાતો સૌથી ગુનેહગાર, બદમઆશ અને નાલાયક બની જાવ તો પણ મારી હુકૂમતમાં કોઈ ઘટાડો થવાનો નથી. મતલબ કે તમારી નેકી કે બદીથી મારા ગુણોમાં કોઈ ફેરફાર થવાનો નથી. કારણ કે હું મારા સંપૂર્ણ હોવામાં તમારો મોહતાજ નથી.

શરીઅતે જે મસ્લેહતો રાખી છે, તેમાંથી અમુક વ્યક્તિ માટે, તો અમુક મસ્લેહતો સમાજ માટે ફાયદાકારક છે. ઈસ્લામી ફુકહાએ કિરામે (કાયદાશાસ્ત્રીઓ) સમાજના હકને તે શ્રેષ્ઠતા તથા વિશાળતાને લઈ હક્કુલ્ઈબાદ (માનવીઓના હક)નું ઉપનામ આપ્યું છે. જો કે વ્યક્તિના હક્કો પણ સમાજની જેમ અલ્લાહ તઆલા સાથે જ સબંધ ધરાવે છે. આ કારણસર માનવીને માલનો માલિક તો બનાવ્યો, પરંતુ તેને બિલ્કુલ લગામ વગરનો રાખ્યો નથી. બલ્કે માલના લે-વેચમાં તેને સમાજના હક્કોનું રક્ષણ કરવાનો જવાબદાર બનાવ્યો છે. વ્યક્તિ પોતાની મિલ્કતને બેકાર છોડી દે અથવા તેનાથી બિલ્કુલ ફાયદો ન ઉઠાવે કે પોતાના હકને અત્યાચારપૂર્વક વાપરે, વસ્તુની ક્વોલીટી ઘટાડી દે અથવા એવી વસ્તુઓનું ઉત્પાદન કરે જેની દેશને જરૂરત નથી. આ પ્રમાણે દેશની કૌમી આવકમાં ઘટાડો કરી દેશ અને સમાજનું નુકસાન કરી રહ્યો છે. આ એનું પોતાનું જ નુકસાન નથી, બલ્કે પૂરા દેશની પબ્લીકનો સામાન્ય હક્ક તેની સાથે લાગેલો છે. એ જ પ્રમાણે જરૂરતમંદોની જરૂરત પૂરી ન પાડી સમાજના હક્કો છીનવી રહ્યો

છે. તો તે પોતાની જવાબદારીથી છટકી શકવાનો નથી. ઈસ્લામી શરીઅત તેની આ પ્રકારની બેજવાબદારીને માફ કરશે નહીં, બલ્કે તેના માટે જરૂરી પગલાં ભરશે. જેથી સમાજને નુકસાન ન થાય.

સામાન્યજનોનો ખ્યાલ રાખવાની બાબતે ઈસ્લામે ઘણા આદેશો આપ્યા છે. જેમાં સમાજનો સામૂહિક ફાયદો હોય છે. જેમકે ઝકાતની સંપૂર્ણ વ્યવસ્થા, સગાવ્હાલાઓની ખાધા ખોરાકીના ખર્ચની જવાબદારી, પાડોશી-ઓના હક્કો, એકબીજાને સારી વાતોનો આદેશ કરવો તથા એકબીજાને બૂરાઈઓથી રોકવા પણ (સામૂહિક ફાયદાઓ માટે જ) ઈસ્લામનો મહત્વનો અંગ છે. જેના માટે જ મુસલમાનને આ જગતમાં ઉતાર્યો છે કે, સમાજમાં ભલાઈને વધુથી વધુ ફેલાવે અને બૂરાઈને પોતાની યથાશક્તિ પ્રમાણે રોકવાની કોશિશ કરે.

**શરઈ આદેશોમાં સાબિતી (સ્થિરતા) સાથે બદલાવાની પણ આવશ્યક્તા :**

શરઈ બુન્યાદી હેતુઓ તથા ઉદ્દેશ્યોમાં સ્થિરતા (સાબિતી) છે. અને માધ્યમો તથા સાધનોમાં અસ્થિરતા તથા ફેરફારની ગુંજાઈશ છે. નિયમો અને સાર્વિક સિદ્ધાંતોમાં સ્થિરતા છે અને પેટા વિભાગો તથા આંશિક અને શાખાકીય બાબતોમાં ફેરફાર તથા બદલાવની શક્યતાઓ બાકી રાખી છે.

દીની (ધાર્મિક) અને અખ્લાકી (નૈતિકતા) બાબતોમાં સ્થિરતા છે અને દુન્યવી તથા અમલી મામલાઓમાં બદલાવ અને અસ્થિરતા છે.

પાંચ બુન્યાદી અકીદાઓ-માન્યતાઓ (અલ્લાહ તઆલા, ફરિશ્તા, આકાશી પુસ્તકો, નબીઓ તથા આખિરત-પરલોક ઉપર ઈમાન લાવવું) તથા મુખ્ય અરકાનો (નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ) ચોક્કસ નિશ્ચિત સ્પષ્ટ દલીલોથી સાબિત હરામ બાબતો, ઉચ્ચ અખ્લાકી બુન્યાદો નિકાહ, તલાક, વારસા વહેંચણી, શરઈ સજાઓ અને કિસાસ (ખૂનનો બદલો) વગેરે અહકામો પોતાની સાબિતી અને નિર્દેશોમાં ચોક્કસ અને નિશ્ચિત છે. આ બધા હંમેશા બાકી રહેશે. સમય તથા સંજોગોના બદલાવાથી એમાં ફેરફાર

થશે નહીં અને તેના વિરૂદ્ધ ઈજતિહાદ (શરઈ કાયદા પ્રક્રિયા)ની પણ ગુંજાઈશ નથી.

બીજા પ્રકારના અહકામ જે સમય અને સંજોગોનુસાર તથા જગ્યાઓના ફેરફારથી મસ્લેહત અને જરૂરતના પ્રમાણે બદલાતા રહે છે. જેમકે શરઈ તઅઝીરાત (નાની સજાઓ)નું ઓછુ-વત્તુ હોવું વગેરે. આ પ્રકારના અહકામમાં મૂફતી અને મુજતહિદ (કાયદાશાસ્ત્રી) માટે શરઈ અનુમાન અને અંદાજો (કિયાસ) લગાડી મસાઈલમાં ફેરફાર કરવાની ગુંજાઈશ છે. કાયદાશાસ્ત્રીનું આ મેદાન કુર્આન શરીફ અને હદીષ શરીફમાં ઈરાદા-પૂર્વક ખાલી છોડી દેવામાં આવ્યું છે. જેથી ઉમ્મતના કાયદાશાસ્ત્રીઓ સમયોનુસાર શરઈ હેતુઓને ધ્યાનમાં રાખી ઈજતિહાદ કરે.

હદીષ શરીફમાં આ પ્રકારને અફવ (માફી, દરગુજર) કહેવામાં આવ્યો છે. હદીષ શરીફમાં છે કે, અલ્લાહપાકે પોતાની કિતાબમાં જે વસ્તુઓને હલાલ ઠેરવી તે હલાલ રહેશે અને જેને હરામ ફરમાવી તે હરામ રહેશે. અને જેના વિશે ખામોશી (ચૂપ્પી) પસંદ કરી તે અફવ (માફી) છે. માટે તેના તરફથી આ આફિયત (રાહત)ને કબૂલ કરો. અલ્લાહપાક કોઈ વસ્તુ ભૂલતા નથી. *(બઝઝાર, હાકિમ)*

## ઈસ્લામી શરીઅતની વ્યાપકતા-વિશાળતા :

માનવીય કાનૂનોથી જ્યારે ઈસ્લામી શરીઅતની તુલના કરવામાં આવે છે, તો ઈસ્લામી શરીઅતની આ વિશેષ્ઠતા સાફ નજર આવે છે કે, તેમાં માનવીય જીવનને લગતા સઘળા (બાહ્ય તથા આંતરિક) પાસાઓની ચર્ચા કરવામાં આવી છે. તેમાં માન્યતાઓ-શ્રદ્ધાઓ, ઈબાદતો (ઉપાસનાઓ), અખ્લાક (નૈતિકતા) વગેરે બધુ જ શામેલ છે. બીજા ધર્મોથી જ્યારે તુલના કરીએ છીએ તો ઈસ્લામી શરીઅતમાં સામૂહિક વ્યવસ્થાઓ પૈકી રાજકારણ, અર્થતંત્ર, નાગરિકતંત્ર વગેરે શામેલ છે.

શરીઅત દીન-દુન્યા અને રાજકારણને એકબીજાથી અલગ નથી પાડતી, બલ્કે બન્નેવ મળીને એક યુનિટી બને છે. જે એકબીજાને મજબૂત કરે છે.

એટલા માટે આ જાઈઝ નથી કે, શરીઅતના અમુક અંશો કે નિયમો ઉપર અમલ કરવામાં આવે. અને બીજા નિયમો કે હિસ્સાઓને છોડી દેવામાં આવે. *(સૂ.બકરહ : ૮૫/૮૬, સૂ.માઈદહ : ૪૯/૫૦)*

ઈસ્લામ દુશ્મન તાકાતોએ આ વાત સારી રીતે જાણી લીધી છે કે, ઈસ્લામની આ સર્વોપરિતા અને સંપૂર્ણતા મુસ્લિમોની શક્તિ અને તાકાતનો એક ભેદ તથા મર્મ છે. એટલા માટે તેમણે ઈસ્લામને માનવજીવનમાંથી દૂર કરવા ઈબાદતો અને પર્સનલ લૉ (સામાજિક બાબતો) મર્યાદિત રાખવા માટે સુનિયોજિત ઢબે ષડયંત્રો રચ્યા. જો કે ઈબાદતો અને પર્સનલ લૉ પણ ઈસ્લામ દુશ્મનોના વૈચારિક તથા અમલી હુમલાઓથી સુરક્ષિત રહી શકી નથી. આની પાછળનો આશય એ જ છે કે, ઈસ્લામના આ બન્નેવ હિસ્સા-ઓને પણ કમઝોર કરી દઈએ. જેથી મુસ્લિમોના અકીદા અને સામાજિક જીવન પણ યુરોપની જેમ અસ્તવ્યસ્ત થઈ જાય. સંપૂર્ણ અને સર્વોપરી તાકતવર વ્યાપક ઈસ્લામ સંપૂર્ણ સમાજમાં મહાન ક્રાંતિ સર્જે છે. જ્યારે માનવજીવનથી દૂર કરી દીધેલ મર્યાદિત ઢાંચાવાળો (ઈબાદતો-સામાજિક બાબતો) ઈસ્લામ કમઝોર અને અમુક અંશે જ ક્રાંતિ પેદા કરે છે.

## શરીઅતમાં વિરોધાભાષી નિયમોમાં સંતુલન જાળવવું :

ઈસ્લામી શરીઅતની એક ખૂબી સંતુલન છે. બે વિરોધાભાસ અને મુકાબલાવાળી વસ્તુઓમાં બન્નેવનો ખ્યાલ રાખવો અત્યંત મુશ્કેલ છે. પરંતુ ઈસ્લામી શરીઅતે તેમનો બારીકથી બારીક ખ્યાલ રાખી બન્નેવ વચ્ચે બરાબર સંતુલન જાળવી રાખ્યું છે. ચાહે તે રૂહાનિય્યત (આધ્યાત્મિકતા) અને માદ્દીયત (ભૌતિકવાદ) હોય, વ્યક્તિગત અને સામૂહિક બાબત હોય, સ્થાયી અને ફેરફાર થનાર હુકમો વચ્ચે હોય કે ઈબાદતો વગેરેમાં નરમી અને સખ્તી વચ્ચે હોય. *(સૂ.બકરહ : ૧૪૩, સૂ.રહમાન : ૭/૯)*

શરીઅતમાં સખ્તી (ડર-ધમકી) તે લોકો માટે છે, જે દીનમાં સુસ્તી અને લાપરવાહી કરે છે. અને નરમી (શોખ અને ઉમ્મીદો તથા હુકમમાં સહુલત) તે લોકો માટે છે, જે હુકમની પાબંદી કરે છે.

ઈમામ શઅરાની (રહ.)એ અલ્મીઝાનુલ કુબ્રામાં શરીઅતના બધા જ અહકામોને રૂખ્સત (સહુલત) અને અઝીમત (સંપૂર્ણ કાયદા પ્રમાણે) તથા તખફીફ (નરમી) અને તશદીદ (સખ્તી)માં વહેંચી દાવો કર્યો છે કે, ફુકહાએ કિરામ (કાયદાશાસ્ત્રીઓ)માં મતભેદનું કારણ પણ આ જ છે કે, અમુક સહુલતને પસંદ કરે છે અને અમુક અઝીમતને પસંદ કરે છે.

કુર્આન શરીફમાં યહુદીઓ-ખ્રિસ્તીઓ વગેરેની ગલત માન્યતાઓ અને અમલોનું વર્ણન છે. પરંતુ તેમની સારી વાતો તથા સારા અમલોનું પણ સાથે વર્ણન હોવું આ જ સંતુલનના નિયમોનુસાર છે.

**ન્યાયની મહત્વતા :**

માનવીય કાયદાઓમાં આ વાતની સ્પષ્ટતા કરવી પડી છે કે, જજ સાહેબની સમક્ષ કોઈ મુકદ્દમો રજૂ થયો હોય, અને તેના વિશે કાનૂનમાં કોઈ કલમ મૌજૂદ હોય તો જજ ન્યાય અને પ્રકૃતિના કાયદાઓ ધ્યાનમાં રાખી ફેંસલો કરે.

અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.) શરીઅત અને ન્યાય વચ્ચેનો સબંધ સ્પષ્ટ કરતાં લખે છે કે, અલ્લાહપાકે રસૂલો અને કિતાબો એટલા જ માટે મોકલી કે લોકો વચ્ચે ન્યાય કાયમ કરે. ન્યાયથી જ આસમાન અને જમીનની વ્યવસ્થા કાયમ છે.

હાફિઝ ઈબ્ને તયમિય્યહ રહ. લખે છે કે, અલ્લાહપાક ન્યાયિક હુકૂમત બાકી રાખે છે, ચાહે કાફિર હોય. અને અત્યાચારી (ઝાલિમ) હુકૂમત મુસલમાન હોવા છતાં બાકી રાખતા નથી. દુન્યા ન્યાય અને કુફ્ર સાથે બાકી રહી શકે છે, પરંતુ ઝુલ્મ અને ઈસ્લામ સાથે બાકી રહેતી નથી. ન્યાયના ઘણા પ્રકાર છે :

(૧) સરકારનો પ્રજા સાથે ન્યાય.
(૨) પ્રજાનો આપસમાં ન્યાય.
(૩) ન્યાયાધિશોનો વાદી-પ્રતિવાદી સાથે ન્યાય.

અને બધા પ્રકારો સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજકીય બધી જ બાબતો સાથે સંકળાયેલા છે. મતલબ કે ન્યાય ઈસ્લામી શરીઅતનો બુન્યાદી પ્રાથમિક સ્થંભ છે. જેમ કે તૌહીદ (એકેશ્વરવાદ) ઈસ્લામી માન્યતાઓનો મહત્વનો બુન્યાદી સ્થંભ છે.

## કાનૂની એકતા :

ઈસ્લામી શરીઅત કાનૂનની એકતા (એકત્વ)નો દૃષ્ટિકોણ જાળવી રાખે છે. તેમાં વેપારના કાનૂન સિવિલ કાનૂનથી અલગ નથી. વેપારીઓના આપસી સબંધો અને પબ્લીક સાથેના સબંધો વિશે માનવીય કાયદાઓ અમૂક નિયમો ઘડીને વેપારી કાયદાઓનું નામ આપે છે. આ કાયદાઓ સામાન્ય પ્રજાના સબંધો વિશે લાગુ સિવિલ કાનૂનથી અલગ હોય છે.

ઈસ્લામી શરીઅત સામાન્ય સંજોગો અને વેપારિક સંજોગોમાં કોઈ ફેરફાર કરતી નથી. જેમકે દેવાળુ ફૂંકવાની સૂરતમાં તે વ્યક્તિને દેવાળિયો સાબિત કરી તેના ઉપર દેવાળિયાને લગતા કાયદા જારી કરવામાં વેપારી અને ગેરવેપારી બધા જ માટે સરળ નિયમો લાગુ પાડે છે.

એ જ પ્રમાણે ઈસ્લામી શરીઅત સરકાર અને પબ્લીક બધા માટે એક જ પ્રકારના કાયદા લાગુ પાડે છે. જ્યારે માનવીય કાયદાઓમાં આ પ્રમાણે નથી. ફ્રાન્સમાં ‘‘કાઉન્સિલ ઓફ સ્ટેટ’’ નામે અલગ અદાલતો કાયમ કરવામાં આવી. જેનો મુખ્ય હેતુ એ હતો કે સામાન્ય અદાલતોમાં સરકાર વિરૂદ્ધ કેસ કરવામાં ન આવે બલ્કે સરકાર માટે સ્પેશિયલ કાનૂન બનાવી તેને સામાન્યજનોથી વિશેષ દરજ્જો આપવામાં આવે.

એનું કારણ એ જ છે કે, માનવીય કાનૂનમાં કાનૂન સરકારોનો બનાવેલો હોય છે. માટે સરકાર કાનૂન બનાવતી વખતે પોતાના માટે અપવાદરૂપે અલગ કાનૂન રાખે છે. અને આ પ્રમાણે કાનૂનની એકતા બાકી રહેતી નથી. જ્યારે ઈસ્લામી સરકાર (બાદશાહ, વજીરો, ન્યાયાધિશો) ઈસ્લામી કાનૂનથી બને છે. માટે તેણે પોતે પણ કાનૂનના તાબે રહેવું જરૂરી બને છે.

## વિશ્વ શરીઅત :

ઈસ્લામી શરીઅત એ વિશ્વ શરીઅત છે. તે ફક્ત આરબો માટે કે ફક્ત મુસ્લિમો માટે નથી. સઘળા મનુષ્યોને તે સંબોધે છે. શરીઅત એકતાના કેન્દ્ર દ્વારા સઘળા મનુષ્યોથી સંબોધન કરે છે. કારણકે બધાના બાપ એક "આદમ" છે. બધાના સર્જક અને ઈબાદતને લાયક ફક્ત એક અલ્લાહ તઆલા છે. એટલા જ માટે શરીઅત જાતિ, રંગ, વર્ણ વગેરે બધા જ ભેદભાવોને રદ કરે છે. શરીઅતનો અસલ હેતુ માનવજાતિને એક કરવાનો છે. માટે કુર્આન શરીફમાં ફરમાવ્યું : "હે લોકો ! બેશક, અમે તમને એક પુરૂષ અને એક જ સ્ત્રી (આદમ, હવ્વા)થી પૈદા કર્યા, અને અમે તમારા અનેક કૌમો અને કુટુંબો બનાવ્યા કે જેથી તમે એકબીજાને ઓળખી શકો. બેશક, અલ્લાહપાકને ત્યાં તમારામાંથી તે વધુ માનવંત છે, જે વધુ પરહેઝગાર હોય. બેશક, અલ્લાહ સર્વજ્ઞ, ખબર રાખનાર છે."

*(સૂ.હુજુરાત-૧૩, સૂ.આલિ ઈમ્રાન-૬૪)*

## કાનૂની હૈસીયત :

માનવીય કાયદાઓ ઉપર વિશ્વાસનો આધાર કુટુંબ-કબીલાના સરદાર અથવા અદાલતો છે. જો માનવીય કાયદાઓને તેમની સચ્ચાઈ અને પારખાઈ પ્રાપ્ત ન હોય તો તે કાયદો બની શકતો જ નથી. મતલબ કે તેનો કાયદો બનવાનો આધાર અમુક હોશિયાર-અધિકાર પ્રાપ્ત માનવીઓના દિમાગો છે.

તેના મુકાબલામાં ઈસ્લામી કાયદાઓની વિશ્વસનિયતા અલ્લાહપાક નક્કી કરે છે. ચાહે માનવજગતની અદાલતો તેને માને કે ન માને, તેની કાનૂની હૈસીયત ઉપર કોઈ ફર્ક પડતો નથી. બલ્કે આ કાયદાનો વિરોધ કરનાર પોતે ગુનેહગાર લેખાશે. કુર્આન શરીફમાં છે કે, જે અલ્લાહપાકના ઉતારેલ કાનૂન પ્રમાણે ફેંસલો નથી કરતા, તે લોકો જ નાફરમાન છે.

*(સૂ.માઈદહ-૪૭)*

એટલા માટે ઈસ્લામ પોતાના કાયદાઓને કદી અલ્લાહ તઆલાના નિયુક્ત કરેલ કાનૂન, તો કદી હુઝૂર (સલ.)ના જારી કરેલ ફરમાન, તો કદી

શરીઅતના શબ્દોથી સંબોધિત કરે છે. આ રીતે ઈસ્લામે પોતાના કાયદાઓને કોઈ દુન્યવી વ્યક્તિ અથવા તો અદાલતના મોહતાજ બનાવ્યા નથી, બલ્કે તેનો સંપૂર્ણ અધિકાર ફક્ત અલ્લાહપાક અને રસૂલ (સલ.)ને સોંપ્યો છે. આ જ કારણસર કોઈ મોટા આલિમ, બુધ્ધિવાન કે બાદશાહને ઈસ્લામી કાયદાઓમાં ફેરફાર કરવાનો કોઈ અધિકાર નથી.

**કાયદાની પવિત્રતા :**

માનવીય કાયદાઓમાં કોઈ પણ જાતની પવિત્રતા અને સન્માનની ભાવનાઓ હોતી નથી. તે ફક્ત માનવીય શરીર ઉપર અધિકાર રાખે છે. દિલોમાં તેના માટે કોઈ માન-સન્માન હોતું નથી. કારણકે તેનું છૂપી રીતે ઉલ્લંઘન કરનારને કદી એમ વિચાર નથી આવતો કે, તેને કોઈ જોઈ રહ્યો છે. અને તેની વિરૂધ્ધ કરવાથી ખતરનાક પ્રકારની કોઈ સજા ભોગવવી પડશે.

જ્યારે કે ઈસ્લામી કાયદાઓ પોતાના માનવાવાળાઓના દિલમાં એક પવિત્ર અને સન્માનનિય કાનૂન છે. એની સાથે આ માન્યતા અને શ્રધ્ધા પણ છે કે, જે પવિત્ર અને ખુદાવંદે કુદૂસ તરફથી આ કાયદાઓ આપણને આપવામાં આવ્યા છે, તે આપણા હરપલની હરકતો, મર્મો અને ભેદોથી વાકેફ છે. આ કાયદાઓનું ઉલ્લંઘન કરી દુન્યાવાળાઓની નજરોથી તો બચી શકાય છે, પરંતુ સર્વશક્તિમાન, જાહેર અને બાતિન, બાહ્ય અને આત્મિય બધી જ વસ્તુઓથી સંપૂર્ણ માહિતગાર એક અલ્લાહથી તે છૂપાવી શકતો નથી.

માનવીય કાનૂનમાં કાયદો સમાજથી વધીને નથી, બલ્કે સમાજનો દરજ્જો પહેલો છે. સમાજના સંગઠનથી કાયદો બનાવવામાં આવે છે, તથા માનવીય કાયદાનો તબક્કાવાર ઈતિહાસ સાક્ષી આપે છે. પ્રથમ વિશ્વયુધ્ધ પછી યુરોપિય કાયદાઓમાં જે ફેરફારો થયા તેનાથી પણ આ જ સાબિત થાય છે. જ્યારે ઈસ્લામી કાયદાઓમાં કાનૂન સમાજથી ઉપરવટ છે. સમાજના અસ્તિત્વ અને તેની હાલતો-સંજોગો ઉપર કાયદાઓનો આધાર નથી, બલ્કે કાયદો પહેલા બને છે. તેના પ્રમાણે સમાજની રચના થાય છે.

**હકારાત્મક બુન્યાદ :**

માનવીય કાયદાઓ સંપૂર્ણ નકારાત્મક ભૂમિકાઓ અને બુન્યાદોને આધારિત છે. અત્યાચારીઓ અને ઝાલિમોના ઝુલ્મના બચાવ માટે આ કાયદાઓ અસ્તિત્વમાં આવ્યા. હક્કોના રક્ષણની વિચારધારાએ તેને વેગ આપ્યો. એટલા જ માટે માનવીય કાયદાઓ દ્વારા ફક્ત વધુથી વધુ જાહેરી ગુનાહો રોકી શકાય છે. સમાજ ઉપર એક જબરદસ્તીની વ્યવસ્થા છે, પરંતુ માનવીઓની રચનાત્મક પ્રવૃત્તિઓ, કેળવણી, આધ્યાત્મિકતા, અખ્લાક (નૈતિકતા), તકવો (આત્મશુદ્ધતા), ઈબાદતો, અને આદર્શ સમાજની રચના વગેરે બાબતોમાં આ નકારાત્મક વ્યવસ્થા કોઈપણ મહત્વની ભૂમિકા ભજવી શકતી નથી.

એની તુલનામાં ઈસ્લામી કાનૂનમાં હકારાત્મક બાબતો તથા તેની ફઝીલતોનું વર્ણન હોવાને લઈ તેના તરફ આકર્ષણ પેદા થાય છે. માનવીય દિલો-દિમાગમાં તેની મહત્વતાનો એહસાસ જન્મે છે. અને તે છતાં તેનું દિલ તે ગુનાહ તરફ આકર્ષાય તો પછી તેવા માનવીને આ ગુનાહના ધાર્મિક, સામાજીક, આર્થિક નુકસાનો અને મૃત્યુ બાદ જીવનમાં તેનો રજેરજનો હિસાબ આપવાની માન્યતા દ્વારા તેનાથી રોકવામાં આવે છે. આ પ્રકારની હકારાત્મક-નકારાત્મક બન્નેવ પ્રકારની ભાવનાઓ દ્વારા ગુનાહો રોકવાની સંપૂર્ણ કોશિશોથી કામ લેવામાં આવે છે.

કાયદાની સફળતા એ જ છે કે, તે ગુનાહોને રોકે. તેના મૂળ સ્ત્રોતોને શોધી તેના ઉપર રોક લગાવી બુરાઈને જડમૂળથી નાબૂદ કરે. માનવીય કાયદાઓની બીકથી ગુનાહો ઉપર થોડા સમય માટે એક રોક લાગી શકે છે, પરંતુ તેને જડમૂળથી ઉખેડી શકાતા નથી. ઈસ્લામી કાનૂન તેને જડમૂળથી ઉખેડવાની સંપૂર્ણ કોશિશો કરે છે. આના અનુસંધાનમાં ઈસ્લામી સજાઓની સખ્તી પણ સમજમાં આવશે.

**કાનૂનની સંપૂર્ણતા :**

માનવીય કાયદા-કાનૂનની બુન્યાદ ફક્ત કૌટુંબિક રસ્મો, માન્યતાઓ

અને પ્રાદેશિક આદતો, રીતરિવાજો તથા અંધશ્રધ્ધાઓ આધારિત છે. એટલા માટે તેમાં એકબીજા સમાજથી વિરોધાભાસ અને ટૂંકી દષ્ટિથી વિચારવામાં આવે છે. તેમાં ફિલોસોફી, બુધ્ધિ, ચિંતન-મનન અને ઈલ્મ-જ્ઞાનનો અભાવ હોય છે. જો કે અઢારમી સદીથી તેમાં જ્ઞાન, તર્કબધ્ધ દલીલો અને સિધ્ધાંતો ઉમેરવાનો દાવો કરવામાં આવ્યો છે. રહેમ-કરૂણા, ન્યાય અને સમાનતાના વૈશ્વિક સિધ્ધાંતોનો શાબ્દિક સમાવેશ કરવામાં આવ્યો છે. જો કે અમલીકરણમાં મહાસત્તાઓ પોતે જ ગલ્લા-તલ્લા કરી ચૂકી છે. યુરોપની સામ્રાજ્યવાદી તાકાતોએ ન્યાય, ભાઈચારા અને સમાનતાના કાયદાઓ બનાવ્યા. અને સૌથી વધુ તેનું ઉલ્લંઘન પણ પોતે જ કર્યું ! માટે હજુ સુધી તેમાં પૂર્ણતા કે પરિપકવતા આવી નથી.

જ્યારે ઈસ્લામી કાયદાઓની બુન્યાદ પહેલા દિવસથી જ માનવીય ફિતરત (નેચર) અને ખુદાઈ હિદાયતો આધારિત છે. તે પ્રારંભથી જ વ્યાપકતા, સમાનતા અને જ્ઞાન-વિજ્ઞાની ફિલોસોફી તથા બુધ્ધિ આધારિત છે.

**કાયદામાં એકતા :**

માનવીય કાયદાઓમાં એકતાનો અભાવ છે. કારણકે તે અલગ-અલગ કુટુંબ કબીલાઓ અને પ્રદેશો તથા કૌમી માન્યતાઓ અને રિવાજો આધારિત છે. જે દરેક અલગ-અલગ પ્રદેશ અને અલગ-અલગ કુટુંબોના આધારે વહેંચાયેલા રહે છે. હાલના સમયમાં તેમાં એકતા અને સમાનતા લાવવાની કોશિશો કરવામાં આવી, પરંતુ તે ફકત કૌમી અને મુલ્કી (રાષ્ટ્રીય) સલામતીના દષ્ટિકોણ અને બાહ્ય દબાવોના આધારે કરવામાં આવી છે.

જ્યારે ઈસ્લામી કાયદાઓ પોતાના આરંભથી જ માનવએકતા અને સમાનતાના નિયમો આધારિત છે. કારણકે તે માનવસમાજના રિવાજો અને બુરાઈઓની જગ્યાએ ખુદાઈ નિયમોનુસાર બનાવવામાં આવ્યા છે. જે દરેક યુગમાં એકતા, વ્યાપકતા અને સમાનતા તથા કાયમી હોવાના આધારે જારી કરવામાં આવ્યા છે. હઝરત આદમ અલયહિસ્સલામથી લઈ જનાબે નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમના યુગ (કિયામત

સુધી) સુધીના બધા જ નબીઓના કાયદા-કાનૂન એક જ એકતાના નિયમોનુસાર ઉતાર્યા છે. જેમાં જે કોઈ ફર્ક દેખાય છે, તે જાહેરી છે. અને કૌમોના સ્વભાવ તથા સાયકોલોજીના કારણે છે.

## કાયદાનું અસલ સ્ત્રોત :

માનવીય કાયદાઓ અમુક ઈન્સાનોના દિમાગની ઉપજ છે. અને માનવી વૈજ્ઞાનિક સર્વે પ્રમાણે મર્યાદિત (લીમીટેડ) જ્ઞાન ધરાવે છે. અલગ-અલગ જાતિઓ, સંપ્રદાયો અને વિભિન્ન સમાજોના બધા જ રીતરિવાજોને તે પોતાના મર્યાદિત જ્ઞાન-જાણકારીના આધારે સંપૂર્ણ રીતે સમજી શકતો નથી. તો પછી તેમના સ્વભાવ અને લાગણીઓનો ખ્યાલ રાખી કેવી રીતે કાયદાઓ બનાવી શકે છે ? તે ચાહે માનવસમાજ માટે ગમે તેટલો પણ નિઃસ્વાર્થ (મુખ્લિસ) સ્વભાવ ધરાવતો હોય, છતાં કઈ વસ્તુ કઈ કૌમ, સમાજ કે વર્ગની પસંદ છે, અને કઈ વસ્તુ પસંદ નથી, અથવા તેમના માટે હિતાવહ છે કે નથી. આ બધી અજાણતાઓ-અજ્ઞાનતાઓ કાયદા બનાવવા માટે તથા તેના અમલીરૂપમાં અવરોધરૂપ બનશે. એટલા જ માટે કાયદા બનાવવાનો અધિકાર ફક્ત તે પાક-પવિત્ર અલ્લાહપાકને જ છે, જે માનવીનો સર્જનહાર છે. જે માનવીઓના મનોવિજ્ઞાન (સાયકોલોજીકલ) સ્વભાવ, જરૂરતો અને અહેસાસ, લાગણીઓ વગેરેથી સંપૂર્ણ રીતે વાકિફ છે. અને જે હંમેશાથી છે, તથા હંમેશા રહેશે. માટે કિયામત સુધી તે દરેક કૌમ અને દરેક યુગના માનવીઓ માટે બરાબર રીતે ફાયદાકારક રહેશે. જ્યારે કે માનવી વર્તમાનયુગને જ ફક્ત (અને તે પણ મર્યાદિત) સમજી શકે છે. ભવિષ્યથી તે અજાણ છે. સૂરએ તબારકમાં છે, અર્થ : "શું અલ્લાહપાક માનવીને જાણતો નથી ? જ્યારે કે તે તેનો સર્જનહાર છે, તથા ઘણો બારીક અને ખબરદાર છે."

આક્ષેપો, તોહમતો અને નિર્લજ્જતા (બેશર્મી) વગેરે ફેલાવનારા લોકો માટે સજા આ શબ્દોમાં વર્ણન કરી : "હે ઈમાનવાળાઓ ! તમે શયતાનના પગલે ન ચાલો. અને જે કોઈ શયતાનના પગલે ચાલશે, તો બેશક તે તો (સૌને) બેશરમી તથા બૂરી વાત જ બતાવશે. અને જો તમારા ઉપર અલ્લાહ

તઆલાની કૃપા અને તેની રહમત ન હોત તો તમારામાંથી એક પણ માણસ કદી (તવબહ કરી) પવિત્ર ન થાત, પરંતુ અલ્લાહપાક જેને ચાહે છે (તવબહની તવફીક આપી) પવિત્ર કરે છે. અને અલ્લાહપાક સઘળું સાંભળનાર તથા જાણનાર છે.'' *(સૂરહ નૂર-૨૦)*

## માનવીય કાયદાઓનો મંદ ગતિથી વિકાસ :

માનવીય કાયદાઓનો વિકાસ ઘણી જ મંદ ગતિએ થયો. એના પ્રારંભના હજારો વર્ષો વિતિ ગયા બાદ કાયદો હાલની સ્થિતિમાં છે. તે દરમ્યાન વિભિન્ન આકાશી શરીઅતો, માનવીય આદતો, રિવાજો અને ક્રાંતિઓથી ફાયદો ઉઠાવવામાં આવ્યો.

તેના મુકાબલામાં ખુદાઈ શરીઅતને પોતાના વિકાસ માટે હજારો વર્ષ રાહ જોવી પડી નથી, બલ્કે તેના આસ્માનથી ઉતારવામાં અને તેના પરિપૂર્ણ થવામાં જે ૨૩ વર્ષ લાગ્યા, તે જ તેના વિકાસની પણ મુદ્દત છે. તેના પ્રારંભિક કાનૂન પણ તેના આખરી કાનૂનની જેમ સંપૂર્ણ અને સંતુલિત છે. તેના સઘળા કાનૂનો દરમ્યાન એક લોજીક અને બુધ્ધિમય સંતુલન જળવાય રહ્યું છે. અને સેંકડો વર્ષો પહેલાના કાયદાઓ આજે પણ વૈજ્ઞાનિક કસોટીએ તાજા (ફ્રેશ) અને સંતુલિત સાબિત થઈ રહ્યા છે. આ જ તેના ખુદાપાક તરફથી હોવાની મહાન સાબિતી છે. જો તે માનવીય કાનૂન હોતે તો તેને પણ પોતાના વિકાસ અને વૃધ્ધિ માટે હજારો વર્ષની જરૂરત પડતે.

## કાયદાના અમલીકરણની મર્યાદિત શક્તિ :

માનવીય કાનૂન અમલીકરણના શક્તિ પ્રદર્શનમાં કમજોર સાબિત થયા છે. તેને પોતાના નાગરિકો ઉપર સંપૂર્ણ કંટ્રોલ નથી હોતો. અને ફક્ત કાયદાઓથી ગુનાહો ડામી પણ શકાતા નથી. તેના અમલીકરણ માટે લોકોના બ્રેઈન વોશ કરવા પડે છે. જેથી લોકો સરકારી ખાતાને મદદરૂપ થાય. કાયદાઓમાં ગુનેહગારોને છટકવાના ઘણા ચોર દરવાજા હોય છે. જેથી ગુનેહગારો કાયદાની વિરૂધ્ધ કામો કરતા રહે છે. કારણકે આ કાયદાઓ માનવીય દિલ અને આત્માને આધ્યાત્મિક, નૈતિક તથા સામાજિક જવાબ-

દારીઓનું ભાન કરાવતા નથી તથા મૃત્યુ બાદ અલ્લાહ તઆલાને ત્યાં પોતાના એક એક અમલનો જવાબ દેવો પડશે, એવી માન્યતાઓથી માહિતગાર કરતા નથી.

જ્યારે ઈસ્લામી કાનૂનનો પ્રારંભ જ મૃત્યુ બાદ (આખિરત)ની સજા-ઓની ભયાનકતા અને હલાલ-હરામનું ભાન કરાવવા સાથે માનવીય દિલની સુધારણા પાછળ ધ્યાન કેન્દ્રિત કરે છે, તે દુન્યવી સજા કરતાં આખિરતની સજાથી ડરાવે છે. જાહેરી આબરૂ અને પ્રતિષ્ઠાની તુલનામાં બાતિની (આંતરિક) પવિત્રતા અને નૈતિકતા ઉપર વધુ ધ્યાન અપાવે છે. એટલા જ માટે ઈસ્લામી કાયદાના અમલીકરણ માટે કોઈ મોટી ફૌજ કે લશ્કરની જરૂરત પડતી નથી.

માનવીય કાનૂનમાં કાનૂન ઉપર અમલ કરાવવાની જવાબદારી સરકાર ઉપર હોય છે. માટે સમગ્ર મહેનત સરકારે જ કરવી પડે છે. જ્યારે ઈસ્લામી કાનૂનમાં દરેક વ્યક્તિ પોતે જવાબદાર હોય છે. અને તેના દિલો દિમાગમાં આ વાત પાકી કરવામાં આવે છે કે, તમારામાંથી દરેક જવાબદાર છે. અને કિયામતના દિવસે તેને તેની જવાબદારી બાબતે પૂછપરછ કરવામાં આવશે.

*(હદીષ શરીફ)*

એટલા જ માટે ઈસ્લામી કાનૂન મોટાથી મોટા ગુનાહોની દુન્યવી સજાની સાથે આખિરતની સજાની પણ ધમકી આપે છે. જેમકે ઈરાદાપૂર્વક કોઈની હત્યા કરનાર વિશે ફરમાવ્યું કે, જે કોઈ વ્યક્તિ કોઈ મુસલમાનની ઈરાદાપૂર્વક હત્યા કરશે, તો તેની સજા જહન્નમ (નર્ક) છે. તેમાં તે સદા માટે રહેશે. તેના ઉપર અલ્લાહ તઆલાનો ગઝબ (કોપ) રહેશે, અને તેને રહમતથી દૂર કરવામાં આવશે. આવા ગુનેહગારો માટે અલ્લાહપાકે દર્દનાક સજાઓ તૈયાર કરી રાખી છે. લૂંટફાટ અને ધાડ પાડવાવાળાઓ વિશે અહકામો દર્શાવતાં ફરમાવ્યું કે, "બસ, જે લોકો અલ્લાહપાકથી અને તેના રસૂલથી લડાઈ કરે છે, અને દેશમાં ફસાદ કરી અશાંતિ ફેલાવવા દોડધામ મચાવે છે, તેઓની એ જ શિક્ષા છે કે, તેઓને કત્લ કરવામાં આવે અથવા તેઓને શૂળીએ ચઢાવવામાં આવે અથવા તેઓના હાથ અને પગ સામસામી

(જમણી-ડાબી) બાજુથી કાપવામાં આવે અથવા તેઓને દેશ નિકાલ કરવામાં આવે. આ (વર્ણિત શિક્ષા) તો તેઓ માટે દુન્યામાં હલકાઈ છે, અને (એ સિવાય) તેઓને માટે આખિરતમાં મહાન અઝાબ છે.'' *(સૂ. માઈદહ-૩૩)*

આ પ્રમાણે ઈસ્લામી કાનૂન સૌ પ્રથમ માનવીના દિલ અને આત્માને સંબોધે છે. ત્યાર બાદ તે જાહેરી કારણો તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે. જેથી માનવી રાત્રિના અંધકારમાં પણ ગુનોહ કરવાથી ડરે છે. અને જો ગુનોહ થઈ જાય તો તેનું દિલ બેચૈન રહે છે. અને સવાર થતાં જ પોતાના ઉપર ખુદાઈ સજા લાગુ પાડવા કરગરે છે. હઝરત માઈઝ અસ્લમી અને હઝરત ગામિદિય્યહ (રદી.)ના નમૂના આપણા સમક્ષ છે. માં દિકરીને રાત્રે દૂધમાં પાણી નાંખવાનું કહે છે કે, ખલીફા ઉમર (રદી.) રાત્રે ક્યાં જોવા આવવાના છે, અને આપણને આ દૂધ વેચી વધારે પૈસા મળશે. દિકરી કહે છે કે, માં, ઉમર રદી. નથી જોતા, પરંતુ ઉમર (રદી.)ના ખુદાપાક તો જોઈ રહ્યા છે. હિસાબ તો આપણે ખુદાપાકને આપવાનો છે. આ રીતે ગુનાહથી માં-દિકરી બચી જાય છે.

## ઈસ્લામી કાનૂનમાં માનવીય મનોવિજ્ઞાનનો ખ્યાલ :

ઈસ્લામી કાનૂનમાં માનવીય પ્રકૃતિ (તબીઅત)નો ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો છે. કારણ કે તેના ઘડવૈયા અલ્લાહપાક (પાક-પવિત્ર ઝાત) છે. જે માફીઓના સર્જક, સર્વ શક્તિમાન, સઘળુ જાણનાર, ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્યના બધા જ બનાવો અને માનવીય પ્રકૃતિ વગેરેથી સંપૂર્ણ માહિતગાર છે. કુર્આન શરીફની ઘણી આયતોમાં આ બાબત તરફ ઈશારા કરવામાં આવ્યા છે. *(સૂ.રૂમ-૩૦)*

જો માનવી તટસ્થ અને ન્યાયિક રીતે ઈસ્લામી કાયદાઓનો અભ્યાસ કરશે, તો તે આ વાતનો ઈકરાર કરવા મજબૂર થશે. જેમકે ખૂનનો બદલો (કિસાસ) લેવો હત્યા થનાર વ્યક્તિના સગા-સબંધીઓનો હક્ક છે. પરંતુ આ સજાને બીજી અન્ય સજાઓની જેમ જરૂરી નથી કરી. બલ્કે મૃત્યુ પામનારના વારસદારોને દિયત (મોટી રકમ લેવી)નો પણ હક્ક આપ્યો.

અને વગર દિયતે માફ કરવાનો પણ અધિકાર આપ્યો. આ કાનૂનમાં માનવીય મસ્લેહતોનો ઘણો બારીકાઈથી ખ્યાલ રાખવામાં આવ્યો. કારણકે અમૂક લોકો બદલાની સખ્ત તિવ્ર ભાવનાવાળા હોય છે. બદલો લીધા વગર તેમનો આક્રોશ ઠંડો પડતો નથી. તો અમૂક લોકો ઠંડા સ્વભાવવાળા હોય છે. તેમનો સ્વભાવ કત્લ-ખૂનવાળો નથી હોતો અથવા ગરીબ-મોહતાજ હોય છે. તો આવા લોકોને એક મોટી રકમ મળવાથી તેમની પ્રાથમિક જરૂરતો પૂરી થાય છે. તેઓ કિસાસને બદલે દિયતને પસંદ કરે છે. અને અમૂક લોકો અતિ ધીરજ અને સંયમવાળા હોય છે. તે પોતાની ખાનદાની શરાફત અને ઈમાની મઝબૂત પાવરને લઈ આવનારી મુસીબતનો બદલો ફક્ત એક અલ્લાહપાકથી જ માંગે છે. એમાં અન્ય લોકો પાસેથી કોઈપણ પ્રકારની મદદ લેવાને પસંદ કરતા નથી.

અથવા અમૂક વખતે ખૂન કરનાર વ્યક્તિ ઘરની નજીકની જ હોય છે. જેમકે ભાઈ, ભત્રીજા, પૂત્ર વગેરે. આવા સમયે આવેશમાં આવી તેણે ખૂન તો કરી નાંખ્યુ, પરંતુ હવે તેનાથી કિસાસ લેવામાં ઘરની બીજી વ્યક્તિના પરિવારનો બોજ પણ ઘરના મોભી ઉપર આવે છે. અને તે પોતાના જ પૂત્ર કે ભાઈથી બદલો લેવા કે દિયત લઈ આર્થિક રીતે તેમને બોજ દેવા માંગતો નથી. આવા બધા જ સંજોગોમાં કિસાસ કે દિયત કરતાં માફ કરવાને જ પસંદ કરવું સામાજિક અને આર્થિક દૃષ્ટિએ હિતાવહ હોય છે.

આ પ્રમાણે ઈસ્લામે વિવિધ માનવ સ્વભાવોનો ખ્યાલ રાખી પોતાના કાનૂનમાં તેમના માટે ઘણા વિકલ્પો ખુલ્લા રાખ્યા.

માનવીય કાનૂનમાં ફિતરત (પ્રકૃતિ) અને મનોવિજ્ઞાનનો આટલી બારીકાઈથી ખ્યાલ રાખવામાં આવ્યો નથી. અમૂક કાયદાઓમાં ખૂનની સજા ફક્ત ખૂન જ છે. અમૂકમાં ફક્ત જેલ અથવા દંડરૂપે માલ લેવામાં આવે છે. આનું કારણ માનવીનું મર્યાદિત જ્ઞાન છે. જે દરેક સમાજ, સ્વભાવ અને યુગથી અજાણતાને લઈ આ બધી બાબતોનો ખ્યાલ રાખી શકતું નથી. આનો અંદાજો વિવિધ દેશો, સમાજો અને સરકારો, જજો તથા ત્યાંની પાર્લામેન્ટો તથા અદાલતોના વિભિન્ન ચૂકાદાઓ અને કાયદાઓના ફેરફારોથી થાય છે.

રોજ એક કાયદો બને છે, અને બીજો તૂટે છે. કાયદાઓની હેરફેરના આ ચકવાતથી માનવીય કાનૂનની નિષ્ફળતાનો સંપૂર્ણ રીતે એહસાસ થાય છે.

**માનવીય કાયદાની ફક્ત નકારાત્મક ભૂમિકા :**

ઈસ્લામી કાનૂનની એક મોટી વિશિષ્ઠતા એ છે કે, તેના અહકામો હકારાત્મક અને નકારાત્મક બન્નેવ પ્રકારના છે. અર્થાત્ એક તરફ તે સારી વાતો તથા સારા કૃત્યોની ફઝીલતો, આદર્શતા અને મહાનતા દર્શાવે છે, તેના સારા પરિણામો અને ફળોનો વાયદો કરે છે, તો બીજી તરફ બૂરા કૃત્યો અને ખરાબ કામોથી રોકે છે. તેના માટે સખ્ત શબ્દો અને ભાષા વાપરે છે. તેના માઠા-ખરાબ પરિણામો અને સજાઓની ચેતવણી પણ આપે છે. અર્થાત્ ઈસ્લામી કાનૂન નફો પ્રાપ્ત કરવા અને નુકસાનથી બચવાના બન્નેવ માર્ગો અપનાવે છે. જે સારા કામની તાકીદ કરે છે, તે કાનૂની ભાષામાં વાજિબ (જરૂરી) હોય છે, અને જે બુરાઈઓથી રોકે છે, તેને હરામ ઠરાવે છે.

જ્યારે કે માનવીય કાયદાઓમાં સામૂહિક નુકસાનથી બચવાને પ્રાધાન્ય આપવામાં આવે છે, પરંતુ નફો પ્રાપ્ત કરવો અથવા ભલાઈનો હુકમ કરવો આ બાબતોને ગૌણ સમજવામાં આવે છે, હેતુલક્ષી સમજવામાં આવતી નથી. આ પ્રમાણે કાયદાઓનો મોટો હિસ્સો નકારાત્મક દૃષ્ટિએ હોય છે. જે મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ માનવીને નફરત અને ધૃણાની લાગણી જન્માવી તેની વિરૂદ્ધ કરવા પ્રેરે છે. તેની જગ્યાએ હકારાત્મક કાનૂન (ફઝીલતો, શોખ, જન્નતની નેઅમતોનું વર્ણન, અલ્લાહ તઆલાની રજામંદી વગેરે) માનવીના અંતરમાં લાગણી જન્માવી તેના માટે જાની, માલી કુર્બાની આપવા તૈયાર કરે છે.

અલ્લાહપાકે બધી જ વસ્તુઓ અને કામો બાબતે તેમના પરિણામો અને ફળોને આધાર બનાવી હુકમ લગાવ્યો છે. જે વસ્તુ પરિણામે ફાયદા-કારક છે, તે જાઈઝ છે. અને જે પરિણામે નુકસાનકારક છે, તે નાજાઈઝ ઠેરવી છે. અને નફા-નુકસાનમાં પણ વ્યક્તિગત કરતાં સામૂહિક નફા-નુકસાનને પ્રાધાન્ય આપ્યું છે. એમ થઈ શકે છે કે, એક વસ્તુ સમાજ માટે અને સામૂહિક ધોરણે ફાયદાકારક હોય અને વ્યક્તિગત રીતે નુકસાનકારક

હોય. જેમકે ઈસ્લામી સજાઓ વ્યક્તિગત ગુનેહગારો માટે નુકસાનકારક માલૂમ પડે છે. પરંતુ સમાજના હિત માટે જરૂરી અને ફાયદાકારક છે. એ જ પ્રમાણે વ્યાજ, લૂંટફાટ, વ્યભિચાર, દારૂ વગેરે વસ્તુઓ અમૂક વ્યક્તિઓ માટે લજ્જતવાળી અને મઝેદાર છે. પરંતુ સમાજ માટે નુકસાનકારક છે.

**માનવીય કાનૂનના સાચા હોવાની કોઈ ગેરંટી નથી :**

ઈસ્લામી કાનૂનની એક મહાન વિશિષ્ઠતા એ છે કે, તેના વિશે સાચા, મુન્સિફ અને ન્યાયિક હોવાની પાકી ખાત્રી છે. તેમાં ભૂલચૂક અથવા અત્યાચારી હોવાની શંકા નથી. કારણ કે શરીઅત અલ્લાહ તઆલા તરફથી ઉતરેલ છે. અને તે પોતાના બંદાઓ પ્રત્યે અતિ દયાળુ અને પરમ કૃપાળુ છે. તેની રહમત અને કૃપાના સો ભાગ છે. તેમાંથી ફક્ત એક ભાગ દુન્યામાં મોકલ્યો છે. જેને લઈ માં-બાપ પોતાની અવલાદ પ્રત્યે અને મૂંગા પશુ-પક્ષીઓ પોતાના બચ્ચાંઓ સાથે મુહબ્બત અને સ્નેહ તથા મમતા દાખવે છે. બાકી નવ્વાણું ભાગની રહેમત અને કૃપા તેની પાસે રાખી છે. તો તેની અપાર કૃપા, દયા અને મુહબ્બત પોતાની મખ્લૂક પ્રત્યે અને તેમાં પણ સર્વશ્રેષ્ઠ સર્જન (માનવી) જેને પોતાની જમીનનો માલિક બનાવ્યો અને પોતાની બ્રહ્માંડ (કાયનાત)નો નાયબ બનાવ્યો, તેના માટે દયા, રહેમત અને કરૂણાવાળો હશે ? અને એટલા જ માટે તેણે સર્વશ્રેષ્ઠ અંતિમ નબી જનાબ નબીએ કરીમ (સલ.)ને સર્વ જગતો, ખાસ કરીને માનવજગત માટે રહેમ અને કરૂણાવાળા બનાવી મોકલ્યા. માટે તેમના ઉપર ઉતારેલ પુસ્તક કુર્આન શરીફ અને તેના વિવરણ માટે મોકલેલ હદીસો મારફતે જે કાયદાઓનું વર્ણન કર્યું, તે માનવીય કાનૂનની બધી જ ખરાબીઓથી પાક અને સુરક્ષિત હોવા સાથે ન્યાયિક અને સમાનતા આધારિત છે.

**ઈસ્લામી કાનૂનમાં માનવીય હિતોની રક્ષા અને સમસ્યાઓનું નિરાકરણ કરતી મસ્લેહતોનો ખ્યાલ :**

ઈસ્લામી કાનૂનનો વિશેષ ગુણ એ છે કે, તેમાં માનવીય મસ્લેહતો (હિતો)ને કાનૂની બુન્યાદનો દરજ્જો પ્રાપ્ત છે. માનવીય હિતો, આવશ્યક-

તાઓ અને ઉદ્દેશોને ધ્યાનમાં રાખી ઈસ્લામી શરીઅતમાં પાંચ વસ્તુઓને પ્રાથમિકતા આપવામાં આવી છે : (૧) દીન (ધર્મ) (૨) જાન (૩) નસ્લ (વંશવેલો) (૪) બુધ્ધિ અને (૫) માલ.

આ પાંચ વસ્તુઓની સુરક્ષાને લગતી બધી જ મસ્લેહતો માનવીય મસ્લેહતો ગણાય છે. આના દ્વારા વ્યક્તિ અને સમાજ તથા દીન (ધર્મ) દુન્યાને લગતા બધા જ પ્રશ્નો અને સમસ્યાઓની સુરક્ષા અને તેમનું નિરાકરણ થાય છે. આ પાંચ ક્રમવાર છે. જેમાં પ્રાથમિકતા શરીઅતના આધારે છે. શરીઅત જે વસ્તુઓને લાભકારક સમજે, તે મસ્લેહત (હેતુ લક્ષી) ગણાશે. અને શરીઅત જેને નુકસાનકારક સમજે, તે (મફસદહ) હાનીકર્તા ગણાશે. ફક્ત માનવબુદ્ધિનો એઅતેબાર કરી કોઈ વસ્તુને મસ્લેહત કે મફસદહ ગણવામાં આવશે નહીં. કારણ કે માનવી ઉતાવળીયો અને સંવેદનશીલ છે. તેની ખ્વાહિશો અને ભાવનાઓમાં વિરોધાભાસ પણ હોય છે. એટલા માટે કુરૂઆન શરીફમાં છે કે, ‘‘અને કદાચ સત્ય તેઓની મનેચ્છાઓ મુજબ થઈ જાત, તો આકાશો અને પૃથ્વી તથા જે કાંઈ એમાં છે, તે બધા હલાક થઈ જાત. બલ્કે અમે તેમની પાસે તેમની (લાભકારી) નસીહત પહોંચાડી, છતાં પણ તેઓ પોતાની (લાભદાયી) નસીહતથી પણ મોઢું ફેરવી રહ્યા છે.’’ *(સૂ.મુઅમિનૂન-૭૧)*

ઈસ્લામમાં સજાઓનું સખ્ત હોવુ સમાજના હિત માટે જ છે. ચોરીની સજામાં હાથ કાપવો બાહ્ય દ્દષ્ટિએ સખ્ત લાગે છે, પરંતુ પરિણામરૂપે તે ઘણી જ હિતકારક છે. કારણ કે ચોરી થવી એ વાતનો પુરાવો છે કે, સમાજમાં માલસામાન અને પૈસાની સુરક્ષા માટે ખતરો પેદા થયો છે. અને ગમે તે વ્યક્તિના માલસામાનની ચોરી થઈ શકે છે. હવે દરેક વ્યક્તિ એ પોઝીશનમાં નથી કે તે પોતાના માલસામાનની સુરક્ષા માટે સંપૂર્ણ બંદોબસ્ત કરે કે સુરક્ષા ગાર્ડ નિયુક્ત કરી શકે, અને તેમનાથી પણ સુરક્ષાની ગેરન્ટી મળી શકે. કારણકે ઘણી વખતે વોચમેન, સુરક્ષા ગાર્ડ, પોલીસ ખાતુ બલ્કે બેંકોના કેશિયર વગેરે પણ ચોરોથી મલી જાય છે. અને જ્યારે વાડ જ ચીભડાં ગળે, તો પછી કોની ઉપર વિશ્વાસ કરવો ?

માટે આવા પ્રકારના આતંક અને દહેશતનું વાતાવરણ ઉભુ કરનાર લોકોને એવી સખ્ત સજા આપવામાં આવે કે, સમાજનો દરેક વ્યક્તિ આ પ્રકારનો ગુનોહ કરવાનું વિચારી પણ ન શકે. અને એ પ્રકારનો માહોલ બની જાય કે કોઈની પડી ગયેલ વસ્તુ પણ કોઈ ઉઠાવવાની હિંમત ન કરે. ચોરી કે લૂંટફાટનો તો સવાલ જ ઉપસ્થિત ન થાય. અને આ કોઈ શાબ્દિક ફિલોસોફી નથી, બલ્કે વાસ્તવિક રીતે અમલી સૂરતમાં આવું વાતાવરણ ઈસ્લામે ઉભુ કર્યું કે એક સ્ત્રી સોનાના ઘરેણાં પહેરી એકલી મદીના શરીફથી સેંકડો માઈલ દૂર સનઆ (યમન)નો સફર શાંતિ અને આરામથી કોઈની પણ લૂંટવાની બીક વગર કરતી થઈ ગઈ. બલ્કે આજના ચોરી, છેતરપીંડી અને લૂંટફાટના યુગમાં પણ સાઉદી અરબિયહમાં નમાઝના ટાઈમે દુકાનો ખુલ્લી રાખીને પણ વેપારીઓ નમાઝ પઢવા આવે છે. તેમને ચોરી-લૂંટની કોઈ બીક નથી હોતી. કારણ કે ત્યાં ઈસ્લામી સજા કાયમ છે. તેની તુલનામાં અમેરિકામાં લોસ એન્જલીસ શહેરમાં થોડીવાર માટે અચાનક વીજળી ચાલી ગઈ તો દુકાનોમાં લૂંટફાટ થઈ. અને મોટા મોટા સ્ટોરો થોડીક મિનીટોમાં જ સાફ થઈ ગયા. કારણ કે લોકોને ફક્ત કેમેરાની બીક અને ડર હતો. કેમેરા બંધ થઈ ગયા તો લૂંટફાટ શરૂ થઈ ગઈ. કાનૂનનો કોઈ ડર ન હતો.

એ જ પ્રમાણે ઝિના “વ્યભિચાર” જે એક થોડીવારનો અમલ છે, પરંતુ તેના પરિણામો ઘણા ખતરનાક છે. તેનાથી લોકોમાં અખ્લાકી (નૈતિક) સ્તર નીચે ઉતરવા સાથે બીજી ઘણી બુરાઈઓ જન્મ લે છે. માનવવંશ વારસાને સખ્ત નુકસાન પહોંચે છે. એટલા માટે જે કૌમમાં વ્યભિચાર, બળાત્કાર વ્યાપક થઈ જાય છે, તે કૌમને અલ્લાહપાક ફના કરી દે છે. વ્યભિચારની બૂરી અસરો ફક્ત બૂરી વ્યક્તિઓ સુધી મર્યાદિત નથી રહેતી, બલ્કે સમગ્ર માનવસમાજ સુધી પ્રસરી જાય છે. અમેરિકામાં નાની ઉંમરના ગુનેહગારોનું કારણ વ્યભિચાર (ઝિનાકારી) છે. સ્ત્રી-પુરૂષ પોતાની મનેચ્છાઓ પૂર્ણ કરવા ગેરકાનૂની રીતે સેક્સની મજા માણે છે. અને તેના પરિણામરૂપી થયેલ બાળકોને ત્યજી દે છે. જે સરકારી ખર્ચથી સરકારની

દેખરેખ હેઠળ પરવરિશ પામે છે. પરંતુ માં-બાપના સંસ્કાર ન મળવાથી તે ઘણી નાની ઉંમરથી જ ગુનાહોમાં લિપ્ત થઈ જાય છે, અને સમાજ માટે બોજારૂપ થઈ જાય છે.

દારૂ (શરાબ) પીવાની સજા ઈસ્લામે સખ્ત રાખી છે. કારણ કે શરાબ બુધ્ધિને નુકસાન પહોંચાડે છે અને અક્કલ-બુધ્ધિ સમગ્ર સમાજની બુન્યાદી જરૂરત છે. માટે બુધ્ધિને નુકસાન કરનાર વ્યક્તિ પુરા માનવસમાજના નુકસાનનો સામાન પુરો પાડે છે. ઈસ્લામી કાનૂને પ્રથમ લોકોનું ઝહેન બનાવ્યુ અને તેનાથી નફરત તથા દ્વેષ અને તેના દીની-દુન્યવી નુકસાનો બતાવ્યા. જેથી લોકોને શરાબથી સખ્ત નફરત થઈ ગઈ. તેની તુલનામાં અમેરિકાએ શરાબ ઉપર પાબંદી લગાડવાનો નિર્ણય કર્યો, તો ત્યાંની પબ્લિકે ગેરકાનૂની રીતે વધુ પ્રમાણમાં પીવાનું ચાલુ કર્યું. છેવટે સરકારે કાનૂની પાબંદી પાછી ખેંચી લીધી. દુન્યાની સૌથી કાનૂની કૌમે કાયદાનું આ પ્રમાણે ઉલ્લંઘન કર્યું.

એ જ પ્રમાણે ઈરાદાપૂર્વક કત્લ અને ખૂન કરવુ સમગ્ર સમાજમાં જાનની સુરક્ષા બાબતે ડર અને ખૌફ પેદા કરે છે. એના પરિણામસ્વરૂપે એક વ્યક્તિનું ખૂન હકીકતમાં સમગ્ર માનવસમાજનું ખૂન કરવા સમાન છે. એટલા જ માટે તેની સજા 'કિસાસ' સઘળા માનવસમાજના જીવનની ગેરન્ટી આપે છે. કુર્આન શરીફમાં છે : ''અને હે બુધ્ધિશાળી લોકો ! આ કિસાસ (ના હુકમ)માં તમારા જાનનો ઘણો બચાવ છે. અમને આશા છે કે, (એવા અમનના કાનૂનભંગથી) તમે બચતા રહેશો.'' *(સૂરહ બકરહ : ૧૭૯)*

મતલબ કે માનવસમાજના પાંચેવ બુન્યાદી મકસદ (હેતુઓ)ની જેટલા પ્રમાણમાં સુરક્ષા અને ખ્યાલ ઈસ્લામી કાનૂનમાં રાખવામાં આવ્યો છે, તે બીજા કોઈ કાનૂનમાં નથી.

### હેતુઓનો ફર્ક :

માનવીય કાનૂન સામાજીક પ્રશ્નો હલ કરવા માટે હોય છે. તેથી વધુ તેનો બીજો કોઈ હેતુ હોતો નથી. જ્યારે કે ઈસ્લામી કાનૂનનો હેતુ સામાજીક

પ્રશ્નોના નિકાલની સાથે એક આદર્શ અને નેક સમાજની રચના તરફ ધ્યાન કેન્દ્રિત કરવાનો હોય છે. પ્રથમ વિશ્વયુદ્ધ બાદ કાનૂનના હેતુઓમાં પરિવર્તન આવ્યુ અને અમૂક સંગઠનો તથા ક્રાંતિકારી સરકારોએ પ્રજાજનોના લાભ અને તેમની વૈચારિક બુધ્ધિ વગેરે તરફ ધ્યાન આપવાનું ચાલુ કર્યું. તેમ છતાં તેની ગતિ ઘણી ધીમી અને તે સાથે સ્વાર્થવાળી નીતિ તથા નિય્યતની ઉણપ પણ જોવા મળે છે.

ઈસ્લામી શરીઅતની વિવિધ અને વિભિન્ન વિશેષતાઓ અને ખૂબીઓને લઈ ઈસ્લામી કાનૂન સૌથી વધુ પરિપૂર્ણ સાબિત થયા છે. જેથી તે વ્યક્તિ તથા સમાજની જરૂરતો ઘણી સારી રીતે પૂરી કરી શકે છે. સમાજને સૌથી વધુ ન્યાય, સમાનતા, શાંતિ, સ્વતંત્રતા અને સફળતાની ગેરંટી ઈસ્લામી કાનૂનમાં છે. જો તેની સાથે ઈસ્લામી અખ્લાક (નૈતિકતા), આદાબ અને બીજા આદેશો ઉપર અમલ કરવામાં આવે તો તે આજે પણ એક આદર્શ અને ઉદાહરણિય સમાજ અસ્તિત્વમાં લાવી શકે છે. જેમકે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સહાબા અને તેમના પછીની અમૂક સદીઓ સુધી ઈસ્લામી કાનૂને માનવસમાજને સુખ-શાંતિ અને ન્યાય, સમાનતા વગેરે અખ્લાકથી નવાજ્યા હતા.

ઈસ્લામી કાનૂનની વિવિધ અને વિભિન્ન ખૂબીઓમાંથી અમૂકનું વર્ણન કરવામાં આવે છે.

### આસાની અને સહુલત :

ઈસ્લામી કાયદાઓની સૌપ્રથમ વિશેષતા એ છે કે, તે એકદમ સરળ અને આસાન છે. તેમાં કોઈ તંગી અને સખ્તી નથી. ઈસ્લામી અહકામો ઘણા જ સરળ અને સહેલા છે. લોકોને કોઈપણ પ્રકારની તકલીફ અને તંગી આપવામાં આવી નથી. અને જ્યાં કોઈ હુકમમાં જાહેરી તંગી દેખાતી હશે, તો ત્યાં જ શરીઅત તરફથી તેમાં સહુલત પણ તેટલા જ પ્રમાણમાં આપવામાં આવી હશે. જેમકે એક બીમાર વ્યક્તિ કે લાંબો (૭૮ કિલોમીટર) સફર કરનાર માણસ રમઝાનના રોઝા રાખવાથી લાચાર છે, તો તેમના માટે

સહુલત કરી આપી કે, તે તંદુરસ્ત થઈ જાય કે સફરમાંથી પોતાના વતન પરત ફરે ત્યારે આ રોઝાની કઝા કરી લે. એ જ પ્રમાણે વુઝૂ (પાકી) કે ગુસલ (સ્નાન) માટે પાણી ન મળે તો માટી ઉપર હાથ ફેરવી તે હાથ મોઢા તથા હાથ ઉપર ફેરવી લેવાથી પાકી પ્રાપ્ત થઈ જશે. અને તે વ્યક્તિ નમાઝ વગેરે ઈબાદતો અદા કરી શકશે. સફરમાં ચાર રકઅતવાળી નમાઝો બે રકઅતમાં ફેરવી લઈ સહુલત આપી દેવામાં આવી. ઉભો રહીને નમાઝ ન પઢનાર બેસીને અને બેસીને પણ ન પઢી શકનારને સુતાં સુતાં પઢવાની પરવાનગી આપવામાં આવી. આ પ્રમાણે સંખ્યાબંધ સહુલતો આપીને ઈબાદત કે અમલને સરળ બનાવી દીધો. આનું કારણ એ છે કે, અલ્લાહપાક અત્યંત કૃપાળુ અને દયાળુ છે. તે પોતાના બંદાઓની નિય્યત-ઈરાદાની ભાવના જુએ છે. બંદાની લાચારી, કમજોરી અને બીમારી વગેરે બધી તકલીફોથી તે પરિચિત છે. બલ્કે આ બધી જ તકલીફો વગેરે તેના જ હુકમ અને ફરમાનથી આવે છે. માટે તેણે પોતાના બંદાઓની બધી જ લાચારી-ઓનો ઈલાજ પણ બતાવ્યો. અને તે સમય તથા તે વ્યક્તિની ઈબાદતોને સરળ બનાવી દીધી.

કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ અહકામો, આદેશો અને વિવિધ ઈબાદતોના વર્ણન પછી સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવ્યુ કે, ‘‘અલ્લાહ તઆલા કોઈ પણ વ્યક્તિને તેની તાકાત (ક્ષમતા)થી વધુ બોજ અને તકલીફ આપતો નથી.’’

એક આયતમાં ફરમાવ્યું કે, અલ્લાહપાક તમારા માટે આસાની અને સહુલત ચાહે છે, તમારા માટે સખ્તી અને તંગી ચાહતા નથી.

હદીષોમાં પણ આ પ્રકારનો ભાવાર્થ ઘણી જગ્યાએ દર્શાવવામાં આવ્યો છે. બલ્કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, હું બાતિલ ધર્મો અને શિર્કથી અલગ એક ઘણો જ આસાન અને નરમ ધર્મ લઈને મોકલવામાં આવ્યો છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખાસ આદત હતી કે, જ્યારે અલ્લાહ તઆલા તરફથી કોઈ બે કામોમાંથી એક કામનો આપને

(પસંદગી કરવાનો) અધિકાર આપવામાં આવતો, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તે કામને પસંદ કરતા હતા, જેમાં સહુલત હોય, એ શર્તે કે તેમાં કોઈ ગુનાહનું કામ ન કરવાનું હોય.

એક સહાબી (અનુયાયી) મસ્જિદમાં આવ્યા અને તેમણે નમાઝ પઢીને દુઆ માંગી કે, ‘‘અય અલ્લાહ તઆલા ! આપ મારા તથા હઝ. મુહમ્મદ (સલ.) ઉપર રહમ ફરમાવો, અને હમારા સિવાય બીજા કોઈની ઉપર રહમ ન ફરમાવો.’’ તો આપ (સલ.)એ ફરમાવ્યુ કે, તમે વ્યાપક રહમતને તંગ કરી દીધી. ત્યારબાદ એ વ્યક્તિએ મસ્જિદના એક ખૂણામાં પેશાબ કર્યો. લોકો તેના તરફ રોકવા માટે દોડવા લાગ્યા, તો આપે લોકોને રોકતા ફરમાવ્યુ કે, તમોને અલ્લાહ તઆલાએ બીજાને તકલીફ પહોંચાડવા નથી મોકલ્યા. આ જગ્યાએ પાણી ભરેલી ડોલ વહાવી દેવાનો હુકમ કર્યો. અને મસ્જિદનું સહન ગંદુ કરનારને એક પણ શબ્દ ન કહ્યો.

ઉપરોક્ત આયતો અને હદીષો અનુસાર પ્રથમ યુગના ઈસ્લામી ફુકહા (સ્કોલરો) અને મુજતહિદોએ શરીઅતની આ સહુલતથી ફાયદો ઉઠાવી મસાઈલમાં નરમી અને આસાની અપનાવી. અને એવા કાનૂની શબ્દો બનાવ્યા, જેનાથી દરેક યુગના આલિમો મસાઈલમાં લોકો માટે સહુલતો દર્શાવે.

ઈસ્લામમાં તૌહીદ એ સૌથી મહત્વનો બુન્યાદી અકીદો છે. જે દિલ સાથે જબાનથી પણ ઈકરાર કરવાનો છે. દિલથી અલ્લાહપાકને એક માનવું મહત્વનું છે. જો કોઈ દુશ્મન જાનથી મારી નાંખવાની ધમકી સાથે કુફ્ર બોલવા ઉપર મજબૂર કરે, તો આ મહત્વનો અકીદો દિલમાં મઝબૂત રાખી જબાનથી તેની વિરૂદ્ધ શબ્દ ઉચ્ચારવાની ગુંજાઈશ છે.

ઈસ્લામમાં માલના ચાલીસમાં ભાગની ઝકાત ફર્ઝ છે, પરંતુ તે દરેક વ્યક્તિ ઉપર ફર્ઝ નથી. બલ્કે માલનું એક પ્રમાણ (નિસાબ) નક્કી કર્યું. ત્યાર બાદ તે વ્યક્તિ પાસે આ પ્રમાણ (૮૭ ગ્રામ સોનુ કે ૬૦૦ ગ્રામ ચાંદી અથવા એ બન્નેવમાંથી કોઈ એકના બરાબર પૈસા હોય) આખુ વર્ષ બાકી

રહે, ત્યાર બાદ ઝકાત ફર્ઝ થશે. અને તેમાં પણ રહેવાનું મકાન, જરૂરતનો સામાન વગેરે ઉપર ઝકાત ફર્ઝ નથી. ફક્ત વેપારની નિય્યતવાળા માલ ઉપર વર્ષના અંતે ઝકાત ફર્ઝ થશે. મતલબ કે, જે અમલમાં જાહેરી સખ્તી માલૂમ પડશે, ત્યાં તેટલી જ સહુલતો આપવામાં આવી છે.

ઋતુસ્રાવ (માસિક)વાળી સ્ત્રીને દર મહિને પાંચ-સાત દિવસની (૩૦ થી ૩૫) નમાઝો કઝા કરવાની મુશ્કેલી પડવાને લઈ તે દિવસોની બધી જ નમાઝો માફ કરવામાં આવી. ફક્ત રોઝાની કઝા કરવી જરૂરી ઠેરવવામાં આવી. કારણકે આખા વર્ષમાં ફક્ત એક મહિનાના પાંચ-સાત દિવસની કઝા કરવી મુશ્કેલ નથી. એ જ રીતે આસાની માટે ઝિંદગીમાં ફક્ત એક જ વખત હજ્જ ફર્ઝ કરવામાં આવી. અને તેમાં પણ ઘણી સહુલતો આપવામાં આવી. એક સહાબી (ઉકાશા રદી.) એ પૂછ્યું કે, શું દર વર્ષે હજ્જ ફર્ઝ છે ? આપે તેનો કોઈ જવાબ ન આપ્યો. જ્યારે ત્રણ-ત્રણ વખતે આ સવાલ દોહરાવ્યો, તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જો હું હા કહી દઉં તો તમારા ઉપર દર વર્ષે હજ્જ ફર્ઝ થઈ જશે. અને તે તમારાથી થઈ શકે તેમ નથી. માટે જે બાબત મેં છોડી દીધી, તેને તમો પણ છોડી આપો. *(હદીષ શરીફ)*

ઉપર વર્ણન કર્યા પ્રમાણે બીમારીના કારણે પાણીથી વુઝૂ ન કરી શકતો હોય તો તયમ્મુમ કરવુ જાઈઝ છે. બેસીને કે સૂઈને નમાઝ પઢવી તથા રમઝાનના રોઝા પાછળથી અદા કરવા તથા હજ્જની પણ સહુલતો મળે છે. ફિદયો આપી અમૂક મના કરેલ વસ્તુ કરવી જાઈઝ ઠેરવવામાં આવી છે. એ જ પ્રમાણે હરામ વસ્તુઓનો ખાવા-પીવા અને દવા તથા ઈલાજ માટે વપરાશ પણ અમૂક શર્તોને આધિન જાઈઝ છે. ડોકટરો માટે અમૂક સંજોગોમાં સ્ત્રીના શરીરની પરદાની જગ્યાઓ જોવાની ઈજાઝત છે. સફરને લઈ ચાર રકઅતોવાળી નમાઝમાં બે રકાતો અને રમઝાનના રોઝાને લેટ કરવા તથા કુર્બાની, જુમ્આ અને ઈદની નમાઝોમાં પણ સહુલતો મળે છે.

ભૂલને લઈ પણ અલ્લાહપાકના હક્કો માટે ઉઝર છે. તેનાથી ગુનોહ

લાગુ પડતો નથી. એ જ પ્રમાણે જો કોઈ યાદ અપાવવાવાળો ન હોય તો માફ થઈ જાય છે. જેમકે રમઝાનના રોઝામાં ભૂલથી ખાય-પી લે, તો પણ રોઝો તૂટતો નથી. અથવા જાનવર ઝબહ કરતી વખતે ભૂલથી અલ્લાહ તઆલાનું નામ લેવાનું યાદ ન રહ્યું તો પણ તે જાનવર હલાલ સમજવામાં આવશે. પરંતુ બંદાઓના હક્ક બાબતે ભૂલને ઉઝર ગણવામાં આવશે નહીં. કોઈનો માલ ભૂલથી બરબાદ થઈ જાય, તો પણ તેનો જવાબદાર ઠેરવવામાં આવશે. કારણકે બંદો કમઝોર છે.

સામાન્ય તકલીફો દૂર કરવી, જેમકે અમુક પ્રમાણમાં નાપાકી હોવા છતાં નમાઝ સહીહ થઈ જાય છે. યતીમના માલની જવાબદારી રાખનાર કામનું મહેનતાણું લઈ શકે છે. શાદી-વિવાહના સમયે પોતાની મંગેતરને જોવાની પરવાનગી આપવામાં આવી છે. પતિ-પત્ની વચ્ચે સમાધાનનો કોઈ રસ્તો ન બચતો હોય તો તલાક નાછૂટકે છેક છેલ્લા ઉપાય તરીકે અપનાવવામાં આવેલી વસ્તુ છે. કારણકે જ્યારે બન્નેવ વચ્ચે કોઈ પણ પ્રકારે સમાધાન શક્ય ન હોય તો બન્નેવને સાથે રાખવાનો કોઈ અર્થ નથી. બન્નેવ એકબીજાની જવાબદારીઓ અદા કરવાના નથી. આજકાલ કોર્ટોમાં પણ નાછૂટકે છૂટા-છેડા જ કરવામાં આવે છે. અને તે પણ એકબીજાની ઈઝઝત-આબરૂનું લિલામ થઈ ગયા પછી છૂટાછેડા થાય છે. જ્યારે ઈસ્લામે સમાધાનના બધા જ રસ્તા બંધ થઈ જાય ત્યારે તલાકની પરવાનગી આપી અને તે પણ મઅરૂફ (ભલાઈ-એહસાનની) સાથે કરવાનો આદેશ આપ્યો છે.

મૃત્યુ વખતે માલના ૧/૩ (ત્રીજા ભાગની) વસિય્યતને એટલા જ માટે જાઈઝ ઠેરવ્યું કે, ઝિંદગીમાં જો કોઈ નેકીનું કામ ન કરી શક્યો હોય તો મૃત્યુ પહેલાં કરી શકે. પરંતુ ૧/૩ થી વધુની વસિય્યત જાઈઝ નથી. કારણ કે તેમાં વારસદારોનો હક્ક જતો રહે છે. અને તેમને નુકસાન પહોંચાડવાની નિય્યત પણ છૂપી હોય શકે છે.

કસમ (સોગંદ)ના કફ્ફારામાં દસ (૧૦) ફકીરોને ખાવા ખવડાવવું અથવા કપડાં સિવડાવવા વગેરેમાં કસમ ખાનારને અધિકાર આપ્યો કે, જે

વસ્તુ સહુલત સાથે આપી શકે તે આપે. કારણકે કસમ વારંવાર ખાવાની આદત હોય છે. જ્યારે બીજા કફ્ફારા કદી કદી જ અમલમાં આવે છે. તેમાં આ પ્રકારની સહુલત નથી. આ પ્રમાણેના મસાઈલથી એ પણ માલૂમ પડે છે કે, જ્યાં બંદાને કોઈ કામ વારંવાર કરવું પડતું હોય અને તેમાં ભૂલ કે ગુનાહની શક્યતા વધારે હોય છે, તો તેવી બાબતોમાં શરીઅત પણ છૂટછાટ આપે છે.

એ જ પ્રમાણે નાના બાળકો, પાગલો, સ્ત્રીઓ, ગુલામો વગેરેને અમૂક જવાબદારીઓમાંથી મૂકત રાખ્યા છે. જે બીજી વ્યક્તિઓ ઉપર સામાન્ય રીતે જરૂરી છે.

આ તો અમૂક દાખલાઓ છે. ઈસ્લામી ફિકહ અને શરીઅતના વાંચન-અભ્યાસથી સેંકડો દાખલાઓ માલૂમ પડે છે, જે ઈસ્લામી કાનૂનની સહુલતો-આસાનીઓ દર્શાવે છે.

## ઈસ્લામમાં સરળતા જ સરળતા છે

ઈસ્લામની એક વિશેષતા (ખાસિયત) સરળતા છે. પહેલાનાં આકાશી ધર્મો કે જેમાં સખ્તીઓ હતી, ઈસ્લામે તેને ખતમ કરી સરળતા આણી. ઈન્સાનોને તેના પર આચરણ કરવાનો હુકમ કર્યો. ઈન્સાનોને આ દુઆ શિખવાડી : હે ખુદા ! અમારા પર એવો બોજો ન નાંખ, જે અમારાથી પૂર્વેના લોકો પર નાંખ્યો હતો. અમને એ વાતના પાબંદ ન બનાવ, જેની તાકાત અમે રાખતા નથી.

અલ્લામા સય્યિદ સુલયમાન નદવી (રહ.)એ લખ્યું છે કે "ખુદાની ઈબાદત દરેક ધર્મમાં હતી અને છે. પરંતુ પ્રાચીન ધર્મોમાં એ વાત ફેલાઈ ચૂકી હતી કે ઈબાદતનો અર્થ શરીરને તકલીફ આપવી. તે લોકો એવું માનતા હતા કે જેટલી વધારે શારીરિક તકલીફ વેઠીએ, એટલી જ આત્મા (રૂહ)ની ઉન્નતી થાય, અને પવિત્રતા વધશે. એના પરિણામે ભારતમાં જોગીપણું અને પાદરીપણું ફેલાય ગયું. ભારે મોટી શારીરિક દમનકારીની શરૂઆત થઈ. કોઈ આખુ જીવન ટાટ ઓઢે છે, તો કોઈ નગ્ન, કોઈ ઉભો રહે છે,

તો કોઈ ન્હાતુ નથી, કોઈ ગુફામાં બેસે છે, તો કોઈ તડકે બેસે છે, કોઈ સમાધિમાં તો કોઈ અવિવાહિત જીવનને પસંદ કરે છે. ઈસ્લામે આ ચીઝો પર પાબંદી લગાડી. લોકોને સમજાવ્યું કે આત્માની આમાં પ્રગતિ નથી. અલ્લાહ તઆલા શરીરને નહીં રૂહને જુએ છે.''

આગળ લખે છે કે : ''આ ઈબાદત નથી, સ્વાદ છોડવાથી ખુદાપાક મળતો નથી. દુઃખ ખુદાની ખુશીનું કારણ નથી. અવિવાહિત રહેવાથી ખુદા રાજી થતો નથી. બંદાની તાકાત પ્રમાણે જ ઈસ્લામે બોજો નાંખેલો છે.''

કુર્આન શરીફ કહે છે : ''તે એમને નેકીનો હુકમ અને બુરાઈથી રોકે છે. એમના માટે પાક હલાલ, અને નાપાક હરામ છે. એમના પર લદાયેલા બોજાને તે ઉતારે છે. તેમના બંધનો ખોલે છે, જેમાં તેઓ જકડાયેલા છે. પયગમ્બર અલયહિસ્સલામ બધો બોજો ઉતારે છે. (ખોટા) બંધનો તોડી જીવન મુકત કરે છે.

હદીષ શરીફ છે : ''હું સરળ, આસાન, રોશન દીન લઈને આવ્યો છું.

જિહાદનો હુકમ આપતા ફરમાવ્યું : 'હે ઈમાનવાળાઓ ! રૂકૂઅ અને સજ્દહ કરો, તમારા રબની બંદગી કરો, નેક કામ કરો, એનાથી જ આશા બાંધો, તમે કામિયાબ થાઓ, અલ્લાહપાકની રાહમાં જિહાદ કરો, જેવી રીતે જિહાદ કરવાનો હક્ક છે. એણે તમને પોતાના કામ માટે પસંદ કરેલા છે. દીનમાં તમારા પર કોઈ તંગી નથી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે : ''ઘણી વાર હું નમાઝ (ફર્ઝ) લાંબી પઢાવવા ઈચ્છુ છું, પરંતુ બાળકોનો રડવાનો અવાજ સાંભળું છું તો એ વિચારીને નમાઝ ટુંકાવી દઉં છું કે કયાંક એમની માતાઓ પરેશાન ના થાય.

હઝરત ઈમામ માલિક (રહ.) વિશે કહેવાય છે કે આખી રાત ઈબાદત કરવાને તેઓ સારું ન સમજતા હતા. બલ્કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઈબાદત પ્રમાણે આરામ પણ કરતા હતા, અને ઈબાદત પણ. અને એ વાતને પોતાનો મા'મૂલ બનાવ્યો હતો.

# હજ્જ એક સરળ ઈબાદત

હજ્જની ઈબાદત ઘણી આસાન ઈબાદત છે. જો મુશ્કેલ તથા માનવીય તાકાતની બહાર હોત તો અલ્લાહ તઆલા તેને ફર્ઝ નહીં ફરમાવતે. કારણ કે કુર્આન શરીફમાં છે કે, ‘‘અલ્લાહ તઆલા કોઈપણ માણસને એટલી જ જવાબદારી સોંપે છે, જેટલી તેની ક્ષમતા અને તાકાત હોય.’’ *(૨/૨૮૬)*

હજ્જ સમગ્ર જીવનમાં માત્ર એક વખત ફર્ઝ છે. તે પણ એવા માલદારો પર જે આ આખા પ્રવાસનો ખર્ચ અને પરત ફરવા સુધી ઘરવાળાઓનો ખર્ચ ઉપાડવાની શકિત ધરાવતા હોય. સખ્ત બીમાર અથવા વિકલાંગ (મઅઝૂર) ન હોય. તેમજ જવા-આવવાના માર્ગો સલામત હોય. સાથે આ ઈબાદતની અદાયગી વખતે ઘણી સગવડો તથા છૂટછાટ આપવામાં આવી છે. એ વાત અલગ છે કે, મસાઈલ ન જાણવાના કારણે અથવા શરઈ ગુંજાઈશથી ફાયદો ન ઉઠાવવાના કારણે અથવા વિકલાંગપણા કે મજબૂરી હોવા છતાં અફઝલ અમલની તલાશના કારણે અથવા અધીરાપણા કે ઉતાવળા સ્વભાવના લીધે કેટલાક હાજીઓ ખુદ પોતાના માટે મુશ્કેલી કે મૃત્યુની સંભાવના ઉભી કરી લે છે. જેના કારણે એવા અકસ્માતો સર્જાય છે, જેથી હજ્જનું એક ભયાનક ચિત્ર લોકોના મનમાં અંકિત થઈ જાય છે. એટલે લોકો હજ્જ ફર્ઝ હોવા છતાં હજ્જ પઢવા નથી જતા, તેની પાછળ કેટલાક કિસ્સાઓમાં આ છૂપો ડર પણ કારણભૂત હોય છે. જો કે હજ્જની ઈબાદતમાં અશકતો, બીમારો, વિકલાંગો, સ્ત્રીઓ તથા વૃધ્ધોને ખુદ શરીઅતે ઘણી બધી સગવડો કે સુવિધાઓ આપી છે.

હજ્જના બધા જ અરકાનના સમયોમાં એટલી ગુંજાઈશ રાખવામાં આવી છે કે, આટલા બધા લોકો હોવા છતાં તેને સરળતાપૂર્વક અદા કરી શકાય, કોઈ મુશ્કેલી ન નડે.

એવી જ રીતે હજ્જના અરકાન અદા કરવા માટે સ્થળની પસંદગીમાં ક્ષેત્રફળની વિશાળતાને સંપૂર્ણપણે લક્ષમાં લીધી છે. તેમજ પતિ-પત્ની આ ઈબાદત ઘણી વખત સાથે જઈને અદા કરે છે, તેમજ અન્ય નામહરમ

(પારકી) સ્ત્રીઓની ખાસી મોટી સંખ્યા ત્યાં હોય છે. એટલે હજ્જની ઈબાદત દરમિયાન એવી સૂચનાઓ પાઠવવામાં આવી છે, જેની ઉપર અમલ કરવાથી કોઈ એવી કઢંગી સ્થિતી નથી સર્જાતી જે હજ્જની ઈબાદતને ખરાબ (ફાસિદ) કરી શકે. તો પણ માનવીય નિર્બળતાના કારણે કોઈ ભૂલ ત્યાંના રોકાણ દરમિયાન અથવા એહરામની હાલતમાં થઈ જાય તો તેની ક્ષતિપૂર્તિ (સુધારો) ત્યાંની વિશેષ ઈબાદત એટલે કુર્બાની દ્વારા કરી આપવામાં આવે છે. જેને હજ્જની પરિભાષામાં **'દમ'** કહેવામાં આવે છે. કાં તો રોઝા રખાવીને, કાં સદકો કરાવી, અથવા છૂટી ગયેલ રૂક્નને ફરીથી દોહરાવીને બદલો વાળી દેવામાં આવે છે. કેટલીક કુદરતી સમસ્યા ટાણે (દા.ત. માસિક) કેટલાક આ'માલ વાજિબ જ નથી રહેતા અથવા કુર્બાની કરાવીને તેનું નિવારણ લાવી દેવામાં આવે છે.

આર્થિક તંગીના કારણે ઉદ્‌ભવતી સમસ્યાના વિકલ્પરૂપે રોઝાઓ નિર્ધારિત કરવામાં આવ્યા છે. અથવા તે રૂક્નની અદાયગીના સમયમાં છૂટછાટ આપી દેવામાં આવી છે. કેટલાક વૈકલ્પીક સદકાઓ માટે સમયની સાથો-સાથ સ્થળની પાબંદીને પણ રદ કરી દેવામાં આવી છે. ઓચિંતી સમસ્યા, બિમારી અથવા પ્રવાસ ટૂંકાવી દેવાના કિસ્સામાં સુધારાની રીતો અથવા સહુલતો બતાવી દેવામાં આવી છે. તો પણ વિશાળ માનવ મહેરામણના કારણે થોડીક મુશ્કેલીઓ સર્જાય જ જાય છે. ખાસ કરીને સ્ત્રીવર્ગ માટે મુશ્કેલીઓ ઉભી થઈ જતી હોય છે. તો તેમના માટે હજ્જને **'જિહાદ'** (ધર્મયુધ્ધ)નો દરજ્જો અપાવી પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. આ બધી સુવ્યવસ્થાઓ છતાં કોઈ હાજી નસીબ જોગે કચડાઈને કે દબાઈને મૃત્યુ પામે તો શહાદતના સવાબની સાથો સાથ કિયામતના દિવસે તે **'લબ્બયક'** (હું હાજર છું) કહેતા કહેતા ઉઠશે. અને તેને દર વર્ષે હજ્જનો સવાબ મળશે. એવી ખુશખબરી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દ્વારા આપવામાં આવી છે.

**ઉપરોક્ત સરળતાઓની વિગતો :**

- મક્કા શહેરની વસ્તી ઘણી છે. ચારેય બાજુ ઈમારતો અને બજારો છે.

મસ્જિદે હરામ પણ હાજીઓની સંખ્યાના પ્રમાણમાં નાની જ કહેવાય. અહીં એકી સમયે બધા હાજીઓ રોકાય શકે એમ નથી. એટલે અલ્લાહ પાકે બીજી વ્યવસ્થા કરી.

**'વુકૂફે અરફહ'** જે હજ્જનો એક મહત્વપૂર્ણ ફર્ઝ છે. તેની અદાયગી એક જ જગ્યાએ બધા હાજીઓએ એક સાથે કરવાની હોય છે. બે ટાઈમની નમાઝો ઝુહર-અસરની એક સાથે એક જ ઈમામની પાછળ અદા કરવાની હોય છે. એટલે હાજીઓની સગવડ ખાતર આ ફર્ઝ (અર્થાત્ વુકૂફે અરફહ્)ને અરફાતના મેદાનમાં જઈને અદા કરાવ્યુ. જેથી તે વિશાળ મેદાનમાં સરળતાપૂર્વક બધા લોકો એક સાથે આખો દિવસ પસાર કરી શકે, ઈબાદત કરે, દુઆઓ માંગે, આજીઝી કરે. મક્કા શરીફ અથવા મસ્જિદે હરામમાં આ વુકૂફ (રોકાવુ) મુશ્કેલ થઈ પડત. તેમજ સ્થાનિક હાજીઓને પણ મક્કાથી બહાર જઈ આ ઈબાદત કરવાની તક આપવામાં આવી છે. અને થોડોક પ્રવાસ કરાવી દેવામાં આવ્યો છે.

- અરફાતમાં ઝુહર-અસરની બે નમાઝો એક સાથે પઢવામાં આવે છે. મતલબ અસર ને ઝુહરના સમયમાં જ પઢી લેવામાં આવે છે. તેમાં પણ એટલી જ છૂટછાટ છે કે, જો હુકૂમત દ્વારા નિયુકત ઈમામ પાછળ **'મસ્જિદે નમિરહ'**માં નમાઝ ન પઢી શકે, તો પોતાના તંબૂમાં પઢી લે. ચાહે તો એકલો જ પઢે, ચાહે તો પોતાના તંબૂમાં સહપ્રવાસીઓની જમાઅત બનાવીને પઢે. આ સ્થિતિમાં તેણે બન્નેવ નમાઝો એક સાથે પઢવાની જરૂર નથી. દરેક નમાઝ પોતપોતાના સમયે પઢે. મતલબ ઝુહરને ઝુહરના વખતે અને અસરને અસરના વખતે.
- અરફાતમાં દિવસ દરમ્યાન રોકાવાનું હોય છે. મતલબ ઝુહરથી સૂર્યાસ્ત સુધી. પરંતુ કોઈ કારણોસર દિવસ દરમ્યાન ત્યાં પહોંચી ન શકે, તો રાત્રે કોઈપણ સમયે 'સુબ્હે સાદિક'થી પહેલા ત્યાં પહોંચી જાય તો પણ તેનો વુકૂફ સહીહ ગણવામાં આવે છે. 'દમ-કુર્બાની' વાજિબ થતી નથી.

- અરફાતથી ગુરૂબ (સૂર્યાસ્ત) પછી પાછા ફરી મુઝદલિફહ્‌માં થોભ્વુ ‘વાજિબ’ છે. તો મુઝદલિફહ્‌માં પણ જગ્યા બહુ મોટી છે, અને શહેરી ભાગદોડથી દૂર છે. આખા મુઝદલિફહ્‌માં જ્યાં ચાહે ત્યાં રોકાઈ જાય.
- અહીં મુઝદલિફહ્‌માં બે નમાઝો, મગરિબ તથા ઈશાંની એકત્ર કરીને એક જ સમયે (ઈશાંના સમયે) અદા કરવામાં આવે છે. આ બન્નેવ નમાઝો પઢવા માટે ઈમામે હજ્જની પણ જરૂર નથી. ચાહે તો એકલો પઢે, ચાહે તો સાથીઓ સાથે જમાઅતથી પઢે. દરેક સ્થિતિમાં બન્નેવ નમાઝો ઈશાંના વખતે જ પઢવામાં આવે છે. ઈશાંની ફર્ઝ પઢી લીધા પછી મગરિબ તથા ઈશાં બંનેવ નમાઝોની સુન્નતો, નફલો પઢવામાં આવે છે. આ સ્થિતિમાં મગરિબની નમાઝ કઝા થઈ એમ સમજવામાં ન આવે. બલ્કે તે અદાની ગણત્રીમાં આવશે.
- હજ્જની ઈબાદતમાં રમી (કાંકરી મારવી), કુર્બાની, તવાફે ઝિયારત અને સઈ આ ચાર જગ્યાએ ભારે ભીડ હોય છે. એટલે શરીઅતે ચારેય ઈબાદતોમાં ઘણી સગવડો કરી આપી છે. દા.ત. રમી તથા કુર્બાનીના મામલામાં અત્યંત મજબૂર (વિકલાંગ) શખ્સ માટે પોતાના નાયબ વડે કુર્બાની તથા રમી કરાવવાની છૂટ આપવામાં આવી છે.
- અને જો કોઈ વિકલાંગ અથવા વૃદ્ધને પોતે જ આ અઅમાલ બજાવી લાવવાની તમન્ના હોય તો તેના અદાયગીના સમયને ખાસ્સો લંબાવી દેવામાં આવ્યો છે. દા.ત. ૧૦ તારીખની રમી જે મોટા શૈતાનની કરવામાં આવે છે, તેને ૧૧ તારીખની સુબ્હે સાદિકથી પહેલા પહેલા કરી શકે છે. એટલે આ રમી રાત્રે કોઈપણ વખતે જ્યારે ભીડ ઓછી હોય, ત્યારે કરી શકાય એમ છે.
- એવી જ રીતે ૧૧, ૧૨ તારીખની રમી વિકલાંગ અથવા બિમાર વ્યક્તિ ઝવાલ પછી રાત્રિના કોઈપણ સમયે સુબ્હે સાદિકથી પહેલા કરી શકે છે. દિવસે જ કરવી જરૂરી નથી.
- હાજી માટે ખાસ તથા આશ્ચર્યપ્રેરક છૂટ એ આપવામાં આવી છે કે,

હજ્જના ચારેય દિવસોમાં, દિવસને મગરિબ પછી પણ રાત્રે સુબ્હે સાદિક સુધી ચાલુ (પ્રવર્તમાન) માનવામાં આવેલ છે. જેથી દિવસે કરવામાં આવતી ઈબાદત જો દિવસે ન કરી શકયો હોય તો તેને રાત્રે સુબ્હે સાદિક પહેલા સુધી કરી લેવાથી તે દિવસે જ કરવામાં આવેલ ગણવામાં આવશે. જાણે કે આ ચાર દિવસો એટલે નવ, દસ, અગિયાર, બાર તારીખના દિવસોને રાતને તાબે કરી દેવામાં આવ્યા છે. દા.ત. ઝિલ્હજ્જની ૯ તારીખે દિવસ દરમ્યાન અરફાત પહોંચી ન શકયો, તો ૯ (નવ) તારીખનો દિવસ પસાર કરીને જે રાત આવશે, તે રાત્રે કોઈપણ વખતે સુબ્હે સાદિકથી પહેલા સુધી અરફાતમાં રોકાય જાય (વુકૂફ કરી લે) તો આ વુકૂફને ૯ તારીખનો જ વુકૂફ માનવામાં આવશે. મતલબ આ રાત ૧૦ ઝિલ્હજ્જની રાત ગણવામાં નહીં આવે, બલ્કે ૯ તારીખની જ રાત કહેવાશે. એમ કહોને કે હાજીના લીધે દિવસની આ તારીખ ગુરૂબ (સૂર્યાસ્ત) પછી બદલાશે નહીં, બલ્કે તે જ તારીખ સુબ્હે સાદિક સુધી ચાલતી રહેશે.

એવી જ રીતે ૧૦, ૧૧, ૧૨ની રમી દિવસે નહીં કરી શકયો હોય તો ૧૦, ૧૧, ૧૨નો દિવસ પસાર કરીને જે રાત આવશે તેમાં રમી કરી લે. તો તે રમી ૧૦, ૧૧, ૧૨ની જ સમજવામાં આવશે. સાર એ કે ૯, ૧૦, ૧૧, ૧૨ની રાત્રિઓ તે જ દિવસોની રાત્રિઓ ગણવામાં આવી છે, આગલા દિવસની નહીં. જેમકે સામાન્યતઃ વર્ષભર આવનાર દિવસની ગણવામાં આવે છે. પરંતુ હજ્જના આ ચાર દિવસોમાં દિવસ રાતને તાબે થઈ જાય છે, રાતની સાથે ચાલે છે. જેથી હાજીને ઈબાદતમાં સગવડ રહે અને ભીડના કારણે જે ઈબાદત દિવસે અદા ન થઈ શકી હોય તેને રાત્રે અદા કરી શકાય.

- હનફીઓ માટે એક સહુલત એ છે કે ૧૦, ૧૧, ૧૨ની રાત્રે મિનામાં રોકાવુ હનફી મસ્લક મુજબ સુન્નતે મુઅક્કદહ્ છે. ન રોકાશે તો 'દમ' (કુર્બાની) વાજિબ નહીં થશે. જો મિનામાં રાત્રે ન સૂએ અને મક્કા મુકર્રમહ આવી રાત વિતાવે તો પણ દમ વાજિબ ન થશે. એ વાત અલગ છે કે, મિનામાં રાત્રિ રોકાણ સુન્નત છે. અને સુન્નત ઉપર

અમલ કરવાની કોશિશ કરવી જોઈએ.

- રમી અને કુર્બાની પછી વાળ કપાવવવાના (મુંડન) હોય છે. તેમાં પણ એક સરળતા એ રાખી છે કે મિનામાં વાળ મૂંડાવવા જરૂરી નથી. બલ્કે મક્કા મુકર્રમહ જઈને પણ માથુ મૂંડાવી શકે છે.
- પછી મક્કા મુકર્રમહ જઈને જે 'તવાફે ઝિયારત' ૧૦ તારીખે કરવામાં આવે છે. તેના સમયમાં ખાસ્સી ગુંજાઈશ રાખવામાં આવી છે. એટલા માટે કે ૧૦ તારીખે 'તવાફે ઝિયારત' માટે ઘણી જ ભીડ હોય છે. એટલે એવી સગવડ આપવામાં આવી છે કે, 'તવાફે ઝિયારત' ૧૨ તારીખના ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) સુધી કરી શકાય છે.
- એવી જ રીતે ૧૦ તારીખે તવાફે ઝિયારત પછી 'સઈ'માં ઘણી ભીડ હોય છે. તો આ સઈમાં ભીડભાડથી બચવાની એક રીત એ બતાવવામાં આવી છે કે, ૮ તારીખે મિના જતા પહેલા દિવસે અથવા ૮ તારીખની રાત્રે (જે ૭ તારીખનો દિવસ પસાર કરીને આવે છે.) એક નફલી તવાફ કરીને તેના પછી સઈ કરી લેવામાં આવે, તો આ સઈ ૧૦ તારીખના તવાફે ઝિયારત પછીની 'સઈ' ગણવામાં આવશે. અને ૧૦ તારીખના તવાફે ઝિયારત પછી સઈ કરવાની જરૂર રહેતી નથી. ખુદ તવાફે ઝિયારતને ૧૨ તારીખના ગુરૂબ (સૂર્યાસ્ત) સુધી પાછો ઠેલી શકાય એમ છે. આવી રીતે મોડુ કરવાથી કોઈ 'દમ' વાજિબ નથી થતો. એટલે હજ્જમાં ભીડભાડ તથા પોતાની નિર્બળતાની ફરિયાદ બિલકુલ ખોટી વાત છે. કારણકે એવી સ્થિતિમાં ખુદ શરીઅતે હજ્જની દરેક ઈબાદત તથા તેના સમય બાબતે ખાસ્સી સગવડ રાખી છે.
- સઈ તથા તવાફમાં નાયબ બનાવવાની છૂટ નથી. એટલે ગાડી તથા ડોલીમાં બેસીને સઈ તથા તવાફ કરવાની ઈજાઝત (છૂટ) આપવામાં આવી છે. જેથી વિકલાંગો માટે મુશ્કેલી ઉભી ન થાય.
- સઈ દરમિયાન પાક હોવાની પણ શરત નથી. જો વુઝૂ વગર સઈ કરી લ્યે, તો કોઈ દમ વાજિબ થશે નહીં.

- તવાફની હાલતમાં જો કે વુઝૂ હોવુ જરૂરી છે. પરંતુ જો વુઝૂ વગર તવાફ કરી લીધો હોય તો દમ (કુર્બાની) વડે તેનો બદલો આપી શકાય છે.
- તવાફ કરતી વેળા નમાઝ પઢનારના આગળથી પણ પસાર થવાની છૂટ છે. જો તેની મનાઈ હોત તો ઘણી તકલીફ પડત.
- માથુ મુંડાવવાથી કંઈક તકલીફ ઉભી થતી હોય તો 'કસ્ર' (માત્ર વાળ કપાવવાથી) પણ વાજિબ અદા થઈ જાય છે.
- ઔરતને એવી સગવડ આપવામાં આવી છે કે તેના માટે એહરામની બે ચાદરો (સીવ્યા વગર) પહેરવાની જરૂર નથી. તેણે એહરામની નિય્યત કરી સીવેલા કપડામાં જ રહેવાનું છે. તે એહરામ દરમિયાન ઘરેણા પણ પહેરી શકે છે.
- તવાફે વિદાઅ્ વખતે જો માસિક શરૂ થઈ જાય અને તેનો સમય રહે ત્યાં સુધી નહીં રોકાય તો તવાફે વિદાઅ્ વાજિબ હોવા છતાં એવી ઔરત માટે તે માફ થઈ જાય છે. તે તવાફે વિદાઅ્ કર્યા વગર પાછી ફરી શકે છે. 'દમ' પણ વાજિબ થશે નહી.
- અને જો કોઈ ઓરત માસિક ચાલુ હોવાની સ્થિતિમાં તવાફે ઝિયારતની મનાઈ હોવા છતાં કરી લે, તો આ મહા ભૂલ બદલ તેણીએ એક મોટા જાનવરની કુર્બાની કરવી પડશે. કારણ કે તેણીએ સાત ફેરા (શવત) કઅબહ્ શરીફની આજુબાજુ પાકી વગર લગાવ્યા છે. એટલે સાત ભાગવાળુ જાનવર જ તેના દંડરૂપે નક્કી કરવામાં આવ્યુ છે.
- ૯ ઝિલ્હજ્જ એટલે કે અરફહ્નો રોઝો મુસ્તહબ છે, પરંતુ હાજી માટે તે મુસ્તહબ નથી.
- ઔરત માટે મસ્જિદે હરામ કે મસ્જિદે નબવીમાં નમાઝ માટે આવવાની જરૂર નથી. તે પોતાના ઉતારા (હોટલ વગેરે)માં જ પઢી લે. તેના માટે આ જ અફઝલ છે. મસ્જિદે હરામનો એક લાખ તથા મસ્જિદે નબવીનો પચાસ હજારનો સવાબ તેણીને રૂમમાં જ નમાઝ પઢવાથી મળી જશે. શરઈ હુકમ અનુસાર અમલ કરવાથી વધારે સવાબ મળશે.

- હજ્જે કિરાન (એક જ એહરામથી ઉમરહ્ અને હજની અદાયગી) તથા હજ્જે તમત્તુઅ (અલગ એહરામ વડે ઉમરહ તથા હજની અદાયગી)ના લીધે વાજિબ થતી કુર્બાની (દમ) કરવાની સ્થિતિ ના હોય તો હજ્જે ઈફરાદ (માત્ર હજ્જની અદાયગી) કરી શકે છે. અને જો હજ્જે કિરાન કે તમત્તુઅ કરી છે અને દમે કિરાન કે તમત્તુઅ આપવાની સ્થિતિ નથી તો તેના બદલે ૧૦ રોઝા રાખી શકે છે. ૩ રોઝા ૧૦ ઝિલ્હજ્જ પહેલા અને ૭ રોઝા ઘરે જઈને રાખે. અને જો અય્યામે તશરીક (જે દિવસોમાં રોઝા રાખવા હરામ છે) પછી ત્યાં જ રાખી લે તો તે પણ જાઈઝ છે.
- હજ્જના દિવસોમાં રમી, કુર્બાની, હલક (મુંડન)ની ધમાધમીના કારણે હાજી માટે ઈદુલ અદ્હાની નમાઝ પણ રાખવામાં આવી નથી.
- ૯ ઝિલ્હજ્જ સુધી જો મક્કામાં ૧૫ દિવસનું રોકાણ નહીં થયુ હોય તો ઈદુલ અદ્હાની વાજિબ કુર્બાની પણ જરૂરી રહેતી નથી.
- એક સહુલત એ પણ છે કે, ૧૦ ઝિલ્હજ્જે રમી, કુર્બાની તથા હલક (મુંડન) કરાવી મિનામાં જ રહે, મક્કા ન જાય. અને ઝવાલ પછી ૧૧ ઝિલ્હજ્જે રમી કરી લે, પછી ૧૨ ઝિલ્હજ્જે ઝવાલ પછી રમી કરીને તથા ત્યારપછી ઝુહર પઢીને મક્કા જતો રહે. ત્યાં પહોંચીને ગુરૂબ પહેલા તવાફે ઝિયારત કરી લે. જો કે આમ કરવુ એ સુન્નત મુજબ નથી. સુન્નત એ છે કે, ૧૦ ઝિલ્હજ્જે મક્કા આવીને તવાફે ઝિયારત પતાવીને જ મિના જાય.
- નફલી તવાફ, નફલી નમાઝ જેવો છે. નમાઝ 'મકરૂહ અવકાત'માં પઢી ન શકાય. પરંતુ તવાફ મકરૂહ વખતમાં કરી શકાય છે. દા.ત. તુલૂઅ અથવા ગુરૂબ વખતે કરી શકાય છે. નમાઝની આ વખતે મનાઈ છે. ભલેને તવાફ પછીની બે રકઅતો જ કેમ ન હોય.
- હજ્જના ૪ દિવસો (૯, ૧૦, ૧૧, ૧૨ ઝિલ્હજ્જના દિવસ)માં કોઈ અમલ છૂટી જાય તો રાત્રે સુબ્હે સાદિકથી પહેલા કરી લેવાથી સહીહ સમજવામાં આવે છે.

## બુધ્ધિ અને અક્કલનું મેળાપણુ :

ઈસ્લામી કાયદાઓની બીજી વિશેષ્ઠતા એ છે કે, તે બુધ્ધિ અને સહીહ-સાચા અનુમાનો પ્રમાણે છે. તેમાં ઘણી હિકમતો, મર્મો અને ભેદો સમાયેલા છે. ત્યાં સુધી કે ઈબાદતોમાં પણ એવા અખ્લાકી, સાંસ્કૃતિક, મનોવૈજ્ઞાનિક અને સામાજિક ફાયદાઓ છે, જે વિજ્ઞાન અને બુધ્ધિથી ઘણા તાલમેલ રાખે છે. અને ઘણા એવા પુસ્તકો આજકાલ છપાય ચૂક્યા છે, જેમાં ઈસ્લામી અહકામોનું વૈજ્ઞાનિક પધ્ધતિથી નિરિક્ષણ અને સમિક્ષા કરવામાં આવી છે. અને તે બુધ્ધિ તથા વિજ્ઞાનની કસોટીઓએ પાર ઉતર્યા છે. તેમાં ઈસ્લામી અકાઈદથી લઈ પાકી-નાપાકી, ઈબાદતો, સામાજિક પ્રશ્નો, વેપાર-વાણિજ્ય, રાજકીય બાબતો અને નૈતિક મૂલ્યો-અખ્લાક વગેરે બધી જ બાબતોના નાના-નાના આંશિક પ્રશ્નોની પણ વૈજ્ઞાનિક પરિક્ષણોના આધારે છણાવટ કરવામાં આવી છે.

અમુક તે બાબતો, જે માનવીની સમજમાં બાહ્ય રીતે આવતી નથી, તે માનવબુધ્ધિની કમી અને ઉણપ છે, શરઈ આદેશોની ઉણપ નથી. કારણ કે માનવીની બુધ્ધિ મર્યાદિત છે. જેનો વિજ્ઞાને સ્વીકાર પણ કર્યો છે. આંખ મર્યાદિત અંતરની વસ્તુઓ જ જોઈ શકે છે, કાનની સાંભળવાની શક્તિ તથા નાકની સુંઘવાની શક્તિ પણ મર્યાદિત છે. એ જ પ્રમાણે દિમાગી બુધ્ધિ અને અક્કલ પણ મર્યાદિત વિચારી શકે છે. આ જગતમાં ઘણી એવી વસ્તુઓ છે કે, માનવબુધ્ધિ તેને સો ટકા પામી શકી નથી. વૈજ્ઞાનિકોએ એક પુસ્તક લખ્યું છે, જેમાં આ પ્રકારની વૈજ્ઞાનિક બાબતોનો સમાવેશ કર્યો છે, જેનો ઉકેલ વિજ્ઞાન પાસે નથી.

અલ્લામા ઈબ્ને કય્યિમ જૌઝી (રહ.) પોતાના પુસ્તક **"અત્તુરૂ-કુલ્હિકમિય્યહ"**માં લખે છે કે, અલ્લાહપાક અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો કોઈ હુકમ બુધ્ધિ અને ચેતનાના વિરૂધ્ધ નથી, બલ્કે બધા જ અહકામ ન્યાય આધારિત છે. માનવબુધ્ધિ અને ચિંતનમનન આ વાતની સાક્ષી આપે છે કે, આ અહકામો પોતાની ખૂબી અને નિપૂણતામાં અજોડ છે. મોકા અને સંજોગોનુસાર છે. *(પેજ-૨૦૫/૨૦૬)*

શૈખુલ ઈસ્લામ હાફિઝ ઈબ્ને તયમિય્યહ રહ. ''અલ્કિયાસ ફીશ શરઈલ્ઈસ્લામી''માં લખે છે કે, એક સહીહ અને ન્યાયી અનુમાનની સહીહ હોવાની એ શર્ત નથી કે, દરેક વ્યક્તિ તેના સહીહ-સાચા હોવાથી પરિચિત હોય. કોઈ વ્યક્તિ શરીઅતની કોઈ બાબતને કિયાસ-બુધ્ધિના વિરૂદ્ધ જોઈ રહ્યો છે, ભાસ કરી રહ્યો છે, તો હકીકતમાં તે શરઈ હુકમ તે વ્યક્તિની મર્યાદિત બુધ્ધિના વિરૂદ્ધ છે, સાચી-સહીહ બુધ્ધિના વિરૂદ્ધ નથી. માટે જ્યારે કોઈ શરઈ હુકમ બુધ્ધિના વિરૂદ્ધ માલૂમ પડે તો સમજી લેવું જોઈએ કે, આપણી બુધ્ધિ-અનુમાન (કિયાસ)માં કોઈ ખોડખાંપણ છે. અથવા તે હુકમના સઘળા પાસાઓ અને માનવીના મનોવિજ્ઞાન બાબતે આપણું જ્ઞાન અધુરૂ છે. *(પેજ-૪/૫)*

ઘણા બધા એવા શરઈ આદેશો છે, જેને આપણે નરી બુધ્ધિથી નકારી કાઢ્યા, પરંતુ ત્યાર બાદના પરિક્ષણો અને અનુભવોએ તથા વૈજ્ઞાનિક તારણો અને સામાજિક પરિબળોએ તેને સાચા સાબિત કર્યા. અને સાબિત કર્યું કે, શરીઅતે દર્શાવેલ આદેશોનું ઉલ્લંઘન કરવાને લઈને જ આપણે પરેશાનીમાં સપડાયેલા છે.

**આધ્યાત્મિક્તા અને ભૌતિક્તા વચ્ચે સંયમ-સમાનતા :**

ઈસ્લામે શરીર અને આત્મા બન્નેવના હક્કો, જવાબદારીઓ અને ફાયદાઓ તથા નુકસાનનો ખ્યાલ રાખ્યો છે. એટલા માટે આ ભૌતિક જીવનને જ સર્વ પૂંજી અને મૂંડી સમજી તેમાં જ રચ્યાપચ્યા રહેનારા લોકોને વારંવાર આખિરતના જીવનની યાદ અપાવી છે. તો બીજી તરફ જે લોકો સંસારી જીવન ત્યજી સન્યાસી જીવન જીવવાને મહત્વ આપે છે, તેના માટે પોતાના શરીરને જાતજાતની તકલીફો અને અસહ્ય મુશ્કેલીઓમાં નાંખે છે. સ્ત્રી અને બાળકોની ફિકર કરતા નથી. તેમને પણ પોતાના શરીર તથા બાલ-બચ્ચાઓના હક્કો અદા કરવા માટે જરૂરી આદેશ આપે છે. એક સહાબી (રદી.) રાત્રે ઘણી લાંબી ઈબાદતો કરતા હતા અને દિવસે રોઝા રાખતા હતા. તો તેમને બોલાવી તાકીદ કરી કે, તમારા શરીર અને નફસનો

પણ હક્ક છે, તથા તમારી બીવી-બચ્ચાઓનો પણ હક્ક છે. માટે દરેક હક્કવાળાને તેનો હક્ક પૂરેપૂરો અદા કરો અને તેમના માટે ઈબાદતોનો સમય પણ નક્કી કરી આપ્યો.

આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમો લોકો તમારા મુકદ્દમા મારી પાસે લાવો છો, અને તમારામાંથી કોઈ વ્યક્તિ સારા અંદાજમાં પોતાની વાત મારી સમક્ષ રજૂ કરે, અને હું તેના આધારે તેના માટે કોઈ ફેંસલો કરી આપું, અને હકીકતમાં તે સાચો ન હોય, તો તેના માટે જાઈઝ નથી કે તે વસ્તુ લઈ લે. કારણ કે તે સૂરતમાં હું તેને આગનો ટુકડો આપી રહ્યો છું.

## કાયદામાં બધા જ વર્ગો માટે સમાનતા :

ઈસ્લામી શરીઅતની એક ખૂબી એ પણ છે કે, તેના ફર્ઝો, અહકામો, અદાલતી ફેંસલાઓ અને તેના અમલીકરણમાં કોઈપણ વ્યક્તિ વિશેષનો ભેદભાવ રાખ્યા વગર દરેક માટે સરખા નિયમો લાગુ પાડયા છે. તેમજ કોઈ વિશેષ વર્ગ, જ્ઞાતિ કે સમાજનો પણ ફર્ક રાખ્યો નથી. એક ગુનોહ કરવાને લઈ ગરીબ વ્યક્તિને જે સજા લાગુ પડે છે, કોઈ માલદાર અથવા બાદશાહ કે બાદશાહના નજીકના સગાવહાલા જો તે ગુનોહ કરે, તો તેમની પણ એ જ સજા લાગુ પડે છે. આ સજા લાગુ પાડવામાં જાતિ, જ્ઞાતિ, સમાજ કે રંગભેદ, વર્ણભેદનો કોઈ ભેદભાવ રાખવામાં આવ્યો નથી. બલ્કે આપ (સલ.)એ પોતાના સગા-સબંધીઓની જવાબદારીમાં વધારો કર્યો. અને હક્ક વસૂલ કરવામાં પાછળ રાખ્યા. વ્યાજને હરામ ઠેરવવામાં આવ્યું તો પ્રથમ આપના કાકા હઝ. અબ્બાસ (રદી.)નું વ્યાજ જે લોકો ઉપર બાકી પડતુ હતું, તેમને વ્યાજની અદાયગીથી મુક્ત કરી આપ્યા. એ જ પ્રમાણે એક ખૂનનો બદલો લેવાનો હતો, મરનાર વ્યક્તિ આપના કુટુંબની (હઝ.આમિર બિન રબીઆ બિન હારિસ બિન અબ્દુલ મત્તલિક) હતી, તો તેમનું ખૂન સામેવાળી વ્યક્તિથી માફ કરી આપ્યુ.

એક ઉચ્ચ ખાનદાન (મખ્ઝૂમ)ની સ્ત્રીએ ચોરી કરી, તો અમૂક લોકોએ હઝરત ઉસામા (રદી.)ને વચમાં રાખી તેની સજામાં ફેરફાર કરવાની

દરખાસ્ત કરી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ગુસ્સે થઈ ફરમાવ્યું કે, શું તમો લોકો અલ્લાહ તઆલાની સજાઓમાં ભલામણ કરો છો ? હાલાંકે તમારાથી પહેલાના લોકો એટલા માટે જ હલાક થઈ ગયા કે જ્યારે તેમનો કોઈ માલદાર કે શરીફ ચોરી કરતો હતો તો તેને છોડી મૂકવામાં આવતો હતો. અને કોઈ કમઝોર, ગરીબ ચોરી કરતો હતો તો તેને પૂરેપૂરી સઝા આપવામાં આવતી હતી. ખુદાપાકની કસમ ! જો મારી બેટી હઝરત ફાતિમા પણ ચોરી કરતે તો તેનો પણ હું જરૂર હાથ કાપત.

હઝરત ઉમર રદી.ના ખિલાફતકાળમાં ઈજીપ્ત ફતેહ કરનાર અને ત્યાર બાદ ત્યાંના ગવર્નર હઝરત અમ્ર બિન આસ (રદી.)ના પુત્ર મુહમ્મદ ઘોડદોડ કરી રહ્યા હતા. એક ઈજીપ્શિયનનો ઘોડો તેમના ઘોડાથી આગળ નીકળી ગયો અને બન્નેવ વચ્ચે ઝઘડો થયો. જેમાં મુહમ્મદે ઈજીપ્શિયનને કોરડો વીંઝી દીધો. ઈજીપ્શિયન આ શિકાયત કરવા હઝરત ઉમર (રદી.)ની પાસે પહોંચ્યો. હઝ. ઉમરે તેને થોભાવ્યો અને હઝરત અમ્ર બિન આસ (રદી.) (ગવર્નર) તથા તેમના પુત્રને ઈજીપ્તથી બોલાવ્યા. જ્યારે તે બન્નેવ આવી ગયા તો ઈજીપ્શિયનને અદાલતમાં બોલાવવામાં આવ્યો અને કોરડો આપી કહ્યું કે, ગવર્નરના પુત્રને મારો. તેણે કોરડો લઈ મારવાનું ચાલુ કર્યું, ત્યાં સુધી કે લોહીલુહાણ કરી દીધા. ત્યાર બાદ હઝ. ઉમર (રદી.)એ ઈજીપ્શિયનને કહ્યું કે, હવે ગવર્નરની પણ ખબર લો. કારણ કે બાપના ગવર્નર હોવાને લઈને જ પુત્રએ તમને મારવાની હિંમત કરી છે. તેણે કહ્યું કે, નહીં અમીરૂલ્મુઅમિનીન ! મને જેમણે માર્યો છે, તેમનાથી મેં બદલો લઈ લીધો છે.

ત્યાર બાદ હઝરત ઉમર રદી.એ હઝરત અમ્ર બિન આસ (ઈજીપ્તના ગવર્નર તથા ફતેહ કરનાર)ને સંબોધીને ફરમાવ્યું કે, તમોએ લોકોને ક્યારથી ગુલામ બનાવી દીધા, જ્યારે કે એમની માંએ એમને આઝાદ પેદા કર્યા હતા.

આ જ પ્રમાણે ગસ્સાનના બાદશાહ જબલહ બિન અયહમે કા'બા શરીફના તવાફ કરતા કરતા ફઝારહ કબીલાની એક વ્યક્તિને (તેમનો પોશાક ફઝારીના પગ નીચે દબાઈ જવાથી) તમાચો મારી દીધો. તે ફઝારી

માણસે હઝરત ઉમર (રદી.)ને શિકાયત કરી, તો હઝરત ઉમર (રદી.)એ બાદશાહથી કહ્યું કે, યા તો ફઝારી તમને માફ કરી દે, નહિં તો હમો બદલો લઈશું. જબલહે કહ્યું કે, હું બાદશાહ છું, અને તે મારી રય્યત છે, છતાં મારાથી બદલો લેવામાં આવશે ? હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે, ઈસ્લામ કબૂલ કર્યા બાદ તમે અને તે બન્નેવ બરાબર છો. તમો તેના ઉપર તકવા અને પરહેઝગારી સિવાય બીજી કોઈ બાબતે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી શકતા નથી. જબલહે જ્યારે જોયું કે હઝરત ઉમર રદી. ચોક્કસ બદલો લઈને જ રહેશે, તો તેણે મોહલત માંગી અને રાતોરાત તુર્કી ચાલ્યો ગયો.

આ પ્રમાણેના સંખ્યાબંધ દાખલાઓ છે, જેનાથી ઈસ્લામી કાયદાઓની અમલીરૂપે સમાનતા માલૂમ પડે છે.

ઈસ્લામના આ સમાનતાના કાયદાએ લોકોને ઈસ્લામ તરફ આકર્ષ્યા. તેઓ ખુશીથી ઈસ્લામમાં દાખલ થયા અને તન, મન, ધન અને ખંતથી ઈસ્લામની ભવ્ય સેવાઓમાં એકબીજાથી આગળ વધી ગયા.

## આદતો-રિવાજોની મહત્વતા :

ઈસ્લામી શરીઅતની આ પણ એક ખૂબી છે કે, તેણે લોકોની આદતો-રિવાજોનો પણ ખ્યાલ રાખ્યો અને ઈસ્લામી કાયદા ઘડવામાં આદતોને પણ એક અગત્યનું મહત્વરૂપ અંગ દર્શાવ્યું છે. હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, જે વસ્તુને મુસલમાન સારી સમજે, તે અલ્લાહ પાકના નજદીક પણ સારી લેખાશે. અમૂક મુહદ્દિષોએ આ શબ્દોને હદીષ શરીફ માનવાની જગ્યાએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)નું ફરમાન માન્યું છે.

આ પ્રમાણે એક બીજા ફરમાનમાં પણ કહ્યું છે કે, મુસલમાન આપસમાં જે શર્તો (વેપાર અને વહેવારમાં) નક્કી કરે, તે શર્તો સહીહ છે. ત્યાં સુધી કે કોઈ હલાલ વસ્તુને હરામ અને હરામ વસ્તુને (શર્તોને લઈ) હલાલ ન કરે.

ઉપરોક્ત આદેશો તથા આપ (સલ.)ના પોતાના અમલીકરણને લઈ ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ લોકોના રિવાજ-આદતો વિશે લખ્યું છે કે,

આદતો-રિવાજોથી જે વસ્તુ સાબિત થાય તે (અમલ કરવા માટે) એવી છે, જેવી રીતે કુર્આન શરીફ અને હદીષથી સાબિત થયેલ વસ્તુ હોય. આદતો-રિવાજો વિશે ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓ તરફથી ઘણા દળદાર પુસ્તકો લખાય ચૂકયા છે.

અલ્લામા શામી (હન્ફી) રહ. છોકરા-છોકરીના બાલિગ (પુખ્ત વય) હોવાની ચર્ચા કરતાં લખે છે કે, આ પ્રમાણે મામલામાં જ્યાં કુર્આન શરીફ, હદીષ શરીફનો સ્પષ્ટ આદેશ મૌજુદ ન હોય તો આદતને પણ એક શરઈ પ્રમાણ અને દલીલ માનવામાં આવશે. ઈમામ શિહાબુદ્દીન કરાફી (માલિકી) રહ. લખે છે કે, સામાન્ય પ્રચલિત રિવાજો ને આદતો સાથે ઈસ્લામી અહકામ અમલમાં આવે છે. રિવાજોમાં-આદતોમાં ફેરફાર સાથે મૂફતી અને આલિમના પણ મંતવ્ય બદલાતા રહે છે. જો તે ફક્ત કિતાબોની લખેલ વાતોને વળગી રહેશે, અને પોતાના સમયની સામાન્ય પ્રચલિત આદતો તથા રિવાજોથી વાકેફકાર નહીં હશે, તો એ બાબત મૂફતીની અજાણતા-અભણતા ગણાશે. પરંતુ આદતો-રિવાજોની શરઈ દલીલ બનવા માટેના અમૂક નિયમો અને શર્તો છે, તે મુજબ તે શરઈ દલીલ બની શકશે. આ આદતો-રિવાજો કુર્આન શરીફ અને હદીષ શરીફના સ્પષ્ટ આદેશોની વિરૂદ્ધ ન હોવી જોઈએ. આ રિવાજો સર્વસામાન્ય પ્રચલિત હોય, કોઈ એક શહેર કે પ્રદેશ મર્યાદિત ન હોય. જો મર્યાદિત હશે, તો તે પ્રદેશ માટે દલીલ બનશે, સામાન્ય લોકો માટે દલીલ બનશે નહીં.

## નિય્યતની પવિત્રતા :

ઈસ્લામી શરીઅતમાં નિય્યત (સંકલ્પ) અને ઈરાદાની પવિત્રતાને ખાસ મહત્વ આપવામાં આવ્યું છે. માનવીના ફક્ત જાહેરી કામોને કાફી સમજવામાં આવ્યા નથી. જ્યારે માનવીય કાનૂનમાં ફક્ત કાનૂનની જાહેરી પાબંદીને કાફી સમજવામાં આવે છે. ઈસ્લામી શરીઅતમાં દુન્યા તથા આખિરત (પરલોક)ના સવાબ (પૂણ્ય) અને સજાનો આધાર પણ માણસની નિય્યત અને આંતરિક ઈરાદાઓ ઉપર છે. કારણ કે એક સંપૂર્ણ શરીઅતનો અસલ

હેતુ આ જ હોય છે કે, માનવીની સાચા અર્થમાં જાહેરી તથા આંતરિક સુધારણા થઈ જાય. ઈસ્લામી શરીઅત મુજબ માનવીના કોઈપણ કાર્યમાં સૌપ્રથમ અલ્લાહપાકનો ખૌફ અને પોતાના અંતરાત્માનો દબાવ અસલ હોય છે. ત્યાર બાદ કાયદાનો ખૌફ (ડર) હોય છે. દા.ત. નિકાહની શર્તો, ફર્ઝો વગેરેની પરિપૂર્ણતા બાદ બે પ્રકારે તેને જોવામાં આવે છે : (૧) પ્રથમ હક્કો અને જવાબદારીઓ, જે બન્નેવને લાગુ પડે છે. (૨) બીજી વસ્તુ નિકાહ કરનારની નિય્યત (ઈરાદો) અને હેતુને ધ્યાનમાં રાખવામાં આવે છે. જો નિકાહ કરનારનો હેતુ પોતાની પત્નીને સતાવવાનો અને અત્યાચાર કરવાનો હોય, તો આ નિય્યત મુજબ અમલ કરવાથી તેને આખિરતમાં સજા આપવામાં આવશે. અને જો નિકાહથી નિય્યત અને હેતુ પોતાની ઈઝઝત-આબરૂ અને પાકદામની તથા શર્મો-હયાને સાચવવાની તથા નસલ આગળ વધારવાનો છે, તો તેને સવાબ મળશે. અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત થશે.

**ઉચ્ચ અખ્લાક અને નૈતિકતા :**

ઈસ્લામી કાનૂનનો એક બુન્યાદી હેતુ ઉચ્ચ અખ્લાક, ચારિત્ર્યતા, આત્મશુધ્ધિ, આત્મનિરિક્ષણ અને હર હાલમાં અલ્લાહપાકના ડર આધારિત છે. ધોકાબાજી અને ચાલબાજીઓથી રોકવામાં આવ્યો. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, કોઈ કૌમની દુશ્મની તમોને ઈન્સાફથી દૂર ન કરે, બલ્કે ન્યાયથી કામ કરો. કારણકે તે તકવા અને પરહેઝગારીથી નજીક છે.

માનવ જરૂરતો અને હાલતો બદલાતી રહે છે. દરેક જરૂરત માટે કુર્આન શરીફ અને હદીષ શરીફમાં વર્ણન કર્યું હોત તો ઘણી દળદાર અને લાંબી સવિસ્તર કિતાબ સ્વરૂપે કુર્આન શરીફ, હદીષ શરીફ આપણા સમક્ષ હોતે, પરંતુ અલ્લાહપાકે માનવીની જરૂરત-હાજત પ્રમાણે કુર્આન શરીફમાં અમૂક નિયમોનું વર્ણન કર્યું છે. જેના આધારે તે સમયના ઉલમાએ કિરામ નવા ગુંચવડભર્યા પ્રશ્નોનું નિરાકરણ કરે. આ પ્રકારના અમૂક નિયમોનું વર્ણન ટૂંકમાં નીચે મુજબ છે :

## ઈસ્લામી કાનૂનની રચનાના બુન્યાદી નિયમો :

- સંપૂર્ણ ન્યાય અને સચ્ચાઈ શોધવી.
- હક્કો, ફર્ઝો અને અહકામમાં બનતી કોશિશે સમાનતાનો નિયમ અપનાવવો. અલબત્ત, સામાન્ય મસ્લેહતો, જરૂરતો અથવા અપવાદ રૂપ શરઈ હુકમો, જેમાં છૂટછાટ આપી છે, તેમાં ગુંજાઈશ છે.
- અત્યંત જરૂરતના સમયે મના કરેલ વસ્તુ તે જરૂરત પૂરી કરતા સુધી જ જાઈઝ રહે છે. ત્યાર બાદ સામાન્ય સંજોગોમાં તેની મનાઈ જ રહેશે.
- દરેક કામમાં આસાની અને સહુલતનો ખ્યાલ રાખવામાં આવે. અને તંગી તથા તકલીફ દૂર કરવામાં આવે.
- આદતો-રિવાજોનો (શરઈ શર્તો સાથે) ખ્યાલ રાખવામાં આવે.
- દરેક કામમાં શરઈ હેતુઓને ધ્યાનમાં રાખવામાં આવે. અને અડચણો દૂર કરવામાં આવે.
- ન પોતે કોઈને નુકસાન પહોંચાડે અને ન પોતે નુકસાન ઉઠાવે. (સબ્ર, ધીરજનો સવાબ વધુ છે.)
- અત્યંત જરૂરતના સમયે મના કરેલ વસ્તુ જાઈઝ થઈ જાય છે.
- શરઈ સજાઓ સાચી શંકાઓના આધારે માફ થઈ જશે.
- વહેપાર-વહેવારમાં સારી વસ્તુઓ અપનાવવામાં આવે અને ખરાબ વસ્તુઓ તથા બુરાઈઓથી બચવામાં આવે.

## શરઈ અહકામમાં તબક્કાવાર નિયમો :

શરઈ અહકામની આ પણ એક વિશેષ્ઠતા છે કે, તેના બધા હુકમો એક જ વખતે સખ્તી સાથે નથી ઉતર્યા, બલ્કે માનવીને ધીમે ધીમે તેની આદત પાડવામાં આવી. દા.ત. દારૂ અરબોમાં વધુ પ્રમાણમાં પ્રચલિત હતું. પહેલી જ વખતે તેને હરામ ઠેરવવામાં લોકો માટે મુશ્કેલી હતી. તો પ્રથમ આયતમાં ફરમાવ્યું કે, એમાં અમૂક ફાયદાઓ છે, પરંતુ ગુનાહનું પ્રમાણ ફાયદા કરતાં વધુ છે. આ આયતના ઉતરવાથી સમજદાર માણસોએ દારૂ પીવાનું

છોડી દીધું. તથા વધુ પીનારાઓએ કંટ્રોલ કરવાનું ચાલુ કરી દીધું. ત્યાર બાદ એક મુદત પછી એક આયત ઉતરી, તેમાં નમાઝના સમયે દારૂ પીવાથી રોકવામાં આવ્યા. અને છેલ્લે સ્પષ્ટ શબ્દોમાં તેની મનાઈ કરવામાં આવી. ત્યાર સુધીમાં તો લોકો તેને છોડી ચૂક્યા હતા.

એ જ પ્રમાણે અમૂક વસ્તુઓ વિશે ટૂંકમાં હુકમ દર્શાવ્યો, અને ત્યાર બાદ તેનો સવિસ્તર ખુલાસાવાર હુકમ ઉતર્યો. મક્કી યુગની આયતો અને મદની યુગની આયતોથી એની હકીકત સમજમાં આવે છે.

## વાણી સ્વતંત્રતા બાબતે ઈસ્લામનો અભિગમ

વિચાર-વાણી સ્વતંત્રતા (Freedom of Speech) તથા વ્યકિતની આઝાદી માનવજીવનનો બુન્યાદી હક્ક છે. ઈસ્લામ પૂર્વે સમયના અત્યાચારી જાલિમ સત્તાધીશોની ધાક ધમકી અને ધર્મગુરૂઓના એક ચક્રી શાસનને લઈ માનવી પોતાના આ બુન્યાદી જન્મસિધ્ધ હક્કોને વ્યકત કરી શકતો ન હતો.

માનવ ઈતિહાસમાં સર્વપ્રથમ ઈસ્લામ તે ધર્મ છે જેણે દરેક બાબતમાં માનવીની આઝાદી અને સ્વતંત્રતાની ઘોષણા કરી. અને અમલી સ્વરૂપે તેને વધુથી વધુ પ્રોત્સાહન આપ્યું.

સર્વપ્રથમ કુર્આન શરીફમાં ઘોષણા કરવામાં આવી કે ‘‘લા ઈકરાહ ફિદ્દીન’’ અર્થાત ધર્મ બાબતે કોઈ બળજબરી નથી. આ બાબતને સંખ્યાબંધ આયતોમાં વિવિધ દાખલાઓ અને કિસ્સાઓ ટાંકી સ્પષ્ટ કરી, અને માનવીને પોતાની બુધ્ધિ, સમજદારી અને વિવેકથી કામ કરવાની પ્રેરણા આપવામાં આવી, તથા બાપદાદાઓનું આંધળુ અનુકરણ કરવાને સખ્ત શબ્દોમાં વખોડવામાં આવ્યું.

આ ઉપદેશોનું એ પરિણામ આવ્યું કે લોકો અલ્લાહપાકના પ્યારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે આવી દરેક પ્રકારના સવાલો કરવા લાગ્યા, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિના સંકોચે તેમને સંતોષકારક જવાબો આપતા હતા. આ વિષયના અનુસંધાનમાં હાલમાં

એક પુસ્તક પણ છપાયુ છે, જેનુ નામ ‘‘સહાબાએ કિરામ કે સવાલાત ઔર આપ (સલ.)કે જવાબાત’’ છે. આ પુસ્તક વાંચવાથી વિચાર-વાણી સ્વતંત્રતાનો વ્યાપક સ્વરૂપે ઘણી સારી રીતે ખ્યાલ આવી શકે છે.

બુખારી શરીફમાં છે : હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, અમો રસૂલુલ્લાહ (સલ.) સાથે મસ્જિદમાં બેઠા હતા. એક ઊંટ સવાર આવ્યો અને પોતાનું ઊંટ મસ્જિદ પાસે બાંધી જોરથી બૂમો પાડવા માંડયો કે, ‘‘તમારામાં મુહમ્મદ (સલ.) કોણ છે ? હમો લોકોએ આપ (સલ.) તરફ ઈશારો કરી કહ્યું કે આ અલ્લાહના રસૂલ છે. ત્યાર બાદ તેણે કહયુ કે હું આપનાથી અમુક પ્રશ્નો પૂછવા માંગુ છું. અને પ્રશ્નો પૂછવામાં સખ્તી કરીશ, તમો મારા ઉપર ગુસ્સે ન થશો, તો આપ (સલ.)એ જવાબમાં ફરમાવ્યું કે, તમારે જે પૂછવું હોય તે વિના સંકોચે પૂછી શકો છે. ત્યારબાદ તેણે ઘણી સખ્તાઈ અને કડકાઈથી પ્રશ્નો પૂછયા અને આપ (સલ.)એ ઘણા ઠંડા કલેજે જવાબો આપ્યા.

મદીના શરીફમાં એક બાંદી અને ગુલામ (પતિ-પત્ની) હતા. પત્નીના આઝાદ થવાને લઈ તેને પતિથી છૂટાછેડા લેવાની પરવાનગી મળી ગઈ. પરંતુ પતિ પત્નીને છોડવા માંગતા ન હતા. પતિ તરફથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બાંદીને દરખ્વાસ્ત કરી કે તે પોતાના પતિની સાથે જ રહે. તો બાંદીએ અર્ઝ કરી કે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! શું આપ મને હુકમ કરો છો ? આપે ફરમાવ્યુ કે હું તો ફકત ભલામણ કરૂં છું, તો બાંદીએ કહયું કે મને ભલામણ મંજૂર નથી.

૧૪૦૦ વર્ષ પહેલાંનો આ કિસ્સો વાંચો અને વિચારો કે તે સમયે બાંદી ગુલામને જાનવરો જેટલા હક્કો પણ પ્રાપ્ત ન હતા. અને એક બાંદી તે સમયના બાદશાહ (શહેનશાહે દો આલમ) મહાન નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને એમ કહેવાની હિંમત ધરાવતી હતી કે, આપની ભલામણ હું કબૂલ કરતી નથી. જે બાંદીને આઝાદ કરવા માટેની રકમ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પવિત્ર બીવી હઝરત આયશા

(રદી.) એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મશ્વેરાથી પોતાના તરફથી આપી હતી. છતાં કોઈ દબાણ કે ઉપકાર કરવાનું મહેણુ માર્યા વગર તેનો ફેંસલો માન્ય રાખવામાં આવે છે.

આ એક બનાવ નથી. આ પ્રમાણેના સંખ્યાબંધ બનાવો હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) અને આપના માનવંત ખલીફાઓના યુગમાં બન્યા છે. લોકોને ધાર્મિક, સામાજિક તથા રાજકીય દરેક બાબતોમાં એટલી હદે સ્વતંત્રતા પ્રાપ્ત હતી કે લાખો ચો.કિ.ના ક્ષેત્રફળ ઉપર મહાન સલ્તનત ધરાવતા ખલીફા હઝરત ઉમર (રદી.)ને મિમ્બર પરથી પ્રવચન કરતી વખતે પણ બે રોકટોક પ્રશ્નો પૂછવા કે ટીકા-ટીપ્પણી કરવાનો દરેક સામાન્ય સ્ત્રી-પુરૂષ પોતાનો સ્વતંત્ર અધિકાર સમજી તેનો ઉપયોગ કરતા હતા.

## વાણી સ્વતંત્રતાને લઈ મુસ્લિમોની વૈજ્ઞાનિક-ધાર્મિક ક્રાંતિઓ

આપ (સલ.)એ આ અભિવ્યકિતની સ્વતંત્રતાને પોતાના આ શબ્દોમાં વધુ સ્પષ્ટ કરી કે ‘‘મારી ઉમ્મત (એક રિવાયત પ્રમાણે સહાબાએ કિરામ)નો વાદ-વિવાદ (ઈખ્તેલાફ) રહમત છે.’’ આ હદીષ શરીફના અનુસંધાનમાં કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઈસ્લામી ફિકહનો વિશાળ ઈલ્મીભંડાર સાક્ષી આપે છે કે મુસ્લિમ વિદ્વાનો (સ્કોલરો) અને જ્ઞાન પ્રેમીઓએ દરેક વિષયમાં ખુલ્લા મને વાદ-વિવાદ અને વિવરણીય મતભેદોને સ્વિકાર્યા. જેના ફળ સ્વરૂપે ઈસ્લામમાં વિભિન્ન જ્ઞાનોના દરવાજા ખૂલ્યા. તફસીર, ઉસૂલે હદીષ, ફિકહ, અકાઈદ વગેરે વિષયો વ્યવસ્થિત (પારિભાષિક શબ્દો સાથે) સંપાદિત થયા.

ત્યાર બાદ અબ્બાસી ખિલાફત યુગમાં તેમાં ઘણો વધારો થયો. મુસ્લિમ સલ્તનત એશિયા, આફ્રિકા અને યુરોપ સુધી વિસ્તરી. જેના પરિણામે મુસ્લિમોનો વૈચારિક વાદ-વિવાદ ઈજીપ્ત, ઈરાન, ગ્રિક વગેરે દેશોની ફિલોસોફી અને સંસ્કૃતિઓ સાથે થયો. જેને લઈ મુસ્લિમોમાં ફીલોસોફી, ડોકટરી, ગણિત-ભૂમિતિ, ખગોળશાસ્ત્ર વગેરેના નિષ્ણાંતો પેદા થયા. બલ્કે

મુસ્લિમો તે સમયના બધા જ ધાર્મિક તથા સેકયુલર જ્ઞાન ભંડારોમાં શ્રેષ્ઠ અને પારંગત થઈ ગયા. આ શૈક્ષણિક પ્રગતિને લઈ મુસ્લિમો ઈટાલી, સ્પેન, સિસલી અને ફ્રાન્સ પહોંચ્યા, જેના પરિણામ સ્વરૂપે નવા વૈજ્ઞાનિક યુગનો પ્રારંભ થયો. યુરોપને વૈજ્ઞાનિક અને ટેકનીકલ ક્રાંતિ મુસ્લિમોની અભિવ્યકિતની સ્વતંત્રતાને લઈને જ પ્રાપ્ત થઈ. જો કે મુસ્લિમોની તુલનામાં યુરોપને વૈચારિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં ઘણી સખ્ત અને આકરી સજાઓ વેઠવી પડી, કારણ કે મુસ્લિમોને કુર્આન શરીફ અને હદીષ શરીફ મારફતે વાણી સ્વતંત્રતા માટે ઉત્તેજન અને આધ્યાત્મિક બળ મળતું હતું. જયારે યુરોપના વૈજ્ઞાનિકોને તે સમયના પાદરીઓ અને ચર્ચ તરફથી વૈચારિક સ્વતંત્રતાના વિરોધમાં સખ્ત ધમકીઓ મળતી હતી, બલ્કે વૈજ્ઞાનિકોના નવા આચાર-વિચાર જયારે ચર્ચની ધાર્મિક માન્યતાઓના વિરૂધ્ધ જવા માંડયા, તો ચર્ચ તરફથી ધર્મગુરૂઓની અદાલતો (Courts of Inquisition) કાયમ કરવામાં આવી. સંખ્યાબંધ વૈજ્ઞાનિકોની ધરપકડ થઈ. ત્રણ લાખ વ્યકિતઓને સજા થઈ. જેમાં બત્રીસ હજારને જીવતા સળગાવી દેવામાં આવ્યા, એમાં પદાર્થ અને ખગોળવિદ્યાના પ્રખર વિદ્વાન બ્રુન્દે (Brunde)નો પણ સમાવેશ થયો છે.

## વાણી સ્વતંત્રતા બાબતે ચર્ચ તરફથી વૈજ્ઞાનિકો ઉપર અત્યાચારો

ચર્ચ સમક્ષ તેમનો ફકત આ એક જ અપરાધ હતો કે તે પૃથ્વી સિવાય બીજા ગ્રહો અને વસ્તીઓને માનતા હતા. આ જ પ્રમાણે મહાન વૈજ્ઞાનિક ગેલેલિયો (Galilio)ને પણ ફકત એટલા માટે જ મોતની સજાનો ઓર્ડર ફટકારવામાં આવ્યો કે તે પૃથ્વીને સૂર્યની ચોતરફ ફરવાની માન્યતા ધરાવતા હતા, જે ચર્ચની માન્યતા મુજબ ન હતી. જો કે પછી ૮૦ વર્ષની ઉંમરે ગેલેલિયો પોતે ચર્ચમાં ગયા. અને પાદરીઓ સમક્ષ ઘૂંટણીએ પડી પોતાની આ વૈજ્ઞાનિક માન્યતાનો ઈન્કાર કરી માફી માંગી, ત્યારે ફાંસીની સજા માફ કરવામાં આવી. આ અદાલતો જે કેથોલિક ચર્ચ તરફથી મધ્યયુગમાં ઈટાલી, સ્પેન, જર્મની

અને ફ્રાન્સમાં સ્થાપી હતી, જે સ્પેનથી આરબોની હુકૂમતના પતન સાથે ઈ.સ.૧૪૯૦માં કાયમ કરવામાં આવી. ઈ.સ. ૧૮૦૮માં નેપોલિયને તેને બંધ કરવાની કોશિષ કરી, પરંતુ ઈ.સ.૧૮૨૦માં ફરીથી કાયમ થઈ. અને ઈ.સ. ૧૮૩૫ સુધી કોઈને કોઈ રીતે વૈજ્ઞાનિકોને સતાવવામાં આવ્યા. ચર્ચની આ અદાલતોના ઝુલ્મ અને અત્યાચારના ભોગ બનેલા લોકોની કુલ સંખ્યા એક કરોડ વીસ લાખ સુધી પહોંચી છે. *(JOHN DEVENPORT)*

અમેરિકી લેખક મીસ્ટર ડ્રેપર **(Draper)**નું પુસ્તક **"History of Conflict between Religion & Science"** આ પ્રમાણેના ઐતિહાસિક દસ્તાવેજોથી ભરપૂર છે, જેમાં ચર્ચના વિચાર-વાણીને લગતી સ્વતંત્રતા વિરૂધ્ધ થયેલા અમાનુષિ વર્તનની કહાણી વાંચી આજે પણ રૂવાંટાં ખડાં થઈ જાય છે. (આ પુસ્તકનો ઉર્દૂ અનુવાદ 'મઅરકએ મઝહબો સાયન્સ' મૌલાના ઝફરઅલી સા. એડીટર ''જમીનદાર'' લાહોર તરફથી થઈ ચૂકયો છે.) મુસ્લિમ વૈજ્ઞાનિકોને અભિવ્યકિત સ્વતંત્રતાની રાહમાં આ પ્રમાણેની કોઈ પણ અડચણ નહીં આવી, કારણ કે ઈસ્લામી તઅલીમ પ્રમાણે તેમને પ્રોત્સાહન મળતું હતું. બીજી મહત્વની બાબત એ છે કે ઈસ્લામે વાણી સ્વતંત્રતાને બિલકુલ બે-લગામ કરી ન હતી, બલ્કે તેની અમુક મર્યાદાઓ નકકી કરી દીધી હતી. માનવજ્ઞાન જયારે પણ આકાશી વહીથી ઉપરવટ જઈ પોતાની બુધ્ધિને સર્વે સર્વા સમજી લે છે ત્યારે તે જ્ઞાનની મર્યાદાઓ અને ભેદરેખાઓની સીમા વટાવી દે છે. અભિવ્યકિતને લગતી સ્વંતત્રતામાં પણ તેણે મર્યાદાઓ ઓળંગી દીધી છે. કયાં તો તેને સંકુચિત વિચારોમાં એટલો બાંધી દીધો હતો કે તે પોતાના મનના વિચારો રજૂ કરી શકતો ન હતો. ધાર્મિક અને રાજકીય પાબંદીઓમાં જકડાયેલ હતો (અમુક ધર્મોમાં આજે પણ સંકુચિતતાના દર્શન થાય છે).

હવે જયારે ઈસ્લામની બરકતથી વાણી સ્વતંત્રતાની છૂટ મળી, તો ઈસ્લામે દર્શાવેલ મર્યાદાઓ ઓળંગી જવાને લઈ લોકોમાં સ્વચ્છંદતા આવી ગઈ. માન મર્યાદા ન રહી. આઝાદીના આ અપચાને લઈ સામાજિક જીવનનું સંતુલન ન રહયું. યુરોપમાં ઘણા એવા વિદ્વાનો છે, જે આ સામાજિક

અસંતુલનનો સ્વિકાર કરી હાલની લગામ વગરની આઝાદીને નિરર્થક અને ખતરાવાળી માને છે.

શ્રી બી. એફ. સ્કીનર (B. F. Skinner)નું કહેવું છે કે આપણે આઝાદી પચાવી શકતા નથી. આઝાદી કોઈ સર્વોચ્ચ કલ્યાણ નથી. માનવીએ કાયદાના નિયંત્રણમાં રહેવું જોઈએ.

ઈસ્લામે પોતાના અનુયાયીઓને અન્ય ધર્મો અને તેમના ધર્મગુરૂઓ, ઉપદેશકો વિશે અપમાનજનક શબ્દો વાપરવાની સખ્તીથી મનાઈ કરી છે.

દરેક વસ્તુની એક હદ અને મર્યાદા હોય છે. તેટલી હદમાં તે વસ્તુ ફાયદાકારક હોય છે. અને મર્યાદા ઓળંગવાથી તે નુકશાનકારક નીવડે છે. માણસ કોઈની વિરૂધ્ધ કોઈપણ જાતની વાત કરે તો પહેલાં જરૂરી છે કે તેની સંપૂર્ણ તેહકીક કરે. સાંભળેલી વાત ઉપર ભરોસો ન કરે. હદીષ શરીફમાં તેહકીક વગરની (ફકત સાંભળેલી) વાતોનું વર્ણન કરવાને જૂઠ કહેવામાં આવ્યું છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની વિરૂધ્ધ આક્ષેપો તથા આપની બેઈઝઝતી અને આપની તઅલીમને વિકૃત રીતે રજૂ કરવી વગેરે બાબતો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નબૂવ્વતના એલાન કરવાની સાથે જ થઈ ગઈ હતી. તેમાંથી કુર્આન શરીફ કે જેમાં ઘણા આક્ષેપોનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે. જ્યારે કે મક્કા શરીફમાં આપ (સલ.)ના નબૂવ્વતના એલાન પહેલાં આપને સાદિક (સાચા) અમીન (અમાનતદાર) અને સદાચારી વગેરેના ઈલ્કાબોથી નવાઝવામાં આવ્યા હતા. લોકોના ઝઘડાઓમાં આપને ફૈંસલો કરનાર (લવાદ) બનાવવામાં આવ્યા હતા. આ ઐતિહાસિક હકીકતથી આ વાત સ્પષ્ટ થાય છે કે આપની વિરૂધ્ધ આક્ષેપો અને વિકૃત રજૂઆતોનું અસલ કારણ આપની જાત મુબારક નથી, બલ્કે આપની ઈસ્લામની દઅવત અને માનવતા પ્રત્યેની રહમદિલી છે. જે લોકો માનવતા વિરૂધ્ધ પોતાના નાપાક હેતુઓ પાર પાડવામાં ઈસ્લામી તઅલીમને અવરોધરૂપ સમજતા હતા, તેમણે આપના વિરૂધ્ધ

ષડયંત્રો રચ્યા. આપને બદનામ કરવા ખોટા આક્ષેપો ઠોકી બેસાડયા. આ પ્રમાણે ૧૪૦૦ વર્ષથી લગાતાર દુશ્મનો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાક તઅલીમ અને આપના પવિત્ર જીવન મુબારકને વિકૃત રીતે રજૂ કરવાની લગાતાર કોશીષો કરી રહયા છે.

## હિટલરી અત્યાચારની સાચી હકીકત રજૂ કરવા બદલ યુરોપિય લેખકો જેલમાં

યહુદીઓના રાજકીય પ્રશ્ન ''હોલોકાસ્ટ'' જેમાં હિટલરની નાઝી ફૌજ તરફથી યહુદીઓ ઉપર થયેલા અત્યાચારને ઘણી ખતરનાક અને દર્દનાક રીતે રજૂ કરવામાં આવે છે. તેના માટે યુરોપનો જ એક દેશ ઓસ્ટ્રીયા જે યુરોપિય યુનિયનનો પ્રમુખ દેશ હતો, ત્યાં ઈગ્લેન્ડના એક વયોવૃધ્ધ નાગરિક અને પ્રખ્યાત ઈતિહાસકાર મિસ્ટર **Devid irving**ની ફકત એ ગુનાહને કારણે ધરપકડ કરી છે કે તે યહુદીઓની આ રાજકીય માન્યતા 'હોલોકાસ્ટ'ને બેબુનિયાદ ગણાવે છે. મિસ્ટર ડેવીડને પોતાની વિચાર–વાણીની સ્વતંત્રતાનો કોઈ હકક નથી, તથા યૂરોપને આમાં વાણી અને અભિવ્યકિતની સ્વતંત્રતાની પવિત્ર માન્યતા ઉપર તરાપ દેખાતી નથી. નવે. ૨૦૦૯ સુધીમાં હોલોકાસ્ટનો ઈન્કાર કરનાર લગભગ સાત યુરોપિય વિદ્વાનોને જેલમાં મોકલી આપવામાં આવ્યા છે. જેમાં જૈન મેરી લીપીન, રાજર ગારોડી, જર્જીન ગ્રાફ, ગ્રર્હાટ ફાસ્ટર, ફેડરિક કોબન, જૈન પ્લાટીન અને ગેસ્ટન આરમન શામેલ છે.

યૂરોપને પોતાની સામાજિક વ્યવસ્થા (**Civility**) ઉપર ગર્વ છે, તો બીજા સમાજો અને ધર્મોને પણ પોતાની સામાજિક વ્યવસ્થા અને ધાર્મિક આસ્થાઓ ઉપર ગર્વ છે, યુરોપ જે પોતાને બુધ્ધિ અને વિવેકવાળો સમાજ કહે છે, ત્યાં શું એક વ્યકિત એક અબજથી વધુ લોકોના દિલોને ઝખ્મી કરે, તથા તેમની આસ્થાઓની મજાક કરે તેની કોઈ મર્યાદા જ નથી ? અને હોલોકાસ્ટની ઐતિહાસિક વાત તેમનાથી બરદાસ્ત થઈ શકતી નથી તથા બ્રિટનમાં રાણી વિરૂદ્ધ બોલવું ગુનો ગણાય છે. આવા બેવડા ધોરણો અને

માપદંડો યુરોપ કેવી રીતે હજમ કરે છે. તથા પોતાના વિચાર–વાણી સ્વતંત્રતાના દાવામાં તે કેટલા સાચા છે, તેનો પણ ખ્યાલ આવી જાય છે.

માનવ હકકોના હવાલાથી વાત કરીએ તો જીનિવા કન્વેન્શનના કાયદાઓમાં એવું કોઈ પણ જગ્યાએ લખ્યું નથી કે વાણી સ્વતંત્રતાની કોઈ પાબંદી જ નથી. આ પ્રકરણને કાનૂની રીતે ચેલેન્જ કરી શકાય છે.

## ઈસ્લામમાં વાણી સ્વાતંત્ર્ય

વિચાર તથા વાણી સ્વાતંત્ર્ય વર્તમાનકાળનું એક સર્વોચ્ચ અને મહાન મૂલ્ય છે. આધુનિક દૃષ્ટિકોણ મુજબ દરેક માનવીને વિચાર સ્વાતંત્ર્યનો બિનશરતી અધિકાર છે. હા, માત્ર એટલી શરત છે કે, તે સ્વતંત્રતા અન્યો માટે હાનિકારક ન બનતી હોય. આ વિચાર-વાણી સ્વાતંત્ર્યના ચોક્કસ જ હકારાત્મક તેમજ નકારાત્મક બન્ને પાસા છે. નકારાત્મક પાસાની ટીકા કરવાની સાથોસાથ આપણે તેના હકારાત્મક પાસાને વધાવવા જોઈએ. આધુનિક કાળની આ વિચાર સ્વતંત્રતા ઈસ્લામનું જ ઉપસર્જન છે. તેના કારણે જ એ શક્ય બન્યું કે, વિશ્વમાંથી તે ધાર્મિક ત્રાસ હવે સમાપ્ત થઈ ચૂક્યો છે, જે ઈતિહાસના દરેક કાળમાં જારી રહ્યો.

વર્તમાનકાળમાં પહેલી વખત એવું થયું કે, ધાર્મિક સ્વાતંત્ર્ય તથા પોતાના વિચારોના પ્રચાર-પ્રસારને ઓછામાં ઓછો સૈધ્ધાંતિક ધોરણે ઉચિત માનવ અધિકાર માની લેવામાં આવ્યો. અલબત્ત, અહીં એ કહેવું અનિવાર્ય છે કે, ગ્લોબલાઈઝેશન અને મોડર્નિઝમના આ કાળમાં વિચાર સ્વાતંત્ર્ય ઉપર પણ પશ્ચિમે પોતાની ઈજારાદારી ઉભી કરી લીધી છે અને કંઈક મુસ્લિમ જગત અને પૂર્વની પોતાની કમીના કારણે અને કંઈક વિશ્વમાં પશ્ચિમી વિચારના પ્રભાવના લીધે વિચારોનો આખો પ્રવાહ પશ્ચિમથી પૂર્વ તરફ જ વહે છે, તેનાથી ઉલ્ટુ થતું નથી, અથવા થવા દેવામાં આવી નથી રહ્યું. પશ્ચિમી લેખકો, નવલકથાકારો, કલાકારોને નિરંકુશ વિચાર સ્વાતંત્ર્યના બધા અધિકારો આપી દેવામાં આવ્યા છે. જેનાથી સમગ્ર વિશ્વમાં અનિષ્ટ (બુરાઈ) ફેલાઈ જવાની સ્થિતિ સર્જાય જાય છે. છતાં પશ્ચિમની સરકારો

તેનો બચાવ કરે છે અને આ ધાંધલ વિરૂદ્ધ જો એકલદોકલ વિરોધનો સૂર ઉઠે છે, તો તેને કોઈ સાંભળનાર નથી.

વાદવિવાદ-વિરોધ ખુદા તઆલાની નિશાની છે. તે આ સૃષ્ટિની એક સામાન્ય વાસ્તવિક્તા છે. કોઈ પણ બે વસ્તુનું સ્વરૂપ તથા ગુણધર્મો એકસરખા નથી. એક માનવીની માત્ર હાથની રેખાઓ જ જુદી જુદી નથી હોતી, તેની વિચારશૈલી પણ અલગ-અલગ હોય છે. વિચારશૈલી વિવિધ હોવાના કારણે જ વિચાર-વિરોધ ઉત્પન્ન થાય છે. એટલે જ ઈસ્લામ મતભેદને હકારાત્મક દૃષ્ટિએ જુએ છે. ઈસ્લામ દરેક વ્યક્તિને પોતપોતાનું મંતવ્ય ધરાવવાનો તથા વ્યક્ત કરવાનો અધિકાર આપે છે. અલબત્ત તે મતભેદ જે હદ વટાવી જાય, જે દુશ્મની અને વાડાબંધીમાં પરિણમે તેની શરીઅતે મનાઈ ફરમાવી છે. આ પ્રકારના વાદવિવાદે જ ઉમ્મતનું પતન નોતર્યું છે.

વિચાર-વાણી સ્વાતંત્ર્યની ઈસ્લામે બહુ જ કાળજી રાખી છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) તેમજ ખલીફાઓ (ખુલફાએ રાશિદીન)ના જીવનમાં તેના ઝળહળતા ઉદાહરણો ડગલેને પગલે મળે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)ના કાળમાં ગુલામો, સ્ત્રીઓ તથા ગરીબોને માનવીય અધિકારો મળ્યા. સ્ત્રી જે દરેક દેશકાળ તથા ધર્મ-સંસ્કૃતિમાં ઉપેક્ષિત હતી, ઈસ્લામે તેને એટલી ઉંચાઈ આપી કે એક સ્ત્રીની વાતો આકાશમાં સાંભળવામાં આવી. સૂરએ મુજાદલહ્‌માં છે કે, ‘‘અલ્લાહપાકે તે સ્ત્રીની વાત સાંભળી લીધી, જે તમારી સાથે પોતાના પતિ બાબતે દલીલ કરી રહી હતી.’’ બીજા શબ્દોમાં કહો તો એક સ્ત્રીનો આપની સાથે વાર્તાલાપ અમર બની ગયો.

ગુલામોને પણ સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત હતું. હઝરત ઉમર (રદી.) પાસે જ્યારે એક ગુલામ હઝરત અમ્રૂ બિન આસ અને તેમના પુત્ર વિરૂદ્ધ ફરિયાદ કરવા પહોંચ્યો, તો ન્યાયપ્રિય ખલીફાએ તેઓને બોલાવીને સજા આપી અને પોતાનું વિખ્યાત કથન કહ્યું કે, ‘‘તમે ક્યારથી લોકોને બંદીવાન બનાવી લીધા, જો કે તેમની માતાઓએ તેઓને આઝાદ (સ્વતંત્ર) જન્મ આપ્યો હતો.’’ એક વખત હઝરત ઉમર ફારૂક (રદી.) પ્રવચન આપી રહ્યા હતા.

કોઈ મુસ્લિમે તેમની ઉપર કોઈક વાંધો ઉઠાવ્યો અને સખત શબ્દોમાં વાત કરવા લાગ્યો. હાજરજનોએ તેને આમ કરતાં અટકાવવાની કોશિશ કરી, તો હઝરત ઉમર (રદી.)એ તેમને રોકી દીધા અને ફરમાવ્યું : ‘‘એને બોલવા દો. જો તમે આવી વાતો નહીં કરશો તો તમારામાં ભલાઈ નહીં રહેશે. અને જો અમે આવી વાતોને નહીં સાંભળીશું તો અમારામાં કોઈ ભલાઈ નહીં રહેશે.’’ આવી જ એક ઘટના ઈસ્લામી ઈતિહાસમાં ઘણી મશહૂર છે કે, જ્યારે મદીનામાં મુસ્લિમોએ પોતાની પુત્રીઓ માટે વધારે મહેર લેવાનો રિવાજ શરૂ કર્યો, તો હઝરત ઉમર (રદી.)એ એવો આદેશ આપ્યો કે, ‘‘કોઈ પણ માણસ ચાર હજાર સોનામહોરથી વધારે મહેર ન માંગશે, ન આપશે. નહીંતર વધારાનો માલ જપ્ત કરી લેવામાં આવશે અને બયતુલ-માલમાં જમા કરી દેવામાં આવશે.’’

આ આદેશ જારી કર્યા બાદ જ્યારે હઝરત ઉમર (રદી.) મિમ્બર પરથી નીચે ઉતર્યા, તો એક વૃદ્ધ સ્ત્રી ઉભી થઈ અને વિશ્વાસપૂર્વક બોલી : ‘‘આ મામલામાં કુર્આને કોઈ હદ રાખી નથી. ઉમરને કોઈ અધિકાર નથી કે એ મહેરની સીમા બાંધે.’’ પોતાની વાતના સમર્થનમાં તેણીએ બુલંદ અવાજે કુર્આનની એક આયત તિલાવત કરી, જેનો અર્થ થાય છે : ‘‘જો તમે એક પત્નીને છોડી બીજી પત્ની કરવા માંગો અને તેઓમાંથી કોઈને તમે ભંડારને ભંડાર (મહેર પેટે) આપી રાખ્યા હોય, તો પણ તેમાંથી કાંઈ પણ પાછુ નહીં લેશો.’’ તરત જ ખલીફા હઝરત ઉમર (રદી.)ને પોતાની ભૂલ સમજાઈ ગઈ અને તેમણે કહ્યું : ‘‘એક સ્ત્રીએ ઉમર સાથે વાદવિવાદ કર્યો અને તેમાં તે જીતી ગઈ.’’

ઈસ્લામ અભિવ્યક્તિ સ્વાતંત્ર્યનો ઝંડાધારી બનીને આવ્યો. ઈમાન, ઈસ્લામી વર્તુળમાં માનવ મનની સ્વતંત્રતાનું સૌથી મોટું નિમિત્ત બન્યું. ઈમાનના કારણે જ માનવ બુધ્ધિને અંધશ્રધ્ધા તથા વહેમથી આઝાદી મળી અને ઈમાની બુધ્ધિ સ્વતંત્રતાપૂર્વક સ્પષ્ટતા કરવાવાળી બુધ્ધિ બની. સ્વતંત્રતાની આ ભાવના આપ (સલ.)ના બધા સાથીઓમાં ઉતરી ગઈ હતી. તેઓ તેની શક્તિને સમજતા હતા. એ કારણે જ જ્યારે રૂસ્તમે હઝ.

રિબ્ઈ બિન આમિર (રદી.)થી એમ પૂછ્યું કે, તમે અહીં કેમ આવ્યા ? તો હઝરત રિબ્ઈ (રદી.)એ જવાબ આપ્યો કે, "અમને અલ્લાહપાકે મોકલ્યા છે. એટલા માટે ખુદાપાકના બંદાઓને બંદાઓની ગુલામીમાંથી આઝાદ કરી અલ્લાહ તઆલાની બંદગી સુધી લઈ જઈએ અને અન્ય ધર્મોના અત્યાચારમાંથી મુક્ત કરી ઈસ્લામી ન્યાયની શીતળ છાંયમાં લઈ જઈએ." બીજા શબ્દોમાં કહો તો અભિવ્યક્તિની સ્વતંત્રતા ઈસ્લામનું લક્ષ્ય તથા તેનું હાર્દ છે. વિચાર સ્વાતંત્ર્યના આધારે જ તો સમગ્ર માનવીય સમાજ બધી બાબતોમાં સહભાગી હતો. એટલે જ ત્રીજા ખલીફા હઝરત ઉષ્માનની ખિલાફત સબંધી ૬ સદસ્યની ચૂંટાયેલી કમિટીએ લોકમતનો મામલો હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)ને હવાલે કરી દીધો, તો હઝરત ઈબ્ને કષીર (રહ.)ના કહ્યા મુજબ તેમણે મદીનામાં રહેવાવાળા બધા લોકો યુવાનો, વૃદ્ધો, બાળકો, ત્યાં સુધી કે પરદાધારી સ્ત્રીઓ, ગામડાવાસીઓ અને મુસાફરોનું પણ મંતવ્ય લેવાની કાળજી લીધી. હઝરત અબ્દુર્રહમાન બિન ઔફે લોકમત લેવા માટે ત્રણ દિવસ-રાત સખત પરિશ્રમ કર્યો. તેઓને એક માણસ પણ એવો ન મળ્યો, જે હઝરત ઉષ્માન (રદી.)ને ખિલાફતને લાયક સમજતો ન હોય.

મુસ્લિમોના પ્રારંભિક કાળમાં વિચાર-વાણી સ્વતંત્રતા પૂરી રીતે અમલમાં હતી. જ્યારે ઈમામ અબૂ હનીફા (રહ.) જેવા એક મહાન કાયદાશાસ્ત્રીને એમ કહેવાની તક સાંપડી કે, "અમે કુર્આન-હદીષ અને સહાબાએ કિરામના મંતવ્યોને તો અનુસરીશું, પરંતુ વિવાદ જો તાબિઈન વચ્ચે અર્થાત્ અમારા જેવા સમકાલીનો વચ્ચે હશે, તો અમે આંખ બંધ કરીને માની નહીં લઈશું. કારણ કે તેઓ પણ સામાન્ય માનવી છે, અમે પણ સામાન્ય માનવી છીએ." જ્યારે ચાર કાયદાકીય વિચારશાળાઓ (હનફી, માલિકી, શાફિઈ, હંબલી) વિકસી રહી હતી, ત્યારે જ ઈમામ અવઝાઈ અને દાવૂદ ઝાહિરી (રહ.)નું કાયદાશાસ્ત્ર (ફિકહ) પણ ફૂલી-ફાલી રહ્યું હતું. બધા પોતપોતાના મંતવ્યને સાચું સમજતા હતા, પરંતુ એ સંભાવના સહિત કે તે ખોટું પણ હોય શકે. ખલીફા મન્સૂરના કાળમાં

ઈમામ માલિક (રહ.)એ પોતાની કિતાબ "મુઅત્તા"ને સમગ્ર મુસ્લિમ સમાજ માટે બંધારણ/કાનૂન બનાવવાનો ઈન્કાર કરી દીધો હતો. કારણ કે તેઓને એ વાતનો બરાબર અંદાજો હતો કે, આમ કરવાથી જ્ઞાન તથા સંશોધનના સતત આગળ ધપી રહેલા કાફલાને બ્રેક લાગી શકતી હતી.

*(હુજ્જતુલ્લાહિલ બાલિગહ્)*

ઈસ્લામમાં વાણી સ્વાતંત્ર્યને આટલું મહત્વ આપવા પાછળ કારણ શું છે ? એનો જવાબ એ છે કે, માનવીય સમાજનો ઐતિહાસિક તથા માનસિક અભ્યાસ એ દર્શાવે છે કે, માનવી જેવી રીતે એકસમાન લાગે છે, તેવી જ રીતે તે જુદો પણ છે. તે પોતે એક લઘુ વિશ્વ (આલમે અસ્ગર) છે. દરેક માનવી પોતાનું એક આગવું વ્યક્તિત્વ ધરાવે છે. તે પોતે એક નાની દુનિયા છે. તેની ખુદની એક રાય (મત) છે. શરઈ આદેશોનું સંબોધન પણ વ્યક્તિને જ કરવામાં આવ્યું છે. ખુદાપાકને ત્યાં પણ વ્યક્તિ જ જવાબદાર છે. બીજા શબ્દોમાં જેવી રીતે માનવી-માનવી વચ્ચેની સામ્યતા એક હકીકત છે, તો ભિન્નતા પણ એક વાસ્તવિક્તા છે. વિચાર વૈવિધ્ય જ જગતને સુંદર બનાવે છે. બીજા શબ્દોમાં કહો તો મતભેદ વગર છૂટકો નથી. તેનાથી એ ફાયદો થાય છે કે, મામલાના બધા પાસા સામે આવી જાય છે. બીજાના વિચારને પ્રેરણા મળે છે. અર્થાત્ માનવીય મતભેદ સમાજનો એક ગુણ પણ છે, અને તેની પ્રગતિ માટે એક અનિવાર્ય બાબત પણ. એટલે જ માનવીના વૈચારિક ઈતિહાસમાં વાદવિવાદ જોવા મળે છે. આનો અર્થ એ કે મતભેદ જો સીમામાં રહે, તો અનિચ્છનીય નથી. પરંતુ તેણે કેટલાક નિયમોનું પાલન કરવું પડશે.

- કુર્આન શરીફમાં છે કે, "આ ઈન્કારીઓ ખુદાપાક સિવાય જેની પૂજા કરે છે, તેમની નિંદા ન કરો. કારણ કે પછી તેઓ અજ્ઞાનવશ સીમા વટાવી અલ્લાહપાકની નિંદા કરશે." *(અન્આમ : ૧૦૮)* આ આયતથી જાણવા મળે છે કે, કોઈ ધર્મની પવિત્ર હસ્તીઓની નિંદા ન કરવી જોઈએ. જો કે અહીં નિંદાની મનાઈ છે, સૈધ્ધાંતિક ચર્ચાની નહીં. અર્થાત્ ટીકાની મનાઈ નથી.
- જ્યાં સુધી કોઈ માણસ ફર્ઝ અકીદા તથા ફર્ઝ અઅમાલ (જેને

જરૂરિયાતે દીન કહેવામાં આવે છે)નો ઈન્કાર નહીં કરે, ત્યાં સુધી કોઈને કાફિર ન કહે. માત્ર આંશિક કે ગૌણ બાબતોમાં મતમતાંતરના લીધે કુફ્રના બાણ છોડવા ન જોઈએ. અલ્લામા ઈબ્ને આબિદીન શામી (રહ.) લખે છે કે, જો કોઈને કાફિર કહેવાના અનેક કારણો હોય, પરંતુ એક કારણ તેના ઈમાન તરફ નિર્દેશ કરતું હશે, તો મૂફ્તી માટે એ જરૂરી છે કે, તેના વિશે સારૂં અનુમાન રાખી તેને કાફિર કહેવાથી બચે. તેને મુસલમાન જ સમજે.

- કોઈ પણ વાદવિવાદ વખતે નિય્યત પર હુમલો ન કરે. કોઈના ઈખ્લાસ પર પ્રશ્નાર્થચિહ્ન ન લગાવે.
- વ્યક્તિગત આક્ષેપો ન કરે.
- મુનાઝિરાની ભાષા ન વાપરે. ફતવો આપવાની શૈલીમાં વાત ન કરે.
- દલીલ તે જ માન્ય હશે, જે બન્ને પક્ષોના મતે સ્વિકૃત હોય. જો પ્રતિ-પક્ષના મતે દલીલ માન્ય સ્રોતની નહીં હશે, તો એ તેની નજરમાં દલીલ જ નહીં હશે.

અત્રે સ્પષ્ટતા કરી લઈએ કે, મતભેદ કરવો દરેક સંજોગોમાં ખરાબ નથી, બલ્કે જો એ હદમાં રહે તો પ્રસંશનીય છે. હદમાં રહે તો વાદવિવાદ એક સકારાત્મક ઘટના છે. તે ખંડનમાં નહીં, મંડનમાં પરિણમે છે. વાણી સ્વાતંત્ર્ય સ્વસ્થ સમાજ માટે બહુ જરૂરી છે. સ્વાતંત્ર્યની સ્થિતિમાં વિરોધી મત પણ સપાટી પર આવશે. શંકા-કુશંકાઓ દૂર થશે, જે સત્ય તથા સશક્ત મત હશે તે બચશે, બાકી બધું ખરી પડશે. ઈસ્લામમાં જોહુકમી (સરમુખત્યાર-શાહી)ની કોઈ ગુંજાઈશ નથી. પછી તે રાજકીય હોય કે વૈચારિક હોય.

મુસ્લિમોના પ્રારંભિક કાળમાં જે આટલા મોટા વૈચારિક (કલામી) અને વ્યવહારિક (ફિકહી) સંપ્રદાયો જોવા મળે છે, તેનું એક કારણ એ પણ હતું કે, તેઓ વિચાર-વાણી સ્વાતંત્ર્યના બહુ આગ્રહી હતા. તેઓ એકબીજાનો આદર કરતા હતા, તો એકબીજાના મત-વિચાર પર કોઈ પણ ખચકાટ વગર ખુલ્લી ટીકા પણ કરતા હતા. હું જ સાચો અને બીજા બધા ખોટા એ

વલણ એમનું ન હતું. હઝરત ઈમામ શાફિઈ (રહ.)એ તે કાળનું પ્રચલિત વલણ આ શબ્દોમાં રજૂ કર્યું છે કે, ''મારો મત સાચો છે, પરંતુ તે ગલત હોય શકે છે. અને સામેવાળાનો મત ગલત છે, પરંતુ તે સાચો હોય શકે છે.'' હનફીઓના એક મોટા ગજાના ઈમામ, અલ્લામા અલાઉદ્દીન હસ્કફી (રહ.)એ પણ આવી જ વાત કરી છે.

પ્રશ્ન એ છે કે, સદીઓ સુધી ઈસ્લામ સમગ્ર વિશ્વના દરેક ક્ષેત્રે નેતૃત્વ પુરૂ પાડતો રહ્યો. તેનું રાજકીય પતન તો હમણાં કાલની વાત છે. (યાદ રહે કે ઉષમાની તુર્કોની સેનાઓ ૧૭૮૨માં વિયાનાના દરવાજાઓ પર ટકોરા મારી રહી હતી.) તેની પહેલાં સદીઓ સુધી તે સર્જનાત્મક ભૂમિકા નિભાવતો રહ્યો અને ત્યાર પછી જે પતનની શરૂઆત થઈ, તે આજ સુધી થોભવાનું નામ નથી લેતું. આવું કેમ થયું ? જવાબ એ છે કે, સદીઓ સુધી વિચાર-વાણી સ્વાતંત્ર્યના લીધે સર્જનાત્મક પ્રક્રિયા ચાલુ રહી, પરંતુ ત્યાર પછી એ સ્થિતિ ન રહી. ત્યાર પછીના લોકોએ યોગ્ય ટીકાને પણ નિષિધ્ધ કાર્ય બનાવી દીધું. ઈમામ મુહમ્મદ (રહ.) અને ઈમામ અબૂ યૂસુફ (રહ.) બન્ને ઈમામ અબૂ હનીફા (રહ.)ના શાગિર્દ, શિષ્ય હતા. તે છતાં પણ લગભગ બે તૃતિયાંશ બાબતોમાં તેઓ એકબીજા સાથે મતભેદ ધરાવે છે.

જ્યારે ઉમ્મતમાં વાદવિવાદ પોતાની મર્યાદામાં રહ્યો, ત્યાં સુધી ઉમ્મતનું જતન થતું રહ્યું. પરંતુ જ્યારે તે મતભેદ મનભેદમાં પરિણમ્યો, ત્યારે તેણે પતન નોતર્યું. ઘણી વખત જીતેલી બાજી અંદર-અંદરની ફાટફૂટના કારણે પરાજયમાં પરિવર્તિત થઈ ગઈ. જ્યારે ઉમ્મત પર ચંગેઝખાન અને હલાકુખાન આફતના ઓળા બની ત્રાટક્યા હતા, ત્યારે પણ ઉમ્મતના કેટલાક લોકો અંદર-અંદરના અયોગ્ય ઝઘડાઓમાં લાગેલા હતા. જ્યારે હલાકુ ખાનની સેનાઓ બગદાદના દ્વાર ખખડાવી રહી હતી ત્યારે ત્યાંનો ધાર્મિક વર્ગ ''અલ મામૂન ચોક'' ખાતે શાસ્ત્રાર્થ (મુનાઝિરો) કરી રહ્યો હતો. ભારતીય ઉપખંડમાં પણ પરિસ્થિતિ કાંઈ સારી નથી. બીજાઓના અનેક હુમલાઓ છતાં આપણે આપણા બેકારના વાદવિવાદને પડતા મૂકી એક પ્લેટફોર્મ પર ભેગા થવા માટે તૈયાર નથી.

# મુસ્લિમ પત્રકારની જવાબદારીઓ

પત્રકારત્વ અથવા સમાચારોનું જાણવું માનવીની મૂળભૂત જરૂરિયાત છે. આજકાલ આ જરૂરિયાત પૂરી કરવાનું સૌથી મોટું માધ્યમ અખબાર છે. તે સિવાય વિજાણુ માધ્યમો (રેડિયો, ટી.વી. ઈન્ટરનેટ વગેરે) જેવા ઘણાં બધા માધ્યમો સામાન્ય બની ગયા છે. અને લોકો તેનાથી ભરપૂર લાભ ઉઠાવી રહ્યા છે. બલકે એ કહેવું ખોટું નહીં હશે કે આ યુગ જ પ્રસાર માધ્યમોનો યુગ છે. આજે આખું વિશ્વ એક કુટુંબ સમાન બની ગયું છે. વિશ્વના કોઈ પણ ખૂણામાં કોઈ ઘટના ઘટે છે, તો વાયુવેગે તેના સમાચાર આખા વિશ્વમાં ફેલાય જાય છે. આ બધી મીડિયાની જ કમાલ છે.

કુર્આન શરીફની વિવિધ આયતોમાં અલ્લાહપાકે પોતાના પયગમ્બરોને એવી વાતો ફરમાવી છે, જેનાથી પત્રકારત્વ ઉપર પણ પ્રકાશ પડે છે. એટલે જ પોતાના અંતિમ નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શાન વિશે ફરમાવ્યું : હે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! અમે તમને મોકલ્યા છે, ગવાહ અને ખુશખબર આપનાર અને ચેતવણી આપનાર બનાવીને. અને અલ્લાહપાકની તરફ તેના જ હુકમથી બોલાવનાર અને હંમેશા જલતા રહેનાર ચિરાગ બનાવીને. *(અહઝાબ : ૪૫-૪૬)*

અન્ય એક સ્થાને છે કે, પયગમ્બર પર માત્ર સત્ય પહોંચાડી દેવાની જવાબદારી છે. *(માઈદહ : ૯૯)* બીજી એક જગ્યાએ પયગમ્બરોની જવાબદારી સ્પષ્ટ શબ્દોમાં વર્ણવી કે, ‘‘પયગમ્બરો પર સત્ય સ્પષ્ટપણે પહોંચાડવા સિવાય કોઈ જવાબદારી નથી.’’ *(નહલ : ૩૫)* ઈન્કારીઓની અવગણનાનો જવાબ આપતાં અલ્લાહપાકે ફરમાવ્યું કે, ત્યાર પછી જો તમે મોઢું ફેરવશો, તો જાણી લો કે અમારા પયગમ્બરો પર સ્પષ્ટપણે સત્ય પહોંચાડી દેવાની જ જવાબદારી છે. *(માઈદહ : ૯૨)*

આ આયતોથી જાણવા મળ્યું કે, પયગમ્બરોની મુખ્ય જવાબદારી આખિરત (પરલોક)ની વાતો અલ્લાહપાકના બંદાઓ સુધી પહોંચાડવાની છે. એટલે જ વારંવાર પહોંચાડવા (બલાગ)નો શબ્દ વાપરવામાં આવ્યો

છે. પહોંચાડવું એટલું મહત્વપૂર્ણ કર્તવ્ય છે કે, તેની જવાબદારી માત્ર પયગમ્બર પર નથી, બલકે આખી ઉમ્મત ઉપર નાંખવામાં આવી છે. *(તૌબા -૧૨૨)* અને જે લોકોએ આ જવાબદારી પૂરી નહીં કરી, તેમની કુર્આનમાં ટીકા કરવામાં આવી છે.

પત્રકારત્વ માનવીની એક મહત્વપૂર્ણ જરૂરિયાત છે. એટલે માનવ-સમાજમાં પ્રસાર માધ્યમ (મીડિયા) દરેક કાળમાં કોઈ ન કોઈ સ્વરૂપે મૌજૂદ રહ્યું છે. જે વખતે મુદ્રણકળા (પ્રેસ) ન હતી તે વખતે પણ. જે તે સમયના રાજાઓ આ હેતુસર પોતાના પત્રલેખકો નીમતા હતા અને તેમણે આપેલી માહિતી પ્રમાણે વ્યવહારિક પગલાં ભરતા હતા. અને જે માહિતીનો સબંધ સામાન્યજનોના ફાયદા સાથે સંકળાયેલો હોય તો તેને પ્રજા સમક્ષ જાહેર પણ કરવામાં આવતી.

ઈસ્લામ સંપૂર્ણ જીવનપ્રણાલી છે. એટલે તેણે અન્ય ક્ષેત્રોની જેમ પત્રકારત્વના પણ નીતિ-નિયમો બનાવ્યા છે. ઈસ્લામી દ્દષ્ટિબિંદુએ પત્રકારત્વ-નો મૂળ હેતુ એ છે કે, સમાચાર તથા તેના અર્થઘટન વડે લોકમત એવી રીતે કેળવાય કે સત્યનો ફેલાવો થાય અને જૂઠ ખતમ થઈ શકે.

પરંતુ આજના કાળમાં પત્રકારત્વ પર ઈસ્લામ વિરોધીઓનો કબ્જો છે. અને તેઓ માધ્યમોનો પોતાના નાપાક હેતુઓ સિધ્ધ કરવા માટે ઉપયોગ કરી રહ્યા છે. તેઓ મીડિયા દ્વારા મુસ્લિમોની છબી વિકૃત કરવાનું કામ લઈ રહ્યા છે. એ કારણે એવા સમાચારની અવગણના કરવામાં આવે છે, જે મુસ્લિમોના ફાયદામાં હોય છે. અને નકારાત્મક ઘટનાઓને નમક-મરચું ભભરાવી રજૂ કરે છે, જેથી મુસ્લિમો બદનામ થાય. દા.ત. ઈસ્લામી સજાઓને બહુ વખત ઉછાળવામાં આવે છે. પરંતુ આ શારીરિક સજાઓથી ગુનાહનું પ્રમાણ (ક્રાઈમરેટ) ઓછું થઈ જાય છે, અને લોકો શાંતિ અનુભવે છે એ તેમને નથી દેખાતું.

બીજી બાજુ પશ્ચિમી પ્રસાર માધ્યમો આજકાલ તકવાદી બની ગયા છે. લોકોને જે પસંદ પડે છે એવી વાંચન સામગ્રી પીરસે છે. ભલેને તેની

લોકો પર અવળી અસર પડે અને સમાજ દૂષણગ્રસ્ત થાય. આજકાલ પ્રસાર માધ્યમો વ્યાપારી સંસ્થાઓ બની ગયા છે, જ્યાંથી સત્યના બદલે જૂઠનો પ્રચાર કરવામાં આવે છે. આ માધ્યમોને સત્યના બદલે સંપત્તિની હવસ વધારે હોય છે, ભલેને તેની જેટલી પણ ખરાબ અસર પડે. આ માધ્યમોમાં કામ કરતા ઘણાંખરા લોકો નાસ્તિક હોય છે અને પોતાના વિચાર મુજબ જ સમાચાર ઘડે છે. જેથી તેનાથી વધારેમાં વધારે દૌલત કમાઈ શકે.

આમાં જેટલો વાંક પશ્ચિમી માધ્યમોનો છે, તેટલી જ મોટી ભૂલ આપણાં ઈસ્લામી પત્રકારત્વની પણ છે. કારણ કે યુરોપના સમાચારપત્રો ઘણી મહેનત કરી ગુણવત્તાસભર હોય છે અને આપણે આવી ગુણવત્તા આપી નથી શકતા. એટલે ઈસ્લામી પત્રકારત્વની વાતો રોદણા રડવા જેવી સાબિત થાય છે. જ્યારે બિનમુસ્લિમ માધ્યમોની વાતોથી લોકો પ્રભાવિત થાય છે.

ઈસ્લામી પત્રકારત્વની જવાબદારી એ છે કે, તે અલ્લાહ તઆલાની ખૂશી તથા આખિરતની સફળતા ખાતર માનવજાતને નેકીની પ્રેરણા પૂરી પાડે અને બુરાઈથી રોકે. ઈસ્લામી સમાચારપત્રો આંતરિક તથા બાહ્ય સૌંદર્ય સાથે છાપવામાં આવે. ઈસ્લામી પત્રકારો પશ્ચિમની ચાલબાજીઓને સમજે અને તેમની પોલ ખોલે. ઈસ્લામી વિચાર તથા ઓળખને સારી રીતે વાચા આપે. સમતા તથા સમાનતાનો પ્રચાર કરે. લેખોમાં વિવિધ વિષયો હોય તેમજ રસપ્રદ હોય. અહીં અમે ઈસ્લામી પત્રકારત્વની કેટલીક પાયાની વિશેષતાઓ વર્ણવી રહ્યા છે, જેનાથી આ વિષય પર પ્રકાશ પડે છે.

**સત્યની મહત્વતા :**

હઝરત અબૂબક્ર સિદીક (રદી.) વિશે નોંધવામાં આવ્યું છે કે, જ્યારે મક્કાના મુશ્રિકોએ મેઅરાજની ઘટના પર તેમની સમક્ષ આશ્ચર્ય પ્રગટ કર્યું અને એમ ઈચ્છયું કે, હઝરત અબૂબક્ર સિદીક (રદી.) પણ તેનો ઈન્કાર કરી દે. તો હઝરત અબૂબક્ર સિદીક (રદી.)એ ફરમાવ્યું કે, અમે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર આકાશમાંથી અવતરતી વાણી

(વહી)ને અનુમોદન આપીએ છીએ. તો વળી આ ઘટનાને સાચી કેમ નહીં માનીએ ? જો અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ વાત ફરમાવી છે, તો આ વાત સાચી છે. બીજી એક હદીષ શરીફમાં છે કે, સત્ય નેકીની તરફ લઈ જાય અને નેકી જન્નતની તરફ લઈ જાય છે. અને માનવી હંમેશ સાચું બોલતો રહે છે, ત્યાં સુધી કે તેને અલ્લાહપાકના દરબારમાં "સાચો" ઠરાવી દેવામાં આવે છે અને જૂઠ પાપ તરફ લઈ જાય અને પાપ નર્ક તરફ લઈ જાય છે. અને માણસ જૂઠ બોલતો રહે છે, ત્યાં સુધી કે અલ્લાહપાકની પાસે તેને "જુઠ્ઠો" લખી લેવામાં આવે છે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)* કુર્આન શરીફમાં છે કે, "હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી ડરો અને સાચા લોકો સાથે રહો." *(તૌબા : ૧૧૯)*

બીજી તરફ જુઠ્ઠા લોકોને અલ્લાહપાકે દુનિયા તથા આખિરતમાં યાતનામય પીડા (અઝાબ)ની ધમકી (વઈદ) સંભળાવી છે. કુર્આને કરીમમાં છે કે, તેનાથી વધારે અત્યાચારી કોણ હશે, જે અલ્લાહ તઆલા પર આરોપ લગાવે અને જ્યારે તેની સમક્ષ સત્ય આવી જાય તો તેને અસત્ય ઠરાવે. *(ઝુમર : ૩૨)*

ઈસ્લામી પત્રકારત્વની એક વિશેષતા એ છે કે, એ સત્યની શોધ કરતો રહે. સમાચાર કોઈ પણ માધ્યમ દ્વારા આવેલા હોય, તેનું સંશોધન કરે. સંશોધનાત્મક પત્રકારત્વ તરફ ઈશારો કરતાં કુર્આને કરીમ કહે છે કે, "હે મુસ્લિમો ! જો તમારી પાસે કોઈ પાપી કંઈક સમાચાર લઈને આવે તો તેની સારી રીતે તપાસ કરી લો. ક્યાંક એવું ન થાય કે તમે અજાણતાં કોઈ કૌમને નુકસાન પહોંચાડી દો, પછી તમને એ કાર્ય પર પસ્તાવો થાય, જે તમે કર્યું." *(હુજુરાત : ૬)*

ઈસ્લામી પત્રકાર માટે એ જરૂરી છે કે, તે પોતાની વાત દલીલો સાથે રજૂ કરે. બલકે કુર્આન-હદીષની શૈલીમાં પોતાની વાત પેશ કરે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પૂર્વકાળ અર્થાત્ મક્કીકાળમાં લગભગ ૧૩ વર્ષ સુધી બધા જ એતેરાઝાત (વાંધાઓ)ના

જવાબ દલીલથી જ આપ્યા. કુર્આને કરીમમાં છે : ''તમે કહી દો કે, સંપૂર્ણ દલીલ તો અલ્લાહપાકની જ છે. જો તે ઈચ્છતે તો તમને બધાને સીધો માર્ગ દેખાડી દેતે.'' *(અન્આમ : ૧૪૯)* તેનાથી વિપરીત જે લોકો દલીલ વગર વાત કરે છે, અલ્લાહપાક તેમની નિંદા કરતાં ફરમાવે છે કે, ''જેઓ અલ્લાહપાકની નિશાનીઓની બાબતે વાદવિવાદ કરે છે, કોઈ પણ દલીલ પ્રમાણ વગર (તો એ) અલ્લાહપાકના મતે તેમજ મુસ્લિમોના મતે બહુ અણગમતી બાબત છે. આવી જ રીતે અલ્લાહપાક દરેક અહંકારી, અત્યાચારીના દિલ પર છાપ મારી દે છે.'' *(ગાફિર : ૩૫)* આનાથી સિધ્ધ થાય છે કે, દલીલ વગર કોઈ વાત કહેવી બહુ ખરાબ બાબત છે. એટલે જ કુર્આન શરીફ જ્યારે કોઈ વાત કરે છે, તો દલીલ સહિત કરે છે. અલ્લાહ તઆલા માનવીને મૃત્યુ પછી જીવતો કરી ઉભો કરી દેશે, તેની દલીલ આપતાં કુર્આને કરીમમાં માનવીની જન્મ પ્રક્રિયાનો ઉલ્લેખ કરે છે કે, કેવી રીતે વિર્યના એક ટીપાંથી તબક્કાવાર એક સંપૂર્ણ બાળમાનવ અસ્તિત્વમાં આવે છે. જ્યારે અલ્લાહપાક આવું કરી શકે છે, તો તે મૃત્યુ પછી પણ રાખ (માટી)માંથી કેમ માનવીને ઉભો કરી ન શકે ? તેના માટે આ કાર્ય મુશ્કેલ નથી.

કુર્આને કરીમમાં હિકમત (સમજદારી)ની બહુ પ્રસંશા કરવામાં આવી છે. કહે છે કે, અમે પયગમ્બરોને હિકમતથી નવાજ્યા હતા. કુર્આન શરીફમાં છે : ''અમે હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની ઔલાદને દલીલ તથા સમજદારી આપી હતી.'' *(અન્નિસાઅ્ : ૫૪)* અન્ય એક જગ્યાએ છે કે, ''અને જેને સમજદારી આપી દેવામાં આવી તો તેને બહુ વધારે ભલાઈ આપી દેવામાં આવી.'' *(બકરહ : ૨૬૯)*

સમાચારના પ્રસારણમાં પરંપરાગત શૈલી અપનાવે. સમાચાર સાચા હોય તો પણ આ જરૂરી છે. જેથી લોકો તેનાથી પ્રભાવિત થઈ લાભાન્વિત થાય. અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તત્કાલીન રાજાઓને જે પત્રો પાઠવ્યા, તેમાં તેમના સ્થાન માટે યોગ્ય હોય એવા શબ્દો તથા શૈલી અપનાવી. જેને હદીષના ગ્રંથોમાં જોઈ શકાય છે.

સારાંશ એ કે, એક મુસલમાન પત્રકારનું કર્તવ્ય છે કે, તે માત્ર પોતાના વ્યક્તિગત જીવનમાં જ ઈસ્લામનું અનુસરણ નહીં કરે, બલકે પોતાની ધંધાકીય જવાબદારીઓ અદા કરતી વખતે પણ એ વાતનું ધ્યાન રાખે કે તેની કલમ અલ્લાહપાકની રઝા (ખૂશી) ખાતર ઉપયોગમાં આવે.

## ઈસ્લામ અને ગુલામીની પ્રથા

એક પ્રશ્ન ઘણી વખત કરવામાં આવે છે કે, ઈસ્લામે જેવી રીતે વ્યાજની બદી દૂર કરી તો ગુલામીને કેમ નાબૂદ ન કરી ? માનવીને ગુલામ બનાવવો અને તેની લે-વેચ પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાળમાં પણ ચાલુ હતી. તે છતાં પણ કુર્આન શરીફ કે હદીષ શરીફમાં કોઈ એવો સ્પષ્ટ આદેશ નથી જેમાં એમ કહેવામાં આવ્યું હોય કે માનવીને ગુલામ બનાવવું ખોટું છે. અંતિમ હજ વખતે આપે જે પ્રવચન (ખુત્બએ હજ્જતુલ વિદાઅ) આપ્યું તેમાં તત્કાલીન અન્ય સામાજિક બદીઓની જેમ એવી ઘોષણા કરવામાં ન આવી કે આજથી ગુલામીને નાબૂદ કરવામાં આવે છે. તો આવું કેમ ?

તેના ઉત્તર પહેલાં એ સમજી લેવું જોઈએ કે ગુલામી શું છે ? ગુલામી વાસ્તવમાં કૃષિકાળ **(Agricultural period)**ની એક અનિવાર્ય આવશ્યકતા -રૂપે જન્મી છે. કૃષિ કાળમાં ભૂમિ રોજગારનું એકમાત્ર સાધન હતી, અને ભૂમિ ગણ્યાગાંઠયા લોકો પાસે જ હોતી. લે-વેચની અન્ય ચીજો પણ તે કાળમાં બહુ ઓછી હતી. એટલે સમાજનો તે વર્ગ જેની પાસે જમીન ન હોય તે મજબૂર હતો કે મજુરી કરીને પેટિયુ રળે. તેમ છતાં વ્યવહારતઃ આ પણ અપુરતુ હતુ. એટલે તે કાળમાં સીમિત રોજગારના સાધનોની પૂર્તિ માટે માનવીને પણ એક ધંધાનો સામાન બનાવી નાંખવામાં આવ્યો.

તો આવી સ્થિતિમાં ગુલામીની વ્યવસ્થા નાબૂદ કરવાની અચાનક ઘોષણાથી સમસ્યા હલ થવાની ન હતી, બલ્કે આવી ઘોષણાથી અન્ય સામાજિક સમસ્યાઓ સર્જાવાની બીક હતી. આ પ્રકારની ઘોષણાનું પરિણામ માત્ર એ આવત કે ઘણા લોકો બેકાર બની જાત. અને એક રીતે જુઓ તો ગુલામીથી પણ બદતર હાલતમાં સબડવા માટે મજબૂર બની જાત.

એટલે ઈસ્લામે ગુલામીને નાબૂદ કરવાની શરૂઆત કરી, પરંતુ એક ઝાટકે તેને ખત્મ કરવાની રીત ન અપનાવી. ગુલામીના સંપૂર્ણ સફાયા માટે તેણે ક્રમિક પધ્ધતિ અપનાવી. આ ક્રમિક પ્રક્રિયાનું એક મહત્વપૂર્ણ પાસુ એ હતું કે તે કાળને જ ફેરવી નાંખવામાં આવે, જેમાં ગુલામી જેવી ખરાબ વસ્તુઓ ફુલે-ફાલે છે.

સાતમી સદીના પ્રારંભે જે ઈસ્લામી ક્રાંતિ થઈ તેણે જ એવી પશ્ચાદ-ભૂમિકા તૈયાર કરી, જે અંતે ઔદ્યોગિક ક્રાંતિ માટે સાનુકૂળ નિવડી. મતલબ કે માનવ ઈતિહાસ કૃષિકાળમાંથી બહાર આવી ઔદ્યોગિકકાળમાં પ્રવેશ્યો. ઔદ્યોગિકકાળમાં જમીન આધારિત મર્યાદિત રોજગારના સાધનોની ટાંચ ખતમ થઈ ગઈ.

હવે ધંધા-રોજગાર મેળવવાની અનેક તકો ઉપલબ્ધ બની. કૃષિકાળમાં રોજગારનું એકાદ સાધન હતું તો ઔદ્યોગિકકાળમાં લાખો સાધનો સરળ બન્યા.

ત્યાર પછી ખુદ યુગબળથી ગુલામી નાબૂદ થઈ ગઈ. એક બાજુ વેપારીઓને નફો રળી આપતી નવી નવી વસ્તુઓ મળી ગઈ. બીજી બાજુ સામાન્યજન માટે પણ રોજી-રોટી મેળવવા માટે કોઈ જમીનદારની ગુલામી વેઠવાની જરૂર રહી નહીં. કારણ કે તેની સામે અગણિત નવી તકો ઉભી જ છે. જેનો ઉપયોગ કરી તે સ્વમાનભેર જીવી શકે.

એમ કહેવામાં આવે છે કે, ગુલામીનો ખાત્મો ઓગણીસમી સદીના અંતે અમેરિકામાં કરવામાં આવ્યો, પરંતુ સાચી વાત એ છે કે અમેરિકાના કાનૂને ગુલામીનો ખાત્મો ન કર્યો. ગુલામી તો આપમેળે ખત્મ થઈ ચૂકી હતી. આ કાનૂને માત્ર આ વિસર્જીત વ્યવસ્થાની વિધિવત્ જાહેરાત કરી છે.

આ માત્ર ગુલામી પ્રથાની વાત નથી. વિશ્વમાં અંધકારયુગ વખતે માનવીય સમાજ પર જે અત્યાચારો થતા હતા તેને ખતમ કરીને જે માનવતા-લક્ષી આચાર-વિચાર પ્રગટયા, ઘણી વખત તેનો યશ યુરોપ-અમેરિકાને આપવામાં આવે છે. મજૂરોના હક્કોની કે શોષણવિહિન સમાજ રચનાની

વાત નીકળે તો માર્કસને સંભારવામાં આવે છે. લોકશાહી રાજવ્યવસ્થાની વાત થાય તો લોકો રૂસોને યાદ કરે છે. ગુલામી પ્રથાની નાબૂદીની ચર્ચા ચાલે તો તેને અબ્રાહમ લિંકનની સિદ્ધી ગણવામાં આવે છે. અમને આ મહાનુભાવો સાથે જે કારનામાઓ જોડવામાં આવે છે તેનો સમુળગો ઈન્કાર નથી કરવો. અમારો આશય એ છે કે આ મહાનુભાવો જે કાંઈ કરી ગયા તે સમગ્ર પ્રક્રિયાની પૂર્ણાહુતિરૂપે હતું. વાસ્તવમાં તેનો શુભારંભ કે બીજા-રોપણ ખુદ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મુબારક હાથે જ થઈ ગયો હતો. ઉપરોકત મહાન વિચારકોએ જે કાંઈ કર્યુ તે ઘોષ ન હતો, પ્રતિઘોષ હતો. ઈસ્લામે અનેક દેવવાદને જ નહીં, અનેક માનવવાદને પણ જડમૂળમાંથી ઉખેડી ફેંકી દીધો. અનેક માનવવાદ જ તમામ પ્રકારના જુલમોનું પ્રેરકબળ છે.

આપણને માત્ર એમ શિખવાડવામાં આવે છે કે, યુરોપને આરબો દ્વારા ભારતીય મૂળનુ મીંડુ (Zero) જ મળ્યુ. વાસ્તવમાં એવું નથી. આરબો દ્વારા યુરોપને બે બાબતો બલ્કે બે વિભાવનાઓ (Concepts) મળી.

એકેશ્વરવાદના કારણે ખુદ તેમનામાં વિકસેલ વૈજ્ઞાનિક રુચી (સાયન્ટીફિક ટેમ્પરામેન્ટ) અને એક માનવવાદના કારણે વિકસેલ માનવતાલક્ષી અભિગમ (હ્યુમિનિસ્ટિક અપ્રોચ)ની તેમણે યુરોપને ભેટ ધરી. આ બંને કન્સેપ્ટસ એટલા તો શકિતશાળી હતા કે એક જ્ઞાન વિસ્ફોટ થયો. અને યુરોપમાં વિજ્ઞાનનો ઉદય થયો. અને વિવિધ શાખાઓમાં વિભાજિત અનેક માનવતાલક્ષી અભિગમો સર્જાયા.

## ગુલામો સાથે સદ્‌વર્તાવની તાકીદ

આ કારણોસર જ અલ્લાહપાકના રસૂલ (સલ.) ગુલામોની આઝાદી માટે પણ સતત પ્રયત્નશીલ રહ્યા. અને તેમના માટે પોતાનો પૈસો તથા પ્રભાવ વાપરતા રહયા. આપ (સલ.)ના દિલમાં તેમના માટે બહુ કરૂણા હતી. તેની સૌથી શ્રેષ્ઠ મિસાલ (ઉદાહરણ) આપના ગુલામ હઝરત ઝૈદ બિન હારિષહ (રદી.)ની છે. જેમને પોતાના પિતા તથા હુઝૂર (સલ.) વચ્ચે

પસંદગી કરવાનું કહેવામાં આવ્યું તો તેમણે આપ અલયહિસ્સલામ પર પોતાની પસંદગી ઉતારી હતી. *(અલ ઈકમાલુ ફી અસ્માઈ રિજાલ : ૫૯૫)*

આ તે વખતની વાત છે, જ્યારે આપ (સલ.) પાસે કોઈ રાજકીય શકિત પણ ન હતી. વધારામાં રસૂલુલ્લાહ (સલ.) કુરૈશની તકલીફ તથા મજાકના પણ ભોગ બનતા હતા. આપ (સલ.)એ પોતાના આ મુકત કરેલા ગુલામને રોમનો સાથેના યુધ્ધમાં સમગ્ર મુહાજિરીન તથા અન્સારના સરસેનાપતિ બનાવ્યા હતા. આપ (રદી.) તે જ યુધ્ધ (મૂતહ્‌ના યુધ્ધ)માં શહીદ થયા. *(અલ ઈકમાલ ફી અસ્માઈ રિજાલ : ૫૯૫)* મક્કા પર વિજય મેળવી લીધા પછી રોમનો સાથેના યુધ્ધમાં એક વીસ વર્ષના ફુટડા યુવાનને સરસેનાપતિ બનાવવામાં આવ્યો. જે હઝરત ઝૈદના જ પુત્ર હઝરત ઉસામહ બિન ઝૈદ હતા. આપ (રદી.)ના વડપણ હેઠળ મોટા મોટા સહાબીઓ હતા.

*(તબ્કાતુલ કુબ્રા, ઈબ્ને સઅદ : ૨/૧૯૦)*

આપ (સલ.)એ પોતાના પ્રેમપૂર્વકના ઉપકારો દ્વારા ગુલામોની હેસિયત કેવી રીતે વધારી, તેનો અંદાજો આપ (સલ.)ના એ કથન (હદીષ)થી આવશે, જેના મુજબ આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''બુરો માલિક જન્નતમાં જશે નહીં.'' *(ઈબ્ને માજહ : ૧/૨૭૧)* તેમજ ફરમાવ્યું કે, ''સારો માલિક હોવું સૌભાગ્ય છે, અને બૂરો માલિક હોવું દુર્ભાગ્ય છે.'' *(અબૂ દાવૂદ : ૨/૭૦૨)*

હુઝૂર (સલ.) નોકરો તથા સેવકો-ખાદિમો સાથે સદ્‌વર્તાવ કરનારા હતા. હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત કરે છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમારો ખાદિમ તમારી પાસે ખાવાનું લઈને આવે, તો જો તે સાથે ન બેસે તો ઓછામાં ઓછા એક કે બે કોળીયા તેને પણ ખવડાવે.

*(બુખારી શરીફ : ૧/૩૪૭)*

હઝ. મુઆવિયા બિન સુવૈદ (રદી.) કહે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)ની હયાતીમાં અમારા કુટુંબ (બની મુકરિન) પાસે એક જ નોકરાણી-ગુલામડી હતી. અમારામાંથી કોઈએ તેને માર્યુ હતું. જ્યારે અલ્લાહપાકના રસૂલ (સલ.)ને તેની જાણ થઈ તો તેમણે કહયું કે, તેણીને આઝાદ (ગુલામીમાંથી મુક્ત) કરી દો. તો કુટુંબવાળાઓએ કહયું કે, અમારી પાસે

આ એક જ નોકરાણી છે. ત્યારે આપ (સલ.)એ ફરમાવ્યું કે, “જ્યાં સુધી (બીજી વ્યવસ્થા ન હોવાના લીધે તેનું) કામ છે, ત્યાં સુધી તેનાથી કામ લો. પછી તેને આઝાદ કરી દેજો.” *(મુસ્લિમ શરીફ : ૨/૨૭૧)*

હઝરત અબૂ મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે, મેં મારા ગુલામને કોરડાથી માર્યો. તો પાછળથી કોઈકે મને અવાજ આપ્યો. પાછળ જોયું તો અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એમ ફરમાવી રહ્યા હતા : “હે અબૂ મસ્ઉદ ! જાણી લો કે અલ્લાહ તઆલા તમારા પર એનાથી વધારે કાબૂ ધરાવે છે, જેટલો કાબૂ તમે આ ગુલામ પર ધરાવો છે.”
*(મુસ્લિમ શરીફ : ૨/૫૧)*

ગુલામો ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની મહેર એટલી બધી હતી કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કોઈના મોઢેથી એવું સાંભળવાનું પસંદ ન કરતા કે, આ મારો નોકર કે નોકરાણી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેની મનાઈ ફરમાવી છે. તેના બદલે છોકરો કે છોકરી કહેવાની તાલીમ આપી. *(મુસ્લિમ શરીફ : ૨/૨૩૮)*

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની આ કેળવણીના લીધે ગુલામોને સ્વતંત્રતા તથા સમાનતા મળી. પૂર્વગ્રહો-ભેદભાવ તથા અભિમાન દૂર થયા.

હઝરત મઅરૂર બિન સુવૈદ (રદી.) કહે છે કે, મેં હઝ. અબૂઝર (રદી.) તથા તેમના ગુલામને એકસરખા કપડાં પહેરેલાં જોયા. તો મેં તેમનાથી તેનું કારણ પૂછયું, તો તેઓ કહેવા લાગ્યા કે, મેં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ને એમ કહેતા સાંભળ્યા છે કે, “ગુલામો તમારા ભાઈ છે. જેમને અલ્લાહપાકે તમારા હાથ નીચે કરી દીધા છે. તો જેની પાસે ગુલામ હોય, તો તે જે ખાય, ગુલામને પણ તે જ ખવડાવે. અને તમે જે પહેરો, ગુલામને પણ તે જ પહેરાવો. અને તેમની તાકાતથી વધારે તેમનાથી કામ ન લો. અને જો વધારે કામ લો તો તેઓની મદદ કરો. *(બુખારી શરીફ : ૨/૮૯૩)*

હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, “મેં દસ વર્ષ સુધી અલ્લાહપાકના

રસૂલ (સલ.)ની સેવા કરી, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મને ક્યારેય ઉંહ સુધ્ધાં નહીં કહયું.'' *(બુખારી : ૨/૮૯૨)*

અલ્લાહપાકના રસૂલ (સલ.) ગરીબો, નાદારો, ખાદિમો અને ગુલામો સાથે હળીમળીને રહેતા હતા. તેમની દઅવત કબૂલ કરતા, તેઓ બીમાર પડતા તો તેમની ખબરઅંતર પૂછતા, તેમના જનાઝામાં જતા અને તેમની નમાઝે જનાઝા પઢતા હતા. શરીઅત મુજબ બૈતુલમાલ (રાજકોષ)માં ગુલામોની આઝાદી માટે અલગથી રૂપિયા ફાળવવામાં આવતા હતા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ગુલામોને આઝાદ કર્યા પછી તેને આર્થિક મદદ પણ કરતા હતા.

## માનવીય સમાનતા

આપ (સલ.)ની એક મહત્વપૂર્ણ તાલીમ માનવજાતિ દરમ્યાન સમાનતા છે. આપની શિક્ષા છે કે, મનુષ્ય માત્ર કોઈ વિશેષ રંગ, વંશ, જાતિ, પ્રદેશમાં જન્મ લેવાથી ન તો ઉચ્ચ, શ્રેષ્ઠ અને સજ્જન કહેવડાવાને લાયક છે, અને ન જ આ નિમ્નતા, અપમાન અને તુચ્છતાનું માપદંડ છે. બલ્કે તમામ મનુષ્યો, ચાહે કોઈ રંગ કે વંશથી હોય, પરસ્પર ભાઈ-ભાઈ છે.

હઝરત મુહમ્મદ (સલ.)એ ફરમાવ્યું : ''તમે સૌ આદમના સંતાન છો અને આદમ માટીથી બન્યા હતા.''

એક અન્ય અવસરે વધુ વ્યાખ્યા કરતાં ફરમાવ્યું : ''હે લોકો ! જાણી લો કે, તમારો રબ (માલિક અને પાલનહાર) એક છે, તમારો પિતા એક છે. કોઈ આરબને બિનઆરબ ઉપર શ્રેષ્ઠતા નથી અને ન કોઈ બિનઆરબને કોઈ આરબ ઉપર. ન ગોરાને કાળા ઉપર અને ન કાળાને ગોરા ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત છે. શ્રેષ્ઠતા જો પ્રાપ્ત છે, તો માત્ર તકવા (ઈશભય) અને પરહેઝગારી (સંયમ)થી છે.'' *(મુસ્નદે અહમદ)*

આપ (સલ.) આ સમાનતાના વ્યવહારિક આદર્શ હતા. જો કે આપનું પાલન-પોષણ એક એવા સમાજમાં થયું હતું, જ્યાં જાતિય શ્રેષ્ઠતાનું ચલણ હતું. આપની દષ્ટિમાં નાના-મોટા, અમીર-ગરીબ સૌ સમાન હતા. આપ

(સલ.) પણ સ્વયં પોતાના માટે કોઈ વિશિષ્ટતા પસંદ કરતા ન હતા. સૌની સાથે હળીમળીને રહેતા હતા. ત્યાં સુધી કે, જે લોકો આપને ઓળખતા ન હતા, તેમને પૂછવું પડતું કે, પયગમ્બર મુહમ્મદ (સલ.) કોણ છે ?

વ્હાલા નબી (સલ.) સહાબા (સાથીઓ)ની સાથે હળી-મળીને કામ પણ કરતા રહેતા હતા. મસ્જિદે નબવીના નિર્માણમાં આપ (સલ.)એ મજૂરની જેમ કામ કર્યું. ખાઈના ખોદકામમાં આપ સામેલ થયા. એક યુદ્ધમાં સહાબાએ સ્વયં ભોજન બનાવ્યું અને કામ વહેંચી લીધું. આપ (સલ.)એ પોતાના ભાગે એ કામ લીધું કે, આપ જંગલમાંથી લાકડાં કાપીને લાવતા. સહાબાએ કહ્યું કે, અમે સેવા માટે હાજર છીએ, તો આપ (સલ.)એ મનાઈ કરી દીધી અને કહ્યું કે, ''હું તમારાથી શ્રેષ્ઠ રહેવા નથી માંગતો.''

એક વાર સવારીઓ ઓછી હતી, તો એક ઊંટ ઉપર ત્રણ સહાબા વારાફરતી સફર કરી રહ્યા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પણ આ પ્રકારે સફર કરી રહ્યા હતા. આપના સાથીઓએ ઘણી વાર કહ્યું કે, અમે પગપાળા ચાલીશું, આપ સવાર રહો. પણ આપ (સલ.)એ કહ્યું : ''ન તમે મારાથી અધિક પગપાળા ચાલી શકો છો, અને ન હું તમારાથી ઓછો સવાબનો જરૂરતમંદ છું.''

એક વાર પ્રતિષ્ઠિત કબીલા મખઝૂમની એક મહિલા ચોરીમાં પકડાઈ ગઈ. લોકોએ આપ (સલ.)ના પ્રિય હઝરત ઉસામા ઈબ્ને ઝૈદ (રદી.) દ્વારા ભલામણ કરાવી કે, તેને છોડી દેવામાં આવે. આપ (સલ.)એ કહ્યું : ''ઉસામા, તમે અલ્લાહપાકના કાનૂન સબંધે ભલામણ કરો છો ?''

આપ (સલ.)એ લોકોને સંબોધિત કરતાં કહ્યું કે, તમારાથી પહેલાની ઉમ્મતો (સમૂદાયો) એટલા માટે બરબાદ થઈ ગઈ કે, જ્યારે તેમનામાં કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિ કોઈ ગુનોહ કરતો, તો તેને માફ કરી દેતા અને સાધારણ વ્યક્તિ ગુનોહ કરતો, તો તેને સજા આપતા. અલ્લાહ તઆલાના સોગંદ ! જો મુહમ્મદની દીકરી ફાતિમા પણ ચોરી કરતે, તો તેને પણ તેના ગુનાહની સજા અવશ્ય આપવામાં આવતે.

# ગુલામીનો અંત

ગુલામીના અમાનવીય રિવાજને ધીમે ધીમે સમાપ્ત કરી દેવામાં આવ્યો. અલ્લાહપાકના રસૂલ (સલ.)ના આંદોલને ગુલામોની સ્વતંત્રતા અને તેમની સાથે ઉત્તમ વ્યવહારને એક અભિન્ન અંગ બનાવી લીધું.

આપ (સલ.)એ કહ્યું : "જેને ખુદા તઆલાએ તમારા આધિન કરી દીધા, તેને તે ખવડાવો જે તમે ખાઓ છો અને તે જ વસ્ત્ર પહેરાવો, જે તમે સ્વયં પહેરો છો. અને તેમને એટલું કામ ન આપી દો, જે તેમના માટે ભારે થઈ જાય. અને જો ભારે કામ આપો, તો તેના કામને પૂરૂ કરવામાં જાતે પણ સાથે મળીને તેની સહાયતા કરો. *(બુખારી શરીફ)*

આપ (સલ.)ના આદેશ ઉપર જ્યારે સહાબા (રદી.)એ અમલ કરવાનું શરૂ કર્યું, તો એ ભેદ કરવું કઠિન થઈ ગયું કે, માલિક કોણ છે અને દાસ (નોકર) કોણ ? *(બુખારી શરીફ)* આમ, ગુલામી વાસ્તવમાં સમાપ્ત થઈ ગઈ. આ સુધારણાની પાછળ પણ કોઈ સરકારી કે રાજનૈતિક શક્તિ કે પોલિસ-ફૌજ કે કાનૂન ન હતા. આ બધો ચમત્કાર હતો અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના મહાન વ્યક્તિત્વનો ! રંગ અને વંશનો ભેદ એ રીતે સમાપ્ત થઈ ગયો કે, તે જ આરબો, જે કાળા લોકોથી ધૃણા કરતા હતા, તે જ આરબોમાં એક હબ્શી ગુલામ હઝરત બિલાલ (રદી.) મસ્જિદે નબવીના મુઅઝ્ઝિન (અઝાન આપનાર)ની હેસિયતથી પ્રતિષ્ઠિત થયા અને તેમને દુનિયામાં ઉચ્ચ સ્થાન પ્રદાન કરવામાં આવ્યું.

ગુલામો પ્રત્યે નબી (સલ.)ના દયાભાવ અને વ્યવહારે સહાબાને ખૂબ પ્રભાવિત કર્યા. હઝરત ઉસ્માન (રદી.)એ જેઓ ખૂબ ધનવાન, દાનવીર અને વ્હાલા નબીના જમાઈ અને તૃતીય ખલીફા હતા, એક વાર ક્રોધમાં પોતાના ગુલામનો કાન મરડી નાંખ્યો, તો તે જ સમયે તેમને લાગ્યું કે, આ તો સારૂં નથી થયું. ગુલામને કહ્યું : "તમે પણ મારો કાન મરડી નાંખો." ગુલામે કાન ઉપર હાથ મૂકી દીધો, તો તેઓ બોલ્યા : "ના, તે જ રીતે સખ્તાઈથી મરડો, જેવી રીતે મેં મરડ્યો હતો. આખિરતમાં અલ્લાહપાક તેના

વિશે પૂછે તેનાથી સારૂં છે કે, આજે જ તેનો બદલો લઈ લેવામાં આવે.''

## સ્ત્રીઓનું માન-સન્માન

હઝરત મુહમ્મદ (સલ.)ના આગમન પૂર્વે સ્ત્રીઓની ઘણી દુર્દશા હતી. તેમને કોઈ અધિકાર પ્રાપ્ત ન હતો. વારસામાં કોઈ હિસ્સો ન હતો. દુરાચાર અને બળાત્કાર સામાન્ય હતા. નિર્લજ્જતા અને બેશરમીનું ચલણ હતું. નિકાહ (લગ્ન)ની કોઈ સીમા ન હતી. પુરૂષ જેટલી ચાહે શાદીઓ કરી લેતો. ત્યાં સુધી કે, સાવકી માતા ઉપર પણ અધિકાર જમાવીને તેને પત્ની બનાવી લેવામાં આવતી. પુત્રીની હત્યાનો રિવાજ પ્રચલિત હતો. બાળકી જન્મતી, તો તેને જીવતી દાટી દેવામાં આવતી હતી. સ્ત્રીઓ સાથે કોઈ શિષ્ટ વ્યવહાર કરવામાં આવતો ન હતો, અને દરેક પ્રકારે શોષણ કરવામાં આવતું હતું તેમજ તેને ભોગ-વિલાસની વસ્તુ સમજવામાં આવતી હતી.

માનવતા-ઉપકારક હઝરત મુહમ્મદ (સલ.)એ આ ગંદી માનસિકતાને સંપૂર્ણપણે બદલી નાખી અને સ્ત્રીઓને તેમના સ્વાભાવિક અધિકાર આપ્યા તથા સમાજમાં આદર-સન્માન પ્રદાન કર્યું.

કુરૂઆને કરીમમાં ઉલ્લેખ છે : ''તેમની સાથે ભલી રીતે જીવન વિતાવો. જો તેઓ તમને પસંદ ન હોય, તો બની શકે છે કે, એક વસ્તુ તમને પસંદ ન હોય, પરંતુ અલ્લાહપાકે તેમાં ઘણી જ ભલાઈઓ મૂકી દીધી હોય.''

*(કુરૂઆન શરીફ : ૪:૧૯)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.)નું બયાન છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ''મુઅમિનોમાં ઈમાનની દૃષ્ટિએ સૌથી પૂર્ણ તે છે, જે તમારામાં નૈતિકતા (અખ્લાક)ની દૃષ્ટિએ સૌથી સારો હોય. અને તમારામાં સૌથી સારો તે છે, જે પોતાની સ્ત્રીઓ પ્રત્યે સારો હોય.''

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ મહિલાઓ અને પુરૂષોને ન્યાયપૂર્વક અધિકારો આપ્યા. બન્નેને માલ અને સંપત્તિમાં અધિકારો પ્રદાન કર્યા. બન્નેને પોતપોતાની સંપત્તિ ખરીદવા-વેચવા અને તેની વ્યવસ્થા કરવાની આઝાદી આપી. તેઓ ચાહે તેને ગીરો મૂકે, પટ્ટા ઉપર આપે, કોઈને વેચી દે અથવા

તેને પોતાની જરૂરતો પૂરી કરવામાં ઉપયોગ કરે. સ્ત્રીઓને પુરૂષ સમાન અધિકારો પ્રાપ્ત છે.

કુર્આને પાકમાં છે : "પુરૂષો માટે એ માલમાં હિસ્સો છે, જે માં-બાપ અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય અને સ્ત્રીઓ માટે પણ એ માલમાં હિસ્સો છે, જે માં-બાપ અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય." *(કુર્આન શરીફ : ૪:૭)*

"જે કંઈ પુરૂષોએ કમાયું છે, તે મુજબ તેમનો હિસ્સો છે અને જે કંઈ સ્ત્રીઓએ કમાયું છે, તે મુજબ તેમનો હિસ્સો." *(કુર્આન શરીફ : ૪:૩૨)*

એક હદીષે પાકમાં હઝરત મુહમ્મદ (સલ.)એ સ્ત્રીઓ અંગે શિખામણ આપી છે કે, "જે તમે ખાઓ, તેમને પણ ખવડાવો. જે કંઈ તમે પહેરો, તેમને પણ પહેરાવો. તેમને મારો નહીં અને અપશબ્દો ન કહો." *(અબૂ દાઉદ)*

વ્હાલા નબી (સલ.)એ દીકરીઓના પાલનપોષણની પ્રેરણા આપી. તેમની હત્યા ઉપર પ્રતિબંધ લગાવ્યો. વર્તમાન યુગમાં પણ મુસ્લિમ સમાજ ભ્રુણ હત્યા જેવી બૂરાઈઓથી મુક્ત છે. આ ઈસ્લામની શિક્ષાઓનો જ પ્રભાવ છે. જ્યારે બીજા સમાજોમાં આ પ્રકારની ઘટનાઓ આજે પણ જોવા મળે છે. હવે તો બિનમુસ્લિમ સમાજમાં નારી ભ્રુણ હત્યાનો જાણે રિવાજ જ બની ગયો છે.

ઈસ્લામ પુત્રીઓ ઉપર પુત્રોને પ્રાથમિકતા આપતો નથી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : "જે વ્યક્તિને પુત્રી હોય, તે ન તો તેને જીવતી દાટે, ન તેની સાથે ઉપેક્ષાનો વ્યવહાર કરે, ન તેના ઉપર પોતાના પુત્રને જ પ્રમુખતા આપે, તો અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ કરશે." *(અબૂ દાઉદ)*

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ પુત્રીઓના ભરણપોષણ, શિક્ષણ (ઈલ્મ), શાદી-વિવાહ અને તેમની સાથે સમતાના વ્યવહાર ઉપર જહન્નમ (નર્ક)થી મુક્તિ મેળવવા અને જન્નત (સ્વર્ગ) મળવાની ખુશખબર સંભળાવી છે : "જેણે ત્રણ પુત્રીઓનું પાલનપોષણ કર્યું, તેમના શિક્ષણ-પ્રશિક્ષણનો પ્રબંધ કર્યો અને તેમનું લગ્ન કર્યું તથા તેમની સાથે પછી સદ્વ્યવહાર કર્યો,

તો તેના માટે જન્નત છે.'' *(અબૂ દાઉદ)*

એક હદીષમાં છે કે, ''તમારામાંથી જેની ત્રણ પુત્રીઓ અથવા ત્રણ બહેનો હોય અને તે તેમની સાથે સારો વ્યવહાર કરે, તો તે જન્નતમાં અવશ્યપણે દાખલ થશે. *(તિરમિઝી શરીફ)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ''જેને ત્રણ પુત્રીઓ હોય અને તે તેના સંદર્ભની તકલીફો અને આર્થિક મુશ્કેલીઓ ઉપર ધીરજ ધરે, તો તેની સાથે તેની હમદર્દીના કારણે અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ કરશે.''

આ બાબતે કોઈ વ્યક્તિએ પૂછ્યું કે, કોઈની બે પુત્રીઓ હોય (અને તે તેના સંદર્ભમાં તકલીફ ઉઠાવે) તો ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, બે પુત્રીઓ હોય તો પણ (અલ્લાહપાક જન્નત આપશે). એક વ્યક્તિએ ફરી પૂછ્યું કે, જો એક પુત્રી હોય તો ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, એક હોય તો પણ. *(મુસ્તદરકે હાકિમ)*

આપ (સલ.)એ શાદી-વિવાહમાં છોકરીની સહમતિને સ્થાન આપ્યું.

પતિનો દેહાંત થઈ જાય અથવા તેને તલાક આપવામાં આવે અને મહિલા આર્થિક દૃષ્ટિએ સ્વાવલંબી ન હોય, તો સંતાન ઉપર અને સંતાન ન હોવાની સ્થિતિમાં પિતા અથવા અન્ય નિકટના સગા-સબંધીઓ ઉપર તેની જવાબદારી નાખવામાં આવી છે.

હઝરત સુરાકહ બિન માલિક (રદી.)નું બયાન છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''શું હું તમને બતાવું કે, સૌથી મોટો સદકો (દાન-પુણ્ય) શું છે ?'' કહેવામાં આવ્યું : ''હુઝૂર ! જરૂર બતાવો.'' આપ (સલ.)એ ફરમાવ્યું : ''પોતાની એ દીકરી ઉપર ઉપકાર કરવો, જે (વિધવા હોવાને કે તલાક આપવાને કારણે) તારી તરફ પરત કરી દેવામાં આવી હોય અને તારા સિવાય અન્ય તેના માટે કમાનાર ન હોય.'' *(મુસ્નદે અહમદ)*

આપ (સલ.)એ વિધવા સાથે લગ્ન કરવાની પ્રેરણા આપી છે અને તેને પુણ્ય-કર્મ બતાવ્યું.

માનવીય કાયદાઓનો પ્રારંભિક ઈતિહાસ, ઈસ્લામી કાયદાઓના વિભિન્ન યુગો, બુન્યાદી અંશો, યુરોપિય નિષ્ણાંતોના અભિપ્રાયો, ઈસ્લામી શરીઅત અને નાગરિક કાયદાઓ, કાયદાની વ્યાખ્યામાં યુરોપિય કાનૂનવિદોના મતભેદો, માનવસમાજની એકતા, માનવહક્કો, વાણી સ્વતંત્રતા, ન્યાયિક અદાલતો, સામાજિક-આર્થિક બાબતો, ગુનાહો ઉપર અંકુશ અને સજાઓ વિશે ઈસ્લામી દષ્ટિકોણ, ઈસ્લામી કાયદાઓની વિવિધ ખાસીયતો, વિશાળતાઓ અને સફળતાઓ તથા માનવીય કાયદાઓની સંકુચિતતાઓ અને નિષ્ફળતાઓનો પણ કાનૂની નિષ્ણાંતોના અભિપ્રાયો સાથે વિગતવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે...

આંતરરાષ્ટ્રીય કાનૂની સ્પર્ધા એકેડમી 'International Conference on Comparative Law'ના પૂર્વિય વિભાગે ૧૯૫૧ ઈસ્વીમાં ફિકહે ઈસ્લામીમાં ચર્ચા-વિચારણા માટે પેરીસ યુનિવર્સિટીમાં "ફિકહે ઈસ્લામીનું અઠવાડિયું"ના નેજા હેઠળ કોન્ફરન્સ યોજવામાં આવી. તેમાં જગતભરમાંથી વકીલો, માનવ હક્કોના પ્રખર વિદ્વાનો અને અઝહર યુનિવર્સિટી (ઈજીપ્ત)ના પ્રખર કાયદાશાસ્ત્રીઓએ ભાગ લીધો. આ કોન્ફરન્સના છેલ્લા દિવસે જે ઠરાવો પાસ થયા, તેમાં સ્પષ્ટપણે લખવામાં આવ્યું કે, "ઈસ્લામી કાયદા કાનૂન વિશે યોજાયેલ આ બેઠક અઠવાડિયા સુધી ચાલેલ વાદ-વિવાદો અને ચિંતન મંથનના અંતે આ નિર્ણય ઉપર પહોંચી છે કે, **"ઈસ્લામી કાયદા-કાનૂનોના ફાયદાકારક હોવામાં કોઈ સંદેહ નથી. કાનૂનની આ શાખામાં તે બધા જ કાયદા-કાનૂન મૌજૂદ છે, જે તેને મોર્ડન યુગની જરૂરતો પુરી કરવાને લાયક બનાવે છે."**

જીનીવા લૉ કોલેજના પ્રમુખ પ્રોફેસર **'સ્પેરવી'** કહે છે કે, "પૂરી માનવજાતિએ ઈસ્લામના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર ગર્વ કરવો જોઈએ. કેમકે આપે માનવતાને માટે એવો કાનૂન બનાવ્યો કે, માનવતા તેના ઉચ્ચ ધોરણ પર હવે પછીના બે હજાર વર્ષોમાં પણ આવી જાય તો એ ઘણી જ ખુશાલીના કારણરૂપ સફળતા હશે."

**'ટોલ્સટોય'** લખે છે કે, માનવજગતના માર્ગદર્શન માટે કુર્આન સર્વશ્રેષ્ઠ માર્ગદર્શક છે. તેના અંદર સભ્યતા અને સુલૂકાઈ, સંસ્કૃતિ અને સમાજ વ્યવસ્થા તથા નૈતિક સુધારાની તઅલીમ છે. જો દુન્યામાં માત્ર આ પુસ્તક જ હોત, અને તેના સિવાય કોઈ માર્ગદર્શક ન આવત, તો પણ તે વિશ્વના માર્ગદર્શન માટે પુરતું હોત.

પ્રખર કાનૂની નિષ્ણાંત **પ્રો.નોલીનો** લખે છે કે, યુરોપિય ભાષાઓમાં કોઈ શબ્દ એવો નથી, જે ઈસ્લામી કાનૂની શબ્દ 'ફિકહ'ની સંપૂર્ણ બરાબરી કરી શકે અને ફિકહનો ભાવાર્થ સમજાવી શકે.

આની ચોખવટ કરતાં ડો. નોલીનો લખે છે કે, ફિકહનો શબ્દ તે પ્રશ્નોની પણ છણાવટ કરે છે, જેમાં અલ્લાહ પાક અને બંદા (માનવી)ના સબંધો જોડાયેલા છે. અને માનવીના પ્રાયવેટ તથા સામાજિક પ્રશ્નોથી પણ ચર્ચા કરે છે. ફિકહમાં ઈબાદતોનું પણ વર્ણન છે અને સામાન્ય હક્કોનું પણ. તેમાં કૌટુંબિક, સામાજિક પ્રશ્નો (નિકાહ, તલાક, વારસાઈ) વગેરેની પણ ચર્ચા છે. તો માલી હક્કો, વકફ, ન્યાયાધિશની ફર્ઝો, શર્તો, સજાઓ, વિદેશી બાબતો વગેરે વિભિન્ન વિષયોની વિગતવાર ચર્ચા કરવામાં આવે છે.

યુરોપિય કાયદાશાસ્ત્રીઓએ આ વાતનો સ્વીકાર કર્યો છે કે, ઈસ્લામી શરીઅતમાં માનવજીવનના બધા જ પ્રશ્નો અને મુશ્કેલીઓ હલ કરવાની સંપૂર્ણ સલાહિય્યત મૌજૂદ છે. ઘણા સેમીનારોમાં યુરોપિય કાયદાશાસ્ત્રી-ઓએ આ વાતનો સ્વીકાર કરતા ઠરાવો પસાર કર્યા છે કે, ઈસ્લામી કાયદાશાસ્ત્ર પણ કાયદાના બીજા સ્રોતોની જેમ એક સ્રોત છે. અને તેમાં પ્રગતિ તથા ઉત્થાનની સંપૂર્ણ લાયકાત મૌજૂદ છે.

**એડવર્ડ ગીબન** લખે છે કે, "આટલાન્ટીકથી ગંગા સુધી આ માની લેવામાં આવ્યું છે કે, કુર્આન શરીફ લોકશાહી સરકારની રૂહ અને તેની બુન્યાદ છે. તેમાં માત્ર ધાર્મિક સિધ્ધાંતો જ નથી, પણ હુકમો, સજાઓ અને સંસ્કૃતિ તથા સભ્યતા અને સંપૂર્ણ જીવન વ્યવસ્થાની સાથે માનવજાતિનું જીવન સંકળાયેલું છે. અને જે મૂલ્યો જીવન માટે ઘડતર સમાન છે, તેમના માટે શ્રેષ્ઠ બુન્યાદ છે."

## આધુનિક યુગની સમસ્યાઓનું કારણ

જ્યારથી દીન-ધર્મના માર્ગદર્શનને જીવનવ્યવસ્થા તરીકે છોડીને માનવરચિત રાજકીય, આર્થિક તથા સામાજીક કાનૂન બનાવવામાં આવ્યા, ત્યારથી ચમકતું વિશ્વ અને કણસતું વિશ્વ એક સાથે પરેશાન છે. માત્ર બુધ્ધિ અને ભૌતિક પ્રયોગના આધારે માનવીય જીવનનો પ્રવાસ ખેડીને માનવજાતને સફળતા અપાવવાની દાવેદાર વિચાર-ધારાઓની કામગીરી આપણી સામે છે. બાહ્ય ચમકદમક, પ્રગતિના દાવાઓ, ટેલિકોમ્યુનિકેશનની હેરતભરી વ્યવસ્થા, ઉપચારની અજોડ સુવિધાઓ, વિજ્ઞાન તથા ટેકનોલોજીની આશ્ચર્યકારક આગેકૂચ છતાં માનવી પરેશાન છે, ઈન્ડીયા પરેશાન છે, યુરોપ તથા અમેરિકાની પરેશાનીઓ જુદી છે. એશિયા તથા આફ્રિકાની સમસ્યાઓ જુદી છે. માનવતા અને માનવીય મૂલ્યો બધું સસ્તું થઈ ગયું છે. માનવીય જાનની કોઈ કિંમત ન રહી. માનવીય લાગણીઓ, સંવેદનાઓ, મુહબ્બત-પ્રેમ, મુરૂવ્વત-શરમ, બધું મૂલ્યવિહિન સિક્કાઓ બની ગયું છે. બેહયાઈ, નિર્લજ્જતા, લૂંટમાર, બળજબરી ચલણી સિક્કા સમાન બની ગઈ છે. અને આ બધા દૂષણોના પરિણામે વિશ્વભરના માનવસમાજનો સર્વપક્ષીય વિનાશ થઈ રહ્યો છે. નવા વર્લ્ડ ઓર્ડરના ઈજારેદારો હેરાન-પરેશાન છે કે, તેમની આર્થિક વ્યવસ્થાનો પરપોટો કેવી રીતે ફૂટી ગયો. કેવી રીતે બુદ્ધિના માર્ગદર્શન અને ''ખાઓ, પીઓ, મોજ કરો''ની ફિલોસોફી અંતર્ગત વિશ્વ અભૂતપૂર્વ ખાદ્યાન્ન કટોકટી, પીવાના પાણીની કટોકટી, ગ્લોબલ વૉર્મિંગની કટોકટી, વૈશ્વિક મંદીની કટોકટી તથા સામાજીક સબંધોની કટોકટીમાં સપડાયેલું છે. માનવજાત અગ્રણીઓએ એ વિચારવું જોઈએ કે, શું આ દુનિયા જે ૩૦૦ વર્ષના બુધ્ધિ સન્મુખ તથા ખુદાવિમુખ પ્રયોગના આધારે અસ્તિત્વમાં આવી, શું આ જ આદર્શ દુનિયા છે ?